**ધીરૂ** અને **ધાંધળપ્રસાદ** આ પ્રમાણે **થાક, માર અને અપમાન** સહન કરવામાં ધીમે ધીમે **ઘડાતા ગયા.**

પણ જેમ જેમ તેઓની **સહવાની** શક્તિ ખીલતી ગઇ. તેમ તેમ ગુરૂનો **ત્રાસ** પણ **વધતો** ગયો. ગમે તેટલી કાળજીપૂર્વક અને સફાઈ તથા ત્વરાથી કામ થયું હોય તો પણ એક યા બીજા બ્હાને ગુરૂ બેત્રણ પ્રહાર કર્યા વગર રહેતા જ નહિ. એટલું જ નહિ પણ બબ્બે વરસ એમ વીતી જવા છતાં ગુરૂ હજી ઉપદેશની તો વાતે સંભારતા નહિ. હજી તો **કામની સફાઈ, ત્વરા અને કામમાં એકાગ્રતા** ખાતર જ માર પડયા કરતો!

આથી હવે **ધાંધળપ્રસાદ**ની ધીરજ હારી. તેણે એકાંત મળતાં જ **ધીરૂ**ને કહ્યું: "ભાઈ, બબ્બે વરસ થવા છતાં હજી તો ઉપદેશની શરૂઆત પણ થઇ નહિ અને માર અને અપમાન તો પ્રતિદિન વધતાં જાય છે. માર ખાતાંય કાંઇ જ્ઞાન મળ્યું હોત તોય મન વાળત કે માર નકામો તો ગયો નથી! માટે હવે હું તો અહીંથી નાસી છૂટ-વાના ઠરાવ પર આવ્યો છું."

**ધીરૂ**એ કહ્યું: "આપણે **પોતે જ** 'વચન' આપ્યું છે કે ગુરૂની આજ્ઞા વગર આશ્રમ છોડવો નહિ. વચન આપવા **પહેલાં** વિચાર કરવો હતો; પછી **કાયર** બની **વચનભંગ** થવું એ તો આપણી કિંમત કરાવવા બરાબર છે. અને ગુરૂએ તો આપણને **આગળથી** જ ચેતવ્યા હતા! માન ઘડીભર કે ગુરૂ હજી પણ કાંઇ ઉપદેશ નહિ આપે, તો પણ આપણું વચન પાળવાની જે મક્કમતા આપણામાં ખીલી તે અને ન્હાનું મ્હોટું દરેક કામ એકાગ્રતાપુર્વક સફાઇથી અને ત્વરાથી કરવાની જે ટેવ આપણામાં ખીલી તે તથા દુઃખ

અને અપમાન સહવાની જે શક્તિ આપણામાં પ્રકટી તે,—આ લાભો તો આપણા જ છે."

પણ ધાંધળપ્રસાદને આ કાંઇ ગમ્યું નહિ. તેણે તો જેવા ગુરૂ સ્નાન કરવા ઉઠયા કે તુરત પોતાના ઘર ભણીનો રસ્તો લીધો !

બીજું એક વર્ષ વીતી ગયું. આજે આશ્રમમાં આવ્યાને હજાર દિવસ થયા. આજે તો સ્હવારમાં ઉઠતાં જ બે પ્રહારનું દાન મળી ચૂકયું હતું ! ઉપરથી વળી માટલું લઇને એક કોશ દૂર આવેલી વાવનું પાણી લેવા જવાનું ફરમાન થયું હતું ! ખરેખર આજ તો ધીરૂની પણ ધીરજ ખૂટવા લાગી હતી !

વાવ એકાંતમાં આવી હતી. વાવના કીનારાપર મટકું મૂકી ધીરૂ લમણે હાથ દઇ વિચારમાં પડયો. પોતાના કમનશીબને તે શાપ આપવા લાગ્યો. હજાર હજાર દિવસનો પણ તપ ફળ્યો નહિ એ વિચારથી છેકજ નાસીપાસ થયો. ભાગવું એ એને કાયરપણું અને દુઃખરૂપ લાગતું હતું તેમ વધુ વખત આ સ્થિતિ ચલાવી લેવી તે પણ અસહ્ય લાગતું હતું.

છેવટે જેમતેમ નિશ્ચય કરી ઉઠયો અને મટકાને સલામ કરી બોલ્યોઃ " દોસ્ત ! હવે છેલ્લી સલામ છે !"

મટકા તરફ પીઠ કરે છે એટલામાં ખડખડ હાસ્યનો અવાજ ત્હેના કાને પડયો. આ નિર્જન સ્થાનમાં હાસ્ય કેવું ! પાછો ફરી જુએ છે તો મટકાને જ વાચા ફુટી છે ! આશ્ચર્ય !

" શું આ હાસ્ય તું મટકામાંથી જ ઉદ્ભવ્યું હતું કે ?" ધીરૂએ પ્રશ્ન કર્યો.

" અરે મૂર્ખ ! મ્હને તું સાધારણ મટકું કહી તુ પોતાને કાંઇ

મ્હોટો દેવ માને છે કે? તું પણ મટકું જ છે. ત્હારા–મ્હારા વચ્ચે કાંઇ અંતર હોય તો તે એ જ કે હું ગુરૂકૃપા પામી શક્યું છું, જ્યારે તું તો હજી તે પણ પામ્યો નથી!"

"તું ગુરૂકૃપા પામી શક્યું છે એનો કાંઈ પુરાવો?" ધીરૂએ પૂછ્યું.

"પુરાવો એ જ કે ત્હારા જેવા મનુષ્યે મ્હને ન્હવડાવવું પડે છે, ઠંડું શિતળ જળ મ્હારા ઉદરમાં ભરવાનો શ્રમ સેવવો પડે છે અને પોતાના માથે ચ્હડાવીને યત્નપૂર્વક ગુરૂના આશ્રમમાં સહીસલામત સ્થાને મ્હને સ્થાપવું પડે છે. ત્હારે બીજાની કાળજી કરવી પડે છે અને મ્હારી કાળજી બધાએ કરવી પડે છે. એ શું ગુરૂકૃપા વગર?"

"ઠીક, પણ એ ગુરૂકૃપા ત્હારાપર કેમ ઉતરી આવી?" ધીરૂએ વધુ પ્રશ્ન કર્યો.

"એ જ તો મુદ્દાનો પ્રશ્ન છે!" મટકું બોલ્યું "એકાદ બે સોટીના પ્રહારમાત્રથી તું નાશવા તૈયાર થયો છે, તો મ્હારા તપનો ઇતિહાસ કહું તો નો તું દિવાનો જ બની જાય! સાંભળ! પ્રથમ હું જમીનરૂપે મ્હારી જાત સાથે મસળ્યો પડ્યો હતો. કોદાળીપાવડા વડે મ્હને મ્હારી જાતથી છૂટો કરવામાં આવ્યો. પછી મ્હારા અંગના ટુકડે ટુકડા કરવામાં આવ્યા. પછી મ્હને ગધેડે ચ્હડાવી એવે સ્થાને લઇ જવામાં આવ્યો કે જ્યાં મ્હારા પર પાણી નાખી ખૂબ ખુંદવામાં આવ્યો. ખુંદી ખુંદીને માખણ જેવો કર્યો ત્યારે વળી ચક્કર પર ચ્હડાવવામાં આવ્યો. ચક્કર પર ઘુમાવવા સાથે વળી મ્હારા પર ટપલા મારવામાં આવતા. આ પ્રમાણે મ્હારો ઘાટ ઘડાતો હતો! હવે મ્હેં માન્યું કે આટલેથી વેદનાનો અંત આવ્યો! પણ ના, હજી તો 'પાશેરામાં પહેલી પુણી' હતી. મ્હારા જેવા અનેક ઘાટ ઘડાયા અને તે બધાને મ્હારી બાજુમાં ગોઠવ્યા. બીજે દિવસે અમને મિત્રોને

એકબીજા ઉપર ગોઠવી ચોતરફ ઘાસ, કચરો, કાષ્ટ વગેરે નાખી આગ લગાડવામાં આવી ! દોસ્ત ધિરૂ ! આ કાંઇ નાટકનો કિસ્સો નથી,– આ તો જાતે સહેલી દુઃખપરંપરાનો ઇતિહાસ છે ! તું એનો ખ્યાલ પણ કેવી રીતે લાવી શકે ! આગ !–શું સ્હમજ્યો ?–ત્રણ ત્રણ દિવસ સુધી અખંડ ધુંધવાતી આગમાં અમારી શું દશા થઇ હશે એ ત્હને ક્યા શબ્દોમાં કહી બતાવું ?...પણ એટલેથી એ અમારી પીડાનો અંત આવ્યો ન હતો."

"હં ! આ તો **ધ્યાન** પણ **અસહ્ય** છે !" **ધીરૂ** વચ્ચે બોલ્યો "આટઆટલા કષ્ટ બાદ પણ હજી સહવાનું બાકી રહે એ તો કમનશીબીની અવધિ જ કહેવાય ! પણ વારૂ, ત્હારૂં આત્મકથન પૂરૂં કર."

"ભાઈ ધિરૂ !" મટકે આગળ ચલાવ્યું "ત્રણ દિવસ એ ધુંધવાતી આગમાં બળીજળી તોબાતોબા પુકાર્યા બાદ અમને બહાર કહાડી અમારી **કસોટી** કરવાનું કામ આરંભાયું ! એકેક મટકા પર એકેક બબ્બે ટોલા મારી અમારો 'ધ્વનિ' તપાસવામાં આવતો. જેમાંથી રણકારો નીકળતો તેવાને એક બાજુએ મૂકવામાં આવ્યા. હવે અમને બજારના ચોકમાં મૂકવામાં આવ્યા. જે કોઇ આવે તે અમારા માથાપર ટોલા મારે અને અમારી પરીક્ષા કરે. એક પછી એક સર્વ મિત્રોને છૂટા પાડવામાં આવ્યા ! સહાનુભૂતિનું સ્થાન પણ રહેવા દીધું નહિ ! આ સ્થિતિ તો હવે છેક જ અસહ્ય થઇ પડી. પણ **કોઈપણ બાબતની અવધિ થાય છે ત્યારે જ નવી જીંદગી શરૂ થાય છે !** એ ભયંકર અસહ્ય સ્થિતિ વખતે જ ગુરૂજી મ્હને ખરીદી ગયા અને ત્યારથી મ્હને પૂરી સાહ્યબી અને શાંતિ અને માન મળે છે ! અસહ્ય પીડાઓ સહન કરી એ પહેલાં જ્યારે હું મારી જાતથી મસળેલો હતો ત્યારે ત્હમે મનુષ્યો અમારા પર ઝાડો-

પીશાય કરતા, ત્હેને બદલે હવે ત્હમે જ અમને માથે ચ્હડાવો છો! મ્હારા પેટમાં બરફ જેવું અને નિર્મળ જળ **વગર પ્રયત્ને** આવવા પામે છે—અને તે પણ **નિત્ય નવું!** અને વળી હું એ વડે ત્હમો સર્વની તૃષા છીપાવી શાન્તિ આપી શકું છું. ગુરૂનો આ પ્રતાપ શું થોડો છે?"

ધીરૂ મનમાં ઉંડો ઉતરી ગયો. તેણે નિશ્ચય કર્યો કે પાછા પગ ન જ કરવા અને ગુરૂપાસે જઇ એક ઓર વિશેષતા કરવી. આજ સુધી કષ્ટ સહતો તે **દુઃખની** લાગણી સાથે સહતો, હવે તો **આનંદની** લાગણી સાથે સહવું, એવો નિશ્ચય કર્યો. એક પ્રહાર પડે તો બીજા પ્રહારની **માંગણી** કરવી, એવો પણ નિશ્ચય કર્યો. નિશ્ચય બાદ આંખો ચોળી જેવો તે ઉભો થાય છે તો ત્હેને લાગ્યું કે મટકું તો કાંઈ જ બોલતું નહોતું, પણ મનમાં એવો ભાસ થયો હતો!

મટકું લઇ, પગથીઆં ઉતરી, વાવમાં ગયો; મટકું બહારથી તેમજ અંદરથી ધોઇ ઠંડું જળ ટોચાટોચ ભરી ગુરૂસ્થાન તરફ ચાલ્યો.

અને એ જ રીતે દરેક સુજ્ઞ જિજ્ઞાસુ પોતાનું મટકું—પોતાની કાયા—બહારથી તેમજ અંદરથી પ્રથમ સાફ કરે છે અને પછી તેમાં શાન્તિદાયક ઉપદેશ ભરે છે, જેને પરિણામે તે 'ગુરૂસ્થાને' જ પહોંચી જાય છે!

મટકું હમેશને ઠેકાણે મૂકી જેવો ગુરૂપાસે **ધીરૂ** ગયો કે તરત જ ગુરૂએ "આટલો બધો વિલંબ?" એવા શબ્દો સાથે જ બે પ્રહાર કરી લીધા.

અને **ધીરૂ**એ હજી ખુલ્લી પીઠ ગુરૂ તરફ અડોલ વૃત્તિથી **ધરી રાખી.** તે મનમાં જ બોલ્યોઃ "ગુરૂદેવ! બે કૃપાકટાક્ષોથી મ્હારી તૃપ્તિ કેમ થાય? ઓર વધારે પ્રસાદી ઇચ્છું છું!"

જો કે એ શબ્દો તે પોતાના મન સાથે જ બોલ્યો હતો તથાપિ એના મ્હોં પરના ભાવપરથી તથા પીઠ ધરી રાખવાની એની મક્કમતા પરથી ગુરૂ એનો **સ્વભાવપલટો** જાણી ગયા !

"**સાચા ધીરૂ!**" ગુરૂ બોલ્યા "**આજે** ત્હેં ત્હારા નામની સાર્થકતા કરી છે. આજે ત્હેં ત્હારો 'અધિકાર' સાબીત કર્યો છે. '**રણ તો ધીરાનાં ધીરાનાં, નહિ કાયરનાં કામ,–રણ તો ધીરાનાં ધીરાનાં!**' એવું જે ગવાય છે તે અક્ષરસઃ સત્ય છે અને તું એ રણમાં ઝુઝવાને યોગ્ય થઇ ચૂક્યો છે. માટીસમાન જાત-ભાઇઓથી જૂદો પડી ત્હારૂં વ્યક્તિત્વ ત્હેં ખીલવ્યું છે અને સાબીત કર્યું છે. આ 'અધિકાર' પામવાપણું એ જ અડધી જીત છે! કષ્ટ સહવાં, એટલું જ નહિ પણ **આનંદની લાગણી સાથે સહવાં** એ જ ઉંચા જ્ઞાન માટેની યોગ્યતા! હવે મ્હારી આશિસ્ છે કે તું અલ્પકાળમાં ત્હારી મનોકામના સિદ્ધ કરશે." અને ત્હેમણે ત્હેના માથા ઉપર હાથ મૂક્યો.



"પુરૂષાર્થ જ ત્હારો દેવ છે!"

"**જેવી જેની બુદ્ધિ, તેવી ત્હેની સિદ્ધિ.**"

"નિશ્ચયાત્મક બુદ્ધિ એ જ ખરી બુદ્ધિ."

"Obtaining = **enjoying** pain and loss!"

# વાતોના ગ્રાહક હજારો છે,
# શક્તિનો ગ્રાહક વિરલો !

જ્યાં જુઓ ત્યાં હજારો લોકો સાધુસંતને ઘેરી બેઠા હોય છે.

**શાથી** ભલા ?

શું આટલાબધા લોકોને સંસારથી વિરાગ આવી ગયો છે ? અગર શું આટલા બધાઓ વિરાગ **પામવા** ઇચ્છે છે ?

ના, તેઓ હજી વિરાગનો અર્થ જ સ્હમજ્યા નથી હોતા, તો પછી વિરાગની **કિંમત** તો સ્હમજે જ ક્યાંથી ? વિરાગ તો **સશક્તમાં** હોઇ શકે, અશક્તમાં નહિ. અને સશક્તની **તમામ રીતભાત** જ જૂદી હોય. અને દુનિયામાં સશક્તની **સંખ્યા** પણ **અલ્પ** હોય.

એક વિરાગ **સ્વાભાવિક** હોય છે, એટલે કે ભરપૂર ઇચ્છાશક્તિ સાથે જન્મેલા માણસમાં સહજાસહજ વિરાગ હોય છે, અર્થાત્

કે કોઇપણ **ચીજને વળગી રહેવાની નબળાઈ એનામાં નથી હોતી.** બીજો વિરાગ પ્રયત્નથી–**અભ્યાસથી**–મનનથી–મેળવાય છે. માણસ જન્મથી બહુ સશક્ત ન પણ હોય તો પણ જો ધીરજથી, ક્રમસર, લક્ષપૂર્વક ઉપદેશવચન ગ્રહણ કરે અને એના પર એકાંતમાં મનન કરે તથા જીંદગીના સારા–માઠા પ્રસંગો પર એ મનનને 'ઘટાવવા' ની **ટેવ** પાડે, તો, કોઈપણ ચીજ એને ગુલામ ન બનાવી શકે એવી એની દૃઢ **ભૂમિકા** થાય. એ દૃઢ ભૂમિકા એ જ વિરાગ, અથવા અંજાઇ જવાપણાથી કે ગુલામીમાંથી છૂટકારો, ચિત્તની સ્થિરતા. એ શક્તિ પ્રગટયા પછી જ બીજી વધુ ખીલવટ બની શકે.

પૂરો સશક્ત ગુરૂ મળ્યો હોય, અને એક સ્ત્રી જેમ પતિપર પ્રેમ કરે છે તેવો ત્હેનામાં પ્રેમ ઉપજવા પામ્યો હોય, અને પછી ત્હેના એક એક શબ્દને આખ્ખેઆખ્ખો ખેંચીને ચિત્તમાં ઉતારી–સ્ત્રી જેમ ગર્ભ ગુપ્ત રાખે છે અને જાળવે છે અને પોષે છે તેમ–એ ભાવને ગુપ્ત રાખી, જાળવી, મનન વડે વિકસાવી, પછી બહાર કહાડવામાં આવે અર્થાત્ **ક્રિયામાં ઉતારવામાં આવે** તો, એનું નામ ગુરૂસેવા અથવા 'સત્સંગ' (સત્ વસ્તુનો સંગ)!

બાકી તો દુનિયામાં 'સત્સંગ' અને 'ગુરૂસેવા' ના નામે કુસંગ અને પાખંડસેવન જ ચાલી રહ્યુ છે. અમુક સાધુની તારીફ સાંભળીને ત્હેની પાસેથી વગર મહેનતે–માત્ર જાદુઈ વિદ્યાથી–લક્ષ્મી મળશે એમ સ્હમજીને ત્હેને કેટલાકો જઇ મળે છે, તો કોઇ કાંઇ આફત ટાળવાના સ્હેલા ઇલાજ ખાતર જાય છે! કોઇ, લોકોમાં પોતાનું ધર્મીષ્ટપણું બતાવવાની ખુજલી હોવાથી જાય છે! કોઈ માત્ર ભોળાભાવે જાય છે! અને કોઈ કાંઇ સૂત્ર કે સિદ્ધાંત કે દલીલ શીખી

તે વડે પંડિતાઇનો ડોળ કરવાના ઇરાદાથી જાય છે! કોઇકોઈ **વાતોના** રસથી કે **ભજન**ના લલકારથી કાનને તૃપ્ત કરવા જાય છે!

રામદાસ સ્વામી ઘણુએ પોતાની શક્તિઓને છૂપાવતા તોપણુ લોકો ત્હેમને ઝંપવા દેતા નહિ ! જ્યાં જાય ત્યાં લોકોનાં ટોળેટોળાં એમને ઘેરી લેતાં.

આજે સુમારે હજારેક માણુસો એમને ઘેરો ઘાલી બેઠા છે. કંઈ કંઈ વાતો ચાલી રહી છે. સ્વામી તે સર્વ વચ્ચે પણુ પોતાના "એકાન્તમાં' જ ડોલે છે !

મંડળીમાં વાત ચાલી કે કોણુકોણુ સંત મહાન છે! કોઇએ તુકારામ બાવાનું નામ દીધું. બીજાએ કહ્યું: ત્યારે આપણે બધાએ એમનાં દર્શન તો જરૂર કરવાં. ત્રીજાએ કહ્યું: અને રામદાસ સ્વામી-ને સાથે લઇને જ જવું, કે જેથી બે જ્ઞાનીઓ વચ્ચેની જ્ઞાનગોષ્ટિ સાંભળવાની આપણુને કલ્યાણુકારી તક મળે.

સ્વામી મનમાં સ્હમજ્યા અને મનમાં જ હસ્યા. તેમણે કાંઈ આનાકાની ન કરી.

આગળ રામદાસ સ્વામી અને પાછળ હજાર ભક્તો—એમ કુચ શરૂ થઇ.

જોગાનુજોગ પેલી તરફથી તુકારામ બાવા પણુ બે હજાર ભક્તોનો 'સંઘ કાઢીને' રામદાસસ્વામીના સ્થાન તરફ નીકળી પડયા હતા.

એક નદીના સામસામે કિનારે બન્ને સૈન્યો આવી પહોંચ્યાં અને ત્યાંજ થોભ્યાં.

રામદાસ સ્વામી સ્હામા કિનારા પર ઉભેલા તુકારામ બાવાથી સીધી લીટીમાં ઉભા રહીને હાથના વિચિત્ર ઇસારાથી કાંઈ પૂછવા લાગ્યા.

તેવી જ મુંગી ભાષામાં તુકારામે જવાબ આપતાં મ્હોં પર હાથ મૂકી 'અબબબ' એવો અવાજ કર્યો.

હવે તુકારામે બન્ને હાથના ઇશારાથી પ્રશ્ન કર્યો અને રામદાસે પણ મ્હોંપર હાથ મૂકી 'અબબબ' એવો ધ્વનિ કર્યો!

અને એટલા જ માત્ર પ્રશ્નોત્તર બાદ બન્નેએ એક બીજા તરફ પીઠ કરી અને ચૂપચાપ જ્યાંથી આવ્યા હતા તે દિશા તરફ પ્રયાણ કર્યું.

બન્ને પક્ષના ભક્તો તો છેક જ નિરાશ થયા. તેઓએ કાંઈ કાંઈ મુરાદો બાંધી હતી! કંઇ કંઇ ચર્ચા સાંભળવા ઇચ્છયું હતું! કોણ જીતે છે અને કોણ હારે છે તે જોવાના કાંઇ કાંઈ અભિલાષ કર્યા હતા! કંઈ કંઈ ભજનોની ધૂનમાં માથાં ધૂણાવવા અને 'હરે-હરે!' તથા 'ઘણું જીવો' ના પોકાર કરવા ઇચ્છયું હતું! પણ મનની મનમાં જ રહી ગઇ અને આ વિચિત્ર મૂર્તિઓ તો મુંગી વિચિત્ર ગોષ્ટિ કરીને બે મીનીટમાં તો ચૂપચાપ રસ્તે પડી ગઇ! એટલું જ નહિ પણ બન્ને મૂર્તિઓ એવી તો મૂઠી વાળીને દોડી કે ટોળાને એમની સાથે ચાલવું અશક્ય થયું!

બન્ને પક્ષના ટોળાને હવે લાગ્યું કે, આ સાધુઓ તો છેક જ નકામા છે! આમનામાં તો બુદ્ધિનો છાંટોય નથી! આટલે દૂર ચાલવાની તકલીફ લેવા છતાં ઘડી એકનો સત્સંગ કે ઉપદેશ કે ભજન કે ગોષ્ટિ કાંઈ કર્યું નહિ અને જાણે કેમ કોઇ ત્હેમને લૂટી જતું હોય તેમ ભૂતની પેઠે ભાગ્યા! આવાની પાછળ ખુવાર થવાથી **શું હાંસલ!** ચાલો આપણે આપણું કામ સંભાળીએ!

અને ત્યારથી ખરેખર તેઓ પોતાની પ્રકૃતિસુજબનાં કામકાજ તરફ જ ધ્યાન આપવા લાગ્યા! અને બન્ને પૂરા સંતોને પણ ત્યારથી પૂરી એકાંત મળવા લાગી!

પૂરો જ્ઞાની કાં તો **તદ્દન** 'કોરા'ને—જેને હજી કાંઈ વ્યવહારના કે શાસ્ત્રના રંગ લાગ્યા જ નથી તેવાને—તાલીમ આપવા ખુશી થાય; અગર તો જે પોતાની શક્તિ મુજબ ધર્મજ્ઞાન સ્વપ્રયત્નથી મેળવીને મુઝાઇ પડયો હોય તેવાનો રાહબર થવા ખુશી હોય. બાકીનાઓ તરફ લક્ષ આપવું એની પ્રકૃતિમાં જ ન હોય.

તેથી જ તો, **રામદાસ** સ્વામીએ હાથના ઇસારાથી **તુકારામ** બાવાને પૂછયું હતુ કે, શું આવડી મ્હોટી ફોજ ત્હમારી પાસે **તાલીમ** લે છે? અને **તુકારામે** મ્હોંપર હાથ મૂકી જે ધ્વનિ કર્યો તે એમ સૂચવવા માટે કે, મિત્ર! બોલ માં! પૂછ માં! એ વાતનું તો મ્હોડું મીઠું છે, બૂમ છે! તેમજ **તુકારામના** પ્રશ્નના જવાબમાં **રામદાસે** પણ એ જ કહ્યું કે, મિત્ર! ત્હારો જે અનુભવ છે તે જ મ્હારો છે!



**"દુનિયાને શું છોડવી હતી? દુનિયા જ છોડી જાય એ જુઓ!"**

"ઉત્કૃષ્ટ સત્સંગ મૌનથી થાય છે, **મધ્યમ** સત્સંગ અનુભવોની આપ-લે દ્વારા થાય છે,—બાકી જે કાંઇ થાય છે તે **કનિષ્ઠ.**"

"Helion done by an individual inspired by the Great Consciousness ever awake in him is the action done in the service of 'Guru' or God or the Cosmos and tends to *ennoble* the doer."

"*Satsang* or the company of (union with) the *Sat* the ever-existing *is expressed* by the individual's action arising from cosmic consciousness as opposed to action enforced by senses anamoured of objects."

"Hands off! ye great ones! Beware of the filthy masses and the honour they bestow upon you—to *be little* you!"

# "જન્મથી કોઇની યાચના કરી નથી!"

એક નદીકિનારાપરના ન્હાના ગામડામાં એક સત્યવાદી ધર્મ-પરાયણ વણિક રહેતો હતો. સુભાગ્યે ત્હેને પત્ની પણ સુયોગ્ય મળી હતી, જેની પ્રકૃતિમાં પતિપરાયણતા અને સંગીત એ બન્નેની હાજરી હતી. વણિકની આમદાની ખર્ચ પૂરતી જ હોવા છતાં ઘરમાં હમેશ ત્રણ જણની રસોઈ બનતી, કે જેથી એક અતિથિને તો અવશ્ય તૃપ્ત કરી શકાય.

નદીના જે કિનારા પર આ વણિકનું ઘર હતું ત્હેની સ્હામેના કિનારા પર અને બરાબર આ ઘરની સ્હામે જ એક યોગી આવી સ્હડયો હતો. એક સ્હવારે જમવા બેસવાની તૈયારી વખતે જ વણિકની નજર તે યોગીની દિશામાં ગઈ અને ત્હેને સેવાભાવ સ્ફુરી આવ્યો. તેણે પત્નીને આજ્ઞા કરી કે તેણીએ **તમામ** રસોઈ યોગીને આપી આવવી:

આજ્ઞા થતાં જ પતિપરાયણા પત્ની થાળ ભરી ચાલવા લાગી.

"જરા સબુર!" કાંઇ વિચાર થઈ આવતાં પતિએ તેણીને થોભાવીને કહ્યું "યોગી પાસે પહોંચવા માટે નદી ઓળંગવી પડશે, અને નદીમાં તો હમણાં પુષ્કળ પાણી છે એ વાતનું કાંઇ સ્મરણે ત્હને આજ્ઞા કરતી વખતે મ્હને ન થવા પામ્યું. વિશેષ આશ્ચર્ય જેવું તો એ છે કે થાળ ભરીને ચાલતાં સુધી તહને પણ કાંઈ વિચાર ન થયો!"

"પતિની આજ્ઞાનું પાલન કરવામાં **તત્પરતા** એ જ પત્નીનો **વિચાર!**" સ્ત્રીએ જવાબ વાળ્યો "બીજો વિચાર કરવાનો 'હક' તેમજ 'ઉપાધિ' **ત્હેને** ન હોય! વિચાર કર્યા **વગર** જ આજ્ઞા થઇ હશે એવી **કલ્પના** પણ **ભક્તિને** ન પાલવે, તેમજ વિચાર કરવાની '**જોખમદારી**' અને '**યોગ્યતા**' ધરાવતા સૈવ્યજનના ક્ષેત્રમાં **ઘૂસવાની** ઉદ્ધતાઇ પણ 'સેવક'ની પ્રકૃતિમાં ન હોય."

"ધન્ય છે, પ્રિયે!" પતિ બોલ્યો "સેવકધર્મ એક નિષ્ઠાથી પાળવાના ત્હારા નિશ્ચયે તો મ્હને સેવ્યની જોખમદારીનું પણ ભાન કરાવ્યું. હા, પણ મ્હને હવે વિચાર સૂઝે છે. જો, સાંભળ; નદી-કિનારે ઉભીને તું 'સંકલ્પ' કરજે કે, હે પવિત્રે! જો મ્હારા પતિએ જન્મથી આ ક્ષણ સુધી કોઇની પણ યાચના ન જ કરી હોય તો સ્હામે તીર પહોંચવા માટે મ્હને જગા આપ!"

'સંકલ્પ'ની અસર **નદીપર** કેમ પડી **શકે**, પાણી આપોઆપ દૂર કેમ થઈ શકે, એવા કાંઈ પણ તર્કવિતર્ક ન કરતાં સ્ત્રી ચાલી. નદીકિનારે પહોંચતાં પતિના ફરમાન મુજબ 'સંકલ્પ' એક ચિત્તે કર્યો. ઇચ્છિત પરિણામ જ આવ્યું. યોગીને ભોજન આપ્યું અને તેણે તે બધું ખલાસ કરી થાળ તેણીને પાછો આપ્યો. હવે તે પાછી નદી ઓળંગવાની શરૂઆત કરતી હતી એટલામાં યોગીએ તેણીને

પાસે આવીને કહ્યું: "માંઇ! નદી પાર કરવા માટે તું 'સંકલ્પ' કર કે, હે પવિત્રે! જે યોગીને હું ભોજન પહોંચાડી આવી તેણે જો આ ક્ષણ સુધીમાં કદાપિ આહાર ન જ કર્યો હોય તો સ્હામે તીર પહોંચવા માટે મ્હને જગા આપ!"

સંકલ્પ બરાબર કાર્યસાધક નિવડયો.

* * *

"પ્રિયતમ!" ઘેર પહોંચતાંવેંત જ પત્નીએ પતિને આશ્ચર્ય-ઘટના જણાવતાં કહ્યું "આપે કદાપિ કોઇ ચીજ કોઇ પાસે યાચી નથી, એ તો હું આપની સાથેના આટલાં બધાં વર્ષોના સહવાસથી ખાત્રીપૂર્વક જાણું છું અને તેથી આપે કહ્યા મુજબના સંકલ્પનું ઇચ્છિત પરિણામ આવેલું જોઇ મ્હને કશું આશ્ચર્ય થવા પામ્યું નહિ. પરન્તુ યોગીમહારાજ તો મ્હારા દેખતાં ત્રણ જણની રસોઈ આરોગી ગયા તે છતાં **તે ક્ષણ સુધીમાં** આખી જીંદગીપર્યંત કાંઈ જ આહાર કર્યો નથી એવો ત્હેમનો દાવો કુદરતે કેમ સ્વીકાર્યો તે બાબતમાં તો મ્હને મ્હોટું આશ્ચર્ય થાય છે."

વણિક હસ્યો અને 'યોગ્ય પ્રસગે એ રહસ્ય આપોઆપ સ્હમજાશે' એમ કહી એ વાત પર પડદો નાખી આડકથામાં તેણીને ખેચી ગયો.

બીજે દિવસે ચાર અચ્છું ગાનારી ખવાસણોને માત્ર એક જ ગીત ગાવા બદ્દલ દરેકને બબ્બે રૂપિયા આપવાના ઠરાવી, પોતાની સાથે લઇ વણિક ઘેર આવ્યો અને પત્નીને કહેવા લાગ્યો: "પ્રિયે! ત્હને સગીતનો બહુ શોખ હોવાથી ત્હારા આનંદ ખાતર આજ તો હું ચાર અચ્છું ગાનારી ખવાસણોને લઇ આવ્યો છું."

"ત્યારે તો આજે રંગ જામશે !" પ્રસન્ન થયેલી પત્ની બોલી "ક્યા ખંડમાં બેસવાનું રાખીશું ? પ્રિયતમ !"

"સબુર !" કાંઈ ભૂલી જવાયલી બાબત યાદ આવતી હોય એવો દેખાવ કરી વણિક બોલ્યો "એક વખત મ્હેં એક 'નિયમ' લીધો હતો તે હમણાં જ યાદ આવ્યો. ઠીક છે, એક પંથ ને દો કાજ થાય એવી ગોઠવણ કરીશું. જો, બેઠકના ઓરડામાં આપણે બેસીશું, અને ચાર બાજુની ચાર કોટડીઓમાં આ ચાર ખવાસણોને બેસાડીશું. ત્યાં બેઠાં બેઠાં તેઓ ગાશે અને ત્યારબાદ એ સર્વમાં શ્રેષ્ટ ગાન કોનું તે નક્કી કરવાનું કામ ત્હારૂં."

યોજના મુજબ સર્વ પોતપોતાને સ્થાને ગોઠવાઇ ગયાં. ગીતની શરૂઆત થઈ. એટલામાં જળથી ટચોટચ ભરેલી થાળી પત્નીના હાથમાં મૂકી પતિ બોલ્યો "આ થાળી બરાબર પકડી રાખજે. ગીત સમાપ્ત થતાં સુધીમાં જો આમાંનું એક ટીપું પણ નીચે પડવા પામશે તો મ્હારા આદરેલા 'નિયમ'ને વફાદાર રહેવા ખાતર મ્હારે ત્હારો હમેશને માટે ત્યાગ કરવો પડશે."

વણિકપત્નીને ખાત્રી હતી કે તેણીનો પતિ જે કાંઈ બોલે છે તે જ પ્રમાણે વર્ત્તે છેઃ ત્હેનાં મન-વચન-ક્રિયા હમેશ એકબીજાને અનુષંગી જ હોય છે.

એક પછી એક એમ ચારે ખવાસણોનાં ઉત્તમ ગીતો ગવાઇ રહ્યાં, એટલે પતિએ પત્નીને ઉદ્દેશીને કહ્યું "સંગીતની સાક્ષાત્ મૂર્ત્તિ! હવે કહે કે આ ચાર પૈકી કોની કલા ત્હને શ્રેષ્ઠ લાગી ?"

હાથમાંની થાળી પર જ જેની દૃષ્ટિ હજી ચ્હોંટેલી હતી એવી તે સ્ત્રીએ જવાબ આપ્યોઃ "કૃપા કરી એકવાર આ થાળી મ્હારા હાથમાંથી ઉઠાવી લ્યો."

પતિએ તેમ કર્યું.

"પ્રિયતમ!" તેણીએ કહ્યું "મ્હેં એકપણ ગીત સાંભળ્યું નથી, તો પછી અભિપ્રાય કેવી રીતે આપી શકું ?"

"શું ?" આશ્ચર્ય પામવાનો દેખાવ કરી પતિ બોલ્યો "ચાર ચાર દિવ્ય ગીતો લલકારથી ગવાયાં અને ત્હેં કાંઈ જ સાંભળ્યું નહિ ? શું એકાએક ત્હારા કાનોના પડદાને કાંઈ વિઘ્ન થયું ? અગર શું કાંઇ જાદુ થયું ? જે ચીજનો ત્હને જન્મથી શોખ તે ચીજ ત્હારી સેવામાં હાજર થવા છતાં અને કાન ખુલ્લા હોવા છતાં ત્હેં કાંઇ જ સાંભળ્યું નથી એ માની જ કેમ શકાય ?"

"કાં તો હું જૂઠ બોલતી હોઉં" પત્નીએ કહ્યું "અગર તો, મ્હારી વૃત્તિ આ થાળીમાં જ સમ્પૂર્ણપણે લાગી પડી હતી એ જ કારણ હોય."

"તું જૂઠ બોલે—અને તે પણ મ્હારી સમક્ષ—એવી કલ્પના પણ મ્હને થાય નહિ." પતિએ કહ્યું "પણ તું જે વૃત્તિ બાબત બોલી તે વૃત્તિ કઈ બલા છે કે જે ત્હને ત્હારા પ્રિયમાં પ્રિય ભોગથી પણ હટાવવાની હિમત ધરાવે છે ?"

"વૃત્તિ શું ચીજ છે તે જાણવાની તો મ્હને કદાપિ તક મળી નથી, મ્હારા પ્રાણ !" પત્નીએ જવાબ આપ્યો "અને બલા તો આપે જ બોલાવી હતી ! એક ટીપું જળ પણ જો થાળીમાંથી નીચે પડે તો મ્હારે ત્હમને સદાને માટે ગુમાવવા પડે એવો નિશ્ચય ત્હમે જાહેર કર્યો એ મ્હને **મૂર્ત્તિમાન ભય**રૂપ થઇ પડયો. નજર સ્હામે **યમ**દેવ ઉભો હોય ત્યારે શું મનુષ્યને ખાવું–પીવું–ગાવું–સાંભળવું–સુંઘવું–સ્પર્શવું કાંઇ સૂઝે ? એ ભરપૂર થાળીમાંથી એક બિંદુ

નીચે પડતાં હું આખી જીંદગી હારી બેસવાની છું એ બાબતનું મ્હને એટલું દૃઢ ભાન હતું કે થાળીને છોડી મ્હારી વૃત્તિ કોઇ પણ ચીજ તરફ જઈ શકે તેમજ નહતું. આખી સૃષ્ટિ તેટલા વખતને માટે અને મ્હારા માટે તે થાળીમાં જ સમાઇ ગઇ હતી અથવા અદૃશ્ય થઇ હતી. જોવામાં, સાંભળવામાં, સ્પર્શવામાં, કલ્પવામાં આવતા સઘળા પદાર્થો અને ભાવો તેટલા વખતને માટે આ થાળીમાંના જળમાં, પ્રલયકાળના જળમાં જેમ પૃથ્વી ડૂબે છે તેમ, ડૂબી ગયા હતા !"

"શું કહે છે આ ?" આશ્ચર્યનો દેખાવ ચાલુ રાખી પતિ બોલ્યો "આજે ત્હને કાંઈ દિવાનાપણું તો નથી થઈ આવ્યું ? એક મામુલી જળબિંદુ ખાતર આખી દુનિયા ડૂબી ગઈ ! આ તે તું અક્કલની વાત કરે છે કે બક્યા જ કરે છે ?"

"હા, એક મામુલી જળબિંદુ !" પત્ની બોલી "પણ તે ન્હાના સરખા બિંદુમાં મ્હારા ઇશ્વરનો મહાન નિશ્ચય સમાયલો હતો, અને એ નિશ્ચયમાં મ્હારી આખી જીંદગી સમાયલી હતી ! એ ન્હાનામાં ન્હાનું બિંદુ તો આખી દુનિયા કરતાં મહાન હતું ! આ કિંમત આંકવામાં 'અક્કલ'નો ગજ કામ લાગતો નથી. **જેને વીતે તે જાણે.** એ તો **અનુભવ**નો વિષય છે, નાથ !"

"હાં ! એમ છે ત્યારે ?" ગભીર હાસ્યથી પતિ બોલ્યો "આવી બાબતમાં અભિપ્રાય બાંધવાનો હક 'અક્કલ'ને ન હોય અને **અનુભવથી** જ સ્હમજી શકાય એવી ત્હને પોતાને **ખાત્રી** થઇ તે જાણી હું ઘણો જ ખુશી થયો. અને હવે ચાહન કરતાં કાંઇ હરકત નથી કે, કાલે યોગીના શબ્દ પર ત્હને શંકા થઇ અને ત્હેં મ્હને ખુલાસો પૂછ્યો ત્યારે ખુલાસો ન કરતાં મ્હેં વાત ઉડાડી દીધી એનું

કારણ પણ આ જ હતું. તે વખતે હું ત્હને હજાર રીતે દલીલ પર દલીલ કરી સ્હમજાવત તો પણ ત્હારૂં સમાધાન થવું શક્ય જ નહોતું; કારણ કે અનુભવ કર્યાથી જ ખાત્રી થાય એવા વિષયમાં બુદ્ધિના તર્કનો ઉપયોગ નિષ્ફલ છે. અને એટલા જ માટે મહાન શાસ્ત્રકારો અને સમર્થ ઉપદેશકો બુદ્ધિના તર્કથી સ્હમજાવવાને બદલે જિજ્ઞાસુને અમુક ક્રિયામાં ધકકેલી દે છે કે જે ક્રિયા એને પ્રચ્છિત અનુભવ કરાવનારી થઈ પડે છે; અને તે વખતે તે નજીવા ટાઇમમાં મહાન સત્ય સ્હમજી જાય છે, કે જેને સ્હમજાવવા સેંકડો શાસ્ત્રો અને હજારો વક્તાઓ નિષ્ફળ પરિશ્રમ લે છે. તું જ હમણાં બોલી કે વૃત્તિ શું બલા છે તે તું શિખવાની તક પામી નથી, અને **તે છતાં** ત્હેં હમણાં જે **અનુભવ્યું** તે પરથી સ્પષ્ટ દેખાય છે કે, તું વૃત્તિને **ઓળખી** ચુકી છે અને **વૃત્તિને નિર્વૃત્તિ** પણ કરી શકી છે, પછી ભલે તું શબ્દોથી કહી ન શકે તે જૂદી વાત છે. જો, સાંભળવું–ચાખવું–જોવું–વિચારવું એ સર્વ ક્રિયાઓ મનમાંથી ઉદ્ભવતી વૃત્તિની મદદ વગર થઈ જ શકતી નથી. કોઇનું મન જો દૃઢ નિદ્રામાં ઘોંટાયલું પડયું હોય અગર એકાદ ચીજમાં સ્થિર થયું હોય તો ત્હેની ઇન્દ્રિયો સાથે પદાર્થો ગમે તેટલો સંગ કરે તો પણ ત્હેને ત્હેનું કાંઇ ભાન હોતું નથી. અને ભાન ન હોવું એટલે એ જ કે તે તે સંગનો 'કર્ત્તા' તે નથી. ઇન્દ્રિયો તો 'સાધન' છે; 'સાધન'ને ખબર ન હોય કે તેઓ કોને સ્પર્શે છે. જ્યારે મન ઇન્દ્રિયો પર સવાર થઈ ક્રિયા કરાવે ત્યારે જ માણસ કહે છે કે **'મ્હેં' અમુક કર્યું.** 'મ્હેં' કર્યું એ જ ક્રિયાનું અભિમાન, ક્રિયાનો ભાર પોતાના માથે ઉપાડવારૂપ ગુલામીપણું અથવા ગદ્ધાપણું. 'ગુલામ' અને 'ગદ્ધા'ના નશીબમાં **બોજો વહવાનું** અને ડંડા **ખાવાનું** જ સર્જાયલું છે. દુનિયાના ત્રિવિધ તાપનું ગુપ્ત કારણ **બીજે ક્યાંઈ** શોધવાનું નથી,

તે તો આ અભિમાનમાં–ક્રિયાનો બોજો 'હું'ના ઉપર લેવાની પ્રકૃતિમાં–'હું' અને ક્રિયા વચ્ચે સાંકળ જોડવાની મૂર્ખાઈમાં જ રહેલું છે."

"મ્હારા દેવ અને ગુરો!" પત્ની બોલી "હવે હું બરાબર જોઈ શકું છું કે યોગી કુદરતે પ્રેરેલી ઈચ્છાથી અને નહિ કે પોતાની ઈચ્છાથી–નહિ કે લોલુપતાથી–આહાર કરે છે અને આહાર કે કોઇ પણ આવશ્યક ક્રિયા કરતી વખતે ત્હેનું મન તો ઈશ્વરમાં જ લીન હોય છે તેથી 'હું' ખાઉં છું એવું એને અભિમાન નથી હોતું અને તેથી તે ખાતો જ નથી એમ કહેવું જ વાજબી છે. તેવી જ રીતે આપ કદાપિ યાચના કરતા નથી તે છતાં 'હું અયાચક છું' એવું અભિમાન આપમાં નથી તેથી જ આપની તે વિકટ ટેક અખંડ નભી શકે છે. આપનું મન ઈશ્વરમાં લીન હોઇ, જે જે ક્રિયાઓ આપના શરીરદ્વારા થાય છે તે ઈશ્વર જ કરાવે છે અને ઈશ્વરને પોતાના કામ માટે કોઈની યાચના કરવાની જરૂર ન જ હોય: એ 'અયાચકપણું' ઈશ્વરનું છે, નહિ કે આપનું, એવી શ્રદ્ધા આપને અભિમાનનો સ્પર્શ થવા દેતી નથી."

"પણ ત્હને શું નથી લાગતું કે યોગીને આહાર આપવા જતાં જે સંકલ્પ કરવાનું મ્હે ત્હને કહ્યું હતું તે સંકલ્પ તો મ્હારા અભિમાનનો જ પુરાવો હતો?" પતિએ પત્નીના જ્ઞાનની માત્રા (degree, strength) તપાસવા પૂછ્યું.

"હરગીજ નહિ, મ્હારા નાથ!" પત્નીએ જવાબ આપ્યો "એ સંકલ્પમાં આપે કદાપિ યાચના કરી નથી એવા જે શબ્દો કહ્યા તે કાંઈ અભિમાનથી પ્રેરાયલા નહોતા. એક પુરૂષવિશેષની આવશ્યકતા પૂરવાની જે પ્રેરણા આપને ઈશ્વરે જ કરી તે પ્રેરણાના એ શબ્દો

હતા. એ શબ્દો કાંઇ **સમાજ વચ્ચે** ખેલ કરતા જાદુગરના નહોતા, કે પ્રાપ્તિ અથવા પૂજાના આશયથી ભક્તજનો સમક્ષ શિખાઇ રૂપે બોલતા કોઇ વેશધારીના નહોતા. એની જ રીતે મ્હને થાળી ધરી રાખવાનું કહી આપનો અમુક નિયમ હોવાનું જણાવ્યું તે પણ મ્હને જ્ઞાન આપવાની સુંદર યોજના માત્ર હતી, વસ્તુતઃ એવો કાંઇ નિયમ આપે કર્યો ન હોય; અને તે છતાં એ **પારમાર્થિક પ્રપંચનું** પણ આપને અભિમાન નથી તેથી આપનું એ કથન **સાચ–જૂઠ બન્નેથી વિલક્ષણ** જ ગણાય. આહા ! મ્હારા પ્રભો ! **ભય બતાવીને તે દ્વારા જ સદાનો ભય ફેડવાની કલાના** ઉત્સાદ ! આપે એ થાળી પકડાવવાનો ખેલ ભલે આદર્યો ! એ થાળીએ તો મ્હને શબ્દો અને શાસ્ત્રો ન શિખવી શકે એવો સાક્ષાત્કાર કરાવ્યો છે. આદિ–અંત વગરની ચક્રાકાર ગોળ થાળીએ તો મ્હને આદિઅંતરહિત સત્ય પદાર્થની ઝાંખી કરાવી છે. એ થાળીમાંનું જળ કે જે યુવાન નરનારીઓનું ક્રીડાસાહિત્ય છે ત્હેમાં આપ રસિકવરે મ્હને એક કલાક સુધી એવી તો અનોખી ક્રીડા કરાવી છે કે જે ક્રીડાએ મ્હને આપનાથી **સાયુજ્યતા** કરી આપી છે. હવે તો હે—"

"હવે તો" તેણીને આગળ બોલતાં અટકાવી અને છાતી સાથે ચાંપી પતિ બોલ્યો "એ સાયુજ્યતામાં જ 'પતિ અને પત્ની,' 'હું' અને 'તું,' 'આજ્ઞા' અને 'અમલ': એ સર્વ **દ્વંદ્વોને એકરસ** થઇ ગુમાઈ જવા દે ! એ ભાવો જે હૃદયોમાં ઉદ્‌ભવતા હતા તે હૃદયોને આપણા આ આલિંગન માફક જોડાઇ જવા દે કે જેથી હમણાં મેળવેલો અમૂલ્ય **સાક્ષાત્કાર** ભાવો અને શબ્દોના ક્ષેત્રોમાં વહી મેલો અને ફીક્કો અને નિરસ થવા ન પામે !"

અને ત્યારથી પતિ અને પત્ની એ બે શબ્દો, એક બીજાને ભેટી, 'દંપતી' એવા **એક જ** સ્વરૂપમાં જીવન ગુજારતા બન્યા છે !



# ભક્તકન્યા.

**ભ**ક્તરાજ ખરેખર ભક્ત હતો. નાનીસી માટીની ઝુંપડીમાં રહેતો આ નિર્ધન વણિક છાસ અને રોટલા પર નિર્વાહ ચલાવવા છતાં સાધુસંત અને ગરીબગુરબાઓને સંતોષવામાં લેશમાત્ર નિર્ધન નહોતો! ભક્તિની ધૂન એ ઝુંપડીમાં સદા લાગી જ રહેતી તેથી આસપાસ આનંદમય વાતાવરણ બન્યું રહેતું. જે કોઇ ત્યાં આવવા પામતું તે સહજાસહજ એ વાતાવરણના આનંદનો અને ભકતરાજના નિષ્કામ આતિથ્યનો હિસ્સો પામી તૃપ્તિનો અનુભવ કરતું.

એવા પવિત્ર વાતાવરણમાં **ભ**કતરાજની એકની એક કન્યા જન્મી હતી. તેણીની માતા તો તેણીને એક વર્ષની મૂકીને જ ગુજરી ગઇ હતી તેથી તે સાધુસંતોના ખોળામાં જ ખેલતી ખેલતી ઉછરી હતી. આજે તે સોળ વર્ષની વયે પહોંચી ગઈ હતી, પણ ભક્ત-પિતાને તેણીના લગ્નનો વિચાર સરખોય થતો નહિ.

ભક્તોની જરૂરીઆતો ભકતવત્સલ ભગવાન અર્થાત્ **સમષ્ટિ** આપોઆપ પૂરે છે, એવી **અડગ શ્રદ્ધા** જેનામાં **રગેરગ** વ્યાપેલી છે

ત્હેને પોતાની કે પોતાનાઓની કાળજી કરવાની રહેતી જ નથી. ભક્તિ-પાત્રના **અખંડ** ભાનમાં આનંદી રહેલાને છૂટીછૂટી ઇચ્છા કે કાળજીથી ખંડ પાડવાનું **સૂઝે** જ કેમ—**પાલવે** જ કેમ ?

એક દિવસ એ જ શહેરના **નગરશેઠે** રસ્તે ચાલતાં **ભક્તકન્યાને** જોઇ. જોતાં જ ત્હેને પોતાની પુત્રવધુ બનાવવાની પ્રેરણા થઇ. ઘેર આવતાં વેત **શેઠે બ્રાહ્મણને** બોલાવી ત્હેની મારફત માંગુ મોકલ્યું. સહજાસહજ જે કાંઇ થાય છે તે **હરિનું** જ કાર્ય છે એવી શ્રદ્ધાવાળા **ભક્તરાજે** માંગાનો સ્વીકાર કર્યો.

લગ્ન થયાં અને ઝુંપડીમાં ઉછરેલી **ભક્તકન્યા નગરશેઠની** હવેલીની વસનાર બની.

* * *

પરંતુ તેણીએ પોતાની સાદાઈ, નરમાઇ અને ભલમનસાઇ એ ત્રણ સખીઓને તો સાથે જ રાખી હતી ! સ્થળના ફેરફારે તેણીના હૃદયમાં કશો ફેરફાર કર્યો નહોતો. ઘરનું તમામ કામકાજ તે એકલી જ કરી લેતી તેથી શેઠને દાસ-દાસીનું ખર્ચ બચવા લાગ્યું. એ કારણથી તથા સાસુ-સસરાની સેવામાં તેણીની તત્પરતાને લીધે સાસુ-સસરાની પ્રસન્નતા ત્હેના ઉપર ઉતરી. તેઓએ હવે ત્હેને ભંડારાની ચાવી પણ સોંપી.

**નગરશેઠ** ક્રોડપતિ હતો, પણ પૈસાના પ્રમાણમાં જ તે લોભી પણ હતો; એને હજી વધુ ને વધુ સંપાદાન કરવાની જ ધખશ રહ્યા કરતી. પૈસો એ એના **માથાપરનો પરમેશ્વર** હતો અને એની વૃત્તિઓ સદા એ જ પરમેશ્વરમાં જોડાયલી રહેતી. એ સરવાળા અને ગુણાકાર શિખ્યો હતો, બાદબાકી અને ભાગાકાર હજી સુધી એને કોઇ શિખવી શક્યું નહોતું. અને શેઠાણી તો ખરેખર ધનને વળગી

રહેનાર જળો જ હતી. તેથી એના આંગણે અતિથિ કે મિત્રો, બાળકો કે યાચકો, સાધુસંતો કે જ્ઞાતિજનો કોઇ ફરકતું જ નહિ! પુત્રવધુને ભંડારાની ચાવી આપતી વખતે તેણીને પણ સખ્ત ચેતવણી આપવા શેઠાણી ચૂક્યાં ન હતાં કે, તેણીએ બરાબર સાસુના પગલે ચાલવું અને કોઇને કાંઈ પણ—ચપટી આટો પણ—**આપી દેવાની** ધૃષ્ટતા કરવી નહિ!

જેની પ્રકૃતિમાં જ હું અને મ્હારૂ એવો ભાવ નહોતો એવી **ભક્ત**કન્યાને આ આજ્ઞાનું પાલન કરવું અતિ વિકટ લાગતું; પરન્તુ 'સેવક'નો 'ધર્મ' છે કે 'સેવ્ય'ની 'આજ્ઞા' મુજબ વર્ત્તવુ, તેથી પોતાની દયાની લાગણીને પોતામાં જ દાબી રાખી **ભ**ક્તકન્યા ભિક્ષુકો અને સાધુસંતો તરફ ઉદાસી વૃત્તિ ધારણ કરતી. તે જ્યારે એકલી પડતી ત્યારે પિતાની ગરીબ ઝુંપડીમાં સંતોષાતા સંખ્યાબંધ મનુષ્યોનું દૃશ્ય ત્હેની નજર સ્હામે ખડું થતું અને ક્રોડપતિના સ્મશાનતુલ્ય મહેલનો તે સાથે મુકાબલો સહજાસહજ થઇ જતો. એ વખતે સાસુ-સસરાના માનસિક વલણ માટે ત્હેને દયા છૂટતી અને તેણીનાં નેત્રો-માંથી બે મોતી ખરતાં. તેઓનું વલણ પલટાય એવી તે પ્રાર્થના કરતી,—કારણ કે ત્હેને પ્રાર્થનાની **શક્તિ**(potency)માં વિશ્વાસ (faith) હતો.

* * *

એક દિવસ બપોરના વખતે ઘરકામને આટોપી **ભ**ક્તકન્યા આંગણામાં એકલી બેઠી બેઠી સાસુ-સસરાના હૃદયપલટા માટે પ્રાર્થના કરવામાં મશગુલ બની હતી એવામાં ભૂખ અને થાકથી છેકજ લેવાઈ ગયેલો દેખાતો એક સાધુ આંગણામાં ઘૂસી સમુખ આવી ઉભો અને અન્નની યાચના કરવા લાગ્યો.

બહારની **આજ્ઞા** કરતાં અંદરની **પ્રકૃતિ**નું જોર વિશેષ હોય છે.

**ભ**ક્તકન્યાના હૃદયમાં દયાનો જુસ્સો ઉભરાઇ આવ્યો. **તે** જુસ્સાએ સહીસલામતીના વિચારને પણ દાબી દઈ તેણીને દાનક્રિયામાં ગતિમાન કરી. તે ભંડારામાં ગઇ, પાકું સીધું એક થાળમાં લઇ આંગણામાં આવી અને સાધુને તે આપતાં આપતાં બોલીઃ " બાવા! તેરા **એક** ગયા!"

સીધું લેતાં લેતાં સાધુ બોલ્યોઃ " માંઇ! તેરે **દો** ગયે!"

**ભ**ક્તકન્યાએ જવાબ વાળ્યોઃ " અબ તો તેરે **તીનો**ં ગયે!"

સાધુ સીધુ લઇ ચાલ્યો ગયો. તત્ક્ષણ **ભ**ક્તકન્યાને સાસુની આજ્ઞાનું સ્મરણ થઇ આવ્યુ અને તે સ્મરણ સાથે એ પણ ભાન તાજું થયુ કે સાસુ દિવાનખાનામાં સૂતાં હતાં. તેણીએ મનમાં જ કહ્યુંઃ " ચાલ હું જ સાસુજી પાસે જાઉં અને કેવા સંજોગમાં મ્હારાથી ત્હેમની મના છતાં સીધું અપાઇ ગયું છે તે કહી એમની ક્ષમા માંગું."

* * *

પણ ભોળી **ભ**ક્તકન્યાને ક્યાં ખબર હતી કે પોતાના ઘરની ચોકીમાં સાસુજીનું ચિત્ત એટલું એકાગ્ર છે કે રાત્રે પણ દૃઢ નિદ્રામાં જવું એને પાલવતું નહોતું તો પછી ધોળે દિવસે ઉંઘવાની તો આશા જ શી? તેણીએ બધી ચિકિત્સા જોઈ હતી અને સાધુ અને વહુ વચ્ચે અદલબદલ થયેલા શબ્દો પણ ઝીલ્યા હતા. **ક્રોધ** અને **શંકા** એના હૃદયમાં તોફાન મચાવી રહ્યાં હતાં. તેણીએ શેઠને બોલાવી લાવવા માણુસ મોકલ્યું. કાંઈ જરૂરી કામ હોવું જોઇએ એમ સ્હમજી શેઠ તાબડતોબ ઘેર આવ્યા અને દિવાનખાનામાં પ્રવેશ કરતાં જ શેઠાણીનો ભયંકર બનેલો ચહેરો જોઈ પૂછવા જતા હતા એટલામાં તો શેઠાણીએ જ સિંહણની ગર્જના શરૂ કરીઃ " નાતમાં કન્યાઓનો

કાળ પડયો હતો તે ત્હમે આ સાધુડીને આપણા જેવા આબરૂદાર ઘરની પુત્રવધુ તરીકે પસંદ કરી આવ્યા!"

"પણ છે શું તે તો કહેશ?" વણિકે ગંભીરતાથી પૂછ્યું.

"હજી છે શું, છે શું, એમ પૂછ્યા કરે છે!" સિંહણે જવાબ વાળ્યો "બીજું શું હોય,–સિવાય કે સાધુડીનાં પરાક્રમ! **ભાત** જાય પણ કાંઇ **જાત** જાય? એ ભગતડીને કાંઈ **ન**ગરશેઠનો પુત્ર ગમે? બાપના ઘેર સાધુડામાં રહેનારી ત્હેને સાસરામાંય સાધુડા જ જોઇએ છે! રોજ છૂપી રીતે એક સાધુડાને ઘરમાં ઘુસાડતી હતી તે આજે તો મ્હેં ત્હેને બરાબર પકડી છે. એના માટીડાને પુષ્કળ પાકાં સીધાં આપ્યાં અને પુષ્કળ **ભેદભરી** ભાષામાં પેટપૂર વાતચીતો થઇ! હવે બીજું તે કેટલુંક કહું? મ્હારી જીભે ચાલતી નથી. એ તો ઠીક થયું કે આ ફજેતી જોનાર હું એકલી જ હતી, નહિ તો નગરશેઠાઇમાં પૂળો મૂકાતાં કાંઇ વાર?"

શેઠનો પિત્તો ઉછળી આવ્યો પણ તે એક વ્યવહારકુશળ વ્યાપારી હોઇ સમયસૂચકતા વાપરવામાં પ્રવિણ હતો. તેણે ધીમેથી કહ્યું: "આમ ગાજવાથી કાંઇ હાંસલ? નાહક કોઇ સાંભળશે અને **છૂપાવવા** જેવી ફજેતી **ખુલ્લી** થશે. જ્યાં સુધી બીજા કોઇએ જોયું–જાણ્યું નથી ત્યાં સુધી આપણી ઇજ્જત બની રહી છે, પણ ત્હારી ક્રોધી પ્રકૃતિથી તું કોઇ વખત વહુ ઉપર છેડાઇ પડી તોફાન જગાવશે અને એથી વાત ચાહેર થઇ આપણા ઘરની ઇજ્જત લૂંટાશે **એ** જ મ્હને ભય છે. અને એ ભયનો એક જ ઉપાય છે. ત્હારી પ્રકૃતિ તો બદલાવાની નથી, ત્યારે કરવાનું એક જ રહે છે કે વહુને સદાને માટે દૂર કરવી."

"પણ હું ત્હમને સાફસાફ કહી દઉં છું," શેઠાણી બોલી

"કે, જો ત્હમે ત્હેને પીએર મોકલશો તો પણ કોઇ વખત જતાં-આવતાંય નજરે તો પડવાની જ, અને નજરે પડી તો એ નફ્ટ પર ક્રોધ થયા વગર પણ મ્હને રહેવાનો નહિ જ, અને ક્રોધ થયો તો બે માણસ ફજેતી જાણવાના પણ ખરા જ! માટે, જો ઘરની ઇજ્જત વ્હાલી જ હોય તો એને કોઇપણ રીતે બીજી દુનિયામાં જ મોકલવાનો રસ્તો કરો."

શેઠને આ સૂચના **અર્થસાધક** લાગી. તેણે ઘડીમાં વિચાર કરી લીધો. તુરત યોજના ઘડાઇ અને અમલમાં મૂકાવા લાગી. પુત્રને બોલાવવામાં આવ્યો.

"ગોવિંદ!" પુત્રને એકાંત ઓરડામાં લઇ જઈ પિતાએ કહ્યું "એક ઘણીજ ગંભીર બાબતમાં ત્હારી સલાહ માટે ત્હને બોલાવ્યો છે; કારણ કે ઉમરલાયક પુત્રને મિત્ર અથવા સલાહકાર ગણવો જોઇએ એવું નીતિશાસ્ત્રનું ફરમાન છે."

"બાપુ!" નીતિપરાયણ પુત્ર બોલ્યો "એ આપની વડાઇ બોલે છે: હું તો આપની સમક્ષ બાલક છું. ફરમાવો શું બાબત છે?"

"કૂળની ઇજ્જત એક તરફ અને અંગત લાગણી બીજી તરફ, એવો પ્રસંગ આવી પડે તો મનુષ્યે કયો પક્ષ લેવો? ગોવિંદ!" પિતાએ પ્રસ્તાવના આદરી.

"બાપુ! સવાલજવાબથી કાંઇ એ પરીક્ષા થાય? આપનો પુત્ર અંગત લાગણી પર કૂળની ઇજ્જતને કેટલી મક્કમતાથી સ્થાપી શકે છે એ તો પ્રસંગ આવ્યે જણાય." ઠરેલ વણિકપુત્રે જવાબ આપ્યો "પણ શું મ્હારાથી કૂળની ઇજ્જતને હાનિ પહોંચે એવું કાંઇ થઈ બેઠું છે અગર થવાનો સંભવ ઉભો થયો જણાય છે?"

"તે તું પોતાને જ પૂછ," ટૂંકો ને ટચ જવાબ મળ્યો. પણ એ ટૂંકા જવાબેજ યુવાનને ચમકાવ્યો.

"મ્હેં કાંઈ પણ અપકૃત્ય કર્યું હોય એમ મ્હારી યાદશક્તિ મ્હને કહેતી નથી." પુત્રે કહ્યું.

"ન કરવાનું **કરવાથી જ** ગુન્હો થાય છે એમ નથી, ગોવિંદ !" પિતા બોલ્યો "કરવાનું **ચૂકવાથી** પણ ગુન્હો થાય છે એ યાદ રાખવા જેવું છે. અને ગૃહસ્થ ધર્મવાળાની બાબતમાં તો બેમાંથી કોઇ પણ **એક અંગ** ગુન્હો કરે તો **બન્નેનો** ગુન્હો ગણાય."

"હું કંઇજ સ્હમજી શકતો નથી." ગભરાયલા ચહેરે પુત્ર બોલ્યો "કૃપા કરી મુદ્દાની વાત જાહેર કરશો ?"

"ત્હારી પત્નીના આચારવિચારનું અવલોકન કરે છે ?" ધીમેથી પ્રશ્ન થયો.

"હા, જ્યારે પિતા જ પૂછે છે તો શરમને દાબીને કહેવાની ફરજ પડે છે કે તેણી મ્હને દરેક રીતે અનુકુળ થતી રહી છે. હું એને હમેશ પતિપરાયણ અને સંતુષ્ઠ જોઉં છું. વડીલોની ઇચ્છાને પ્રતિકૂળ થયેલી મ્હેં ત્હેને કદાપિ જોઈ નથી." પુત્રે ઉત્તર આપ્યો.

"**પાખંડીની ઢાલ જ વિનય હોય,** બેટા !" શેઠ બોલ્યા "પરપુરૂષને એકાંતમાં બોલાવવો અને એનાથી માર્મિક ગોષ્ટિ કરવી એ શું નિર્લજતાની હદ નહિ ?" અને તેણે શેઠાણીએ કહેલો પ્રસંગ વિસ્તારથી અને રંગ પૂરીને કહી સંભળાવ્યો.

પુત્ર દિગ્મૂઢ બન્યો. એના હૃદયને સ્ત્રીનો જે **અનુભવ** મળ્યો હતો તે કરતાં ઉલટો જ **અભિપ્રાય** ત્હેના વડીલ પાસેથી સાંભળવામાં આવતાં હૃદયમાં 'અનુભવ' અને 'નીતિ' વચ્ચે યુદ્ધ આરંભાયું.

યુદ્ધક્ષેત્ર તરીકે વણિકહૃદય હતું તેથી 'અનુભવ' હાર્યો અને 'વડીલ-ના કથનપર શંકા ન કરવી' એ 'નીતિ'નો જય થયો. એ તક લઈ પિતાએ પુત્ર પાસે પત્નીહત્યા કરવાનું મંજુર કરાવ્યું.

ગામથી ચાર માઇલ દૂર એક ઘીચ જંગલ હતું, જે નગરશેઠના કબજે હતું. ત્યાં ફરવા જવાના નિમિત્તે ગોવિંદે સપત્નિ જવું અને જંગલમાંના જૂના, જીર્ણ થયેલા, ઉંડા કુવાને કિનારે ઉભા ઉભા અંદરનું પાણી બતાવતાં સ્ત્રીને ધક્કો મારવો અને પછી ગાડી હાંક-નારને અકસ્માતના ખબર આપી માતાપિતા અને સંબંધીઓને બોલાવી લાવવાની આજ્ઞા કરવી, અને છેવટે બધાએ આવીને રડા-રોળ કરી મરનારના ગુણોની તારીફ અને મૃત્યુ માટે અફસોસ કરવો, —એવી બાજી રચવામાં આવી.

* * *

તુરત જ ગાડી જોડવામાં આવી. યુવાન જોડું ગાડીમાં દાખલ થયું અને ગાડી ઉપડી. બીજા પોણા કલાકમાં તો આ નિર્દોષ જોડું જંગલમાં કુવા કિનારે પથ્થર પર બેસવાની ચેષ્ટા કરતું હતું. બેસતાં બેસતાં ચોતરફની ગાઢી ઝાડી તરફ એક નજર કરી ભક્તકન્યા બોલીઃ " 'ભયાનક' પણ 'સનાથ'ને કેવું આનંદદાયક થાય છે, નાથ! દમયતી અને સીતાથી વન કેમ વેઠાયાં હશે તે હું હવે સ્હમજી શકું છું. **જેની સમીપમાં 'નાથ' છે ત્હેની સમીપ 'ભય' આવી જ શકતો નથી.**"

"પણ ત્હારે માથે તો હમણાં માત્ર ભય જ નહિ પણ મ્હોટામાં મ્હોટો ભય ભમી રહ્યો છે એમ હું પ્રત્યક્ષ જોઉં છું" પતિએ ખિન્ન વદને કહ્યું.

"ભૂલ્યા, ભૂલ્યા, મજાક કરતાંય ભૂલ્યા!" નિર્દોષ પત્નીએ

પડઘો પાડયો "ભય નહિ પણ યમ કહેવા માગતા હશો—મ્હને ડરાવવા માટે ! ભય તો મ્હારા નાથની સમીપમાં છું ત્યાં સુધી આવી શકે જ નહિ. અને **યમ આવે તો ભલે આવે; એ તો બડો ઉપકારી છેઃ સમીપતાથી** આનંદની જે થોડી પણ **ઉણપ** છે તે દૂર કરી મ્હારા નાથમાં જ મ્હને **એકરૂપ** કરી દેવાની કૃપા કરનારને તો હું ફૂલે વધાવું !"

'સામીપ્ય'નું 'સાયુજ્ય'માં રૂપાન્તર અજાણતાં થતું જોઈ કયો શાસ્ત્રકાર હર્ષઘેલો ન થાય ?

વિશ્વાસ અને નિર્દોષતા જેના ગર્ભમા છે એવા આ શબ્દો સાંભળી વણિકપુત્ર વિચારમાં પડયો. એને લાગ્યુ કે આવી નિડરતા અને નિર્દોષતા કાંઇ ગુન્હેગારમાં ન સંભવે. એનો નિશ્ચય ડગમગવા લાગ્યો. આરોપ જણાવ્યા સિવાય અને બચાવની તક આપ્યા સિવાય એનો નાશ કરવાની હિમત ચાલી નહિ.

"મ્હારા ચહેરા પરથી તું જોઈ શકશે કે હું અત્યારે મજાક કરવાના રંગમાં નથી; તેમ ત્હારે માથે હમણાં કાળભૃંગ ભમે છે એ મ્હારૂં કથન કાંઇ વ્યંગમાં બોલાયલું નહોતું. તુ મ્હારૂં જ અંગ હોઇ, વિશ્વાસભંગનો દોષ વ્હોરી લઇને પણ, જંગમાં ઉતરવા પ્હેલાં એક તક ત્હને આપવા ઇચ્છુંછું. બોલ, હું જે પૂછું ત્હેનો તદ્દન સાચો જવાબ આપશે ?" પતિએ પુછ્યુ.

"સાચો જવાબ ? મૂળે તો હું જૂઠ શું તે જ જાણતી નથી,—મ્હારા ભક્તપિતાની ઝુંપડીને પ્રભુ અમર તપાવે ? વળી એક સિદ્ધ યોગીશ્વરના પ્રતાપે બચપણથી જ હું શિખવા પામી છું કે સ્ત્રીને **પતિ એ જ પરમેશ્વર છે, પતિપ્રસન્નતા એ જ મુક્તિ છે, પતિદ્રોહ એ જ નરક** છે, અને **પતિનું નિરંતર સ્મરણ એ જ**

'સત્ય' અથવા 'ધર્મ' છે. એ સિવાય બીજું કોઈ 'સત્ય'જ જો હું નથી જાણુતી તો અસત્ય તો જાણું જ કેવી રીતે? અને જે જાણુવામાં જ નથી તે કહેવામાં તો આવેજ ક્યાંથી ? માટે સાચ-જૂઠના તર્કવિતર્ક વગર જ જે હકીકત પૂછવી હોય તે ખુશીથી પૂછો, અને કાંઈ પણ છૂપાવ્યા સિવાય કહેવાયલું આખું સત્ય જ આપ સાંભળશો એવી ખાત્રી રાખો."

"ત્હારો યોગીશ્વર વિલક્ષણુ જણાય છે. દુનિયાના હજારો પાઠ શિખવવાના છોડી ત્હને બાળકીને એક માત્ર પતિપાઠ જ શિખવ્યો, શાસ્ત્રના હજારો ઉપદેશો અને નીતિઓ અને સત્યોને છોડીને એકજ વાત ફરીફરીને કહ્યા, કરી એ તો એની વિલક્ષતા જણાય છે! ત્યારે ત્હેં શું એને બીજું કાંઇ પૂછયું જ નહિ ?" પતિએ જાણુવા માંગ્યું.

"ન પૂછું એમ બને જ કેમ, નાથ ?" પત્નીએ જવાબ આપ્યો "ભક્તપિતાના સહવાસમાં ઉછરતી હુ 'દેવ,' 'ગુરૂ', 'ધર્મ,' 'મુક્તિ' એવા એવા શબ્દો રોજ સાંભળતી હોઈ એ તત્ત્વો જાણુ-વાની ઉત્સુકતા સ્વાભાવિક રીતે જ મ્હને રહ્યા કરતી, તેથી પિતાથી સત્સંગ કરવા આવતા દરેક સંતને એ બાબતોમાં હુ પ્રશ્ન તો કર્યા જ કરતી અને તેઓ બધા પોતપોતાની શક્તિ મુજબ મ્હને જવાબ પણ આપતા. એક દિવસ પિતાના ગુરૂ-યોગીશ્વર મહારાજ-પધાર્યા. મ્હેં ત્હેમને નમનપૂર્વક કહ્યુંઃ 'મહારાજ! મ્હારા પણ આપ ગુરૂ થાઓ!' યોગીશ્વરે કહ્યુંઃ 'બેટા! ત્હારે ગુરૂ કરવાની કાંઇ જ જરૂર નથી. પરમાત્માએ ત્હારે માટે પતિ યોજી રાખ્યો છે, ત્હેની તું અર્ધાંગના થઇશ ત્યારે ત્હને ગુરૂ મળ્યો માનજે. ગુરૂ મેળવવાની ગરજ અને ફરજ પુરૂષ માટે જ અલાયદી રાખવામાં આવી છે.'

મ્હેં કહ્યું: 'મહારાજ ! એ તો આપે વ્યવહારિક હિતની વાત કહી; પણ હું તો મ્હારી 'મુક્તિ' કેમ થાય તે આપની પાસેથી જાણવા માંગું છું.' મ્હારા પ્રશ્નથી પ્રસન્ન થતા દેખાયલા યોગીશ્વરે જવાબ આપ્યો: 'પતિને જ પરમેશ્વર માની તન–મન–ધન ત્રણેની અર્પણતાપૂર્વક એની સેવામાં લાગ્યા રહેવું એ જ સ્ત્રીની મુક્તિ.' મ્હેં કહ્યું: 'અનાદિ કાળની અજ્ઞાનતાથી છૂટવાને ખાતર કેટલાએ સતો ઘરબાર, સ્ત્રીપુત્ર, ધનધરા સર્વ છોડી જંગલમાં જઈ ઉગ્ર તપશ્ચર્યા કરે છે; કેટલાએ સતો સેંકડો શાસ્ત્રો વાંચવા–સાંભળવા અને વિચારવામાં જીંદગી ખર્ચી નાખે છે; કેટલાએ યોગ સાધે છે; અને તે છતાં કોઇ વિરલા જ વાસનાથી છૂટે છે અને મુક્ત થાય છે, અને તે પણ હજારો પૂર્વ જન્મોની પુન્યાઇ હોય તો જ ! અને આપ તો કહો છો કે હું ફક્ત પતિસેવાથી જ મુક્ત થઇશ, તો શું પરમાત્માએ સ્ત્રીજાતિનો પક્ષ-પાત કરી **એમને** માટે જ **સ્હેલી** મુક્તિ બનાવી છે?' યોગી-શ્વરે હસીને ઉત્તર આપ્યો: '**એમ જ છે,** બેટા ! જો બરાબર સાંભળ ! મનુષ્યોનું ચિત્ત અનેક તરેહનાં ચિન્તવનો કરી રહેલું હોઇ તેમને **પોતાનું આનંદમય સ્વરૂપ કળાતું** નથી. બહારના ચિન્તવનો-થી થાકી, ગભરાઇ, બળીજળી તેઓ કોઈ સ્થળે વિરામ યા શાન્તિ મેળવવા ઇચ્છે છે. અર્થાત્ **બહિર્ચિત્તને અંતર્ચિત્ત** કરવાની તેમને '**ગરજ**' પડે છે. એ **ગરજ** એમને એમના **સ્વભાવ મુજબ-નાં** '**સાધનો**' સૂચવે છે. કોઇને 'તપ' સૂઝે છે તો કોઇને 'યોગ,' કોઇને વાચન–શ્રવણ–મનન–નિદિધ્યાસન સૂઝે છે તો કોઇને સત્સંગ. આ સાધનો વાપરતાં વાપરતાં **લાંબે વખતે** તેઓ અંતર્ચિત્ત થઈ શકે છે. અને **અંતર્ચિત્ત થવું એટલે જ વિક્ષેપોથી મુક્ત થવું.** હવે જો કે સ્ત્રી માટે આ કાર્ય કેટલું સહેલું છે. પરમાત્મા કાંઈ **એક સ્થળે ભરાઇ બેઠા નથી** પણ સર્વત્ર અને સર્વમાં

વ્યાપી રહ્યો છે, તેથી પતિમાં પણ તે જ વસેલો છે. વિશ્વાસ અને સ્વાર્પણતા પૂર્વક પતિને ઈશ્વરભાવે જોવાથી **લયયોગ આપોઆપ સધાય** છે અને સ્ત્રી બહિરૂચિત્ત મટી આંતરૂચિત્ત થાય છે. **એ જ મુક્તિ !** લાખ્ખો દૃશ્યો પરથી જેનું ચિત્ત હટી એક (પતિ) ઉપર જ આવી અટકે છે-વિરમે છે તે 'યોગ' જ કરે છે. પંડિતોએ પણ હજારો ગ્રંથોનાં લાખો સૂત્રો અને સિદ્ધાન્તોને છોડી એક જ **'ब्रह्म सत्य'**માં વિરામવું પડે છે. એટલે સુધી કે પછી **'जगत् मिथ्या'** એ ઉત્તરાર્ધ કહેતાંય એમને 'આળસ' થાય છે !—એ પણ 'પતિ સત્ય'માં વિરામતી સ્ત્રીના યોગ જેવો જ યોગ છે. પંડિતોનું ધ્યાન પ્રથમ શાસ્ત્રમાં અને પછી શાસ્ત્રના આત્મારૂપ બ્રહ્મમાં રમતાં શિખે છે, યોગીઓનું ધ્યાન પહેલાં યોગીશ્વરના ગુણોમાં અને પછી નિર્ગુણ સ્વરૂપમાં જ જઇ ભળી જાય છે, તેમ સ્ત્રીનું ધ્યાન પહેલાં પતિ **સિવાય**નાં લાખો દૃશ્યો પરથી **હટી** એક માત્ર પતિના **શરીર** અને પતિના **ગુણોમાં** અને તે પછી પતિના **આત્મામાં** જ ભળી જઈ ત્યાં **વિરમે** છે. જીંદગીના **બધા** વ્યવહારોમાં **એક જ કાયદો** રાજ કરી રહ્યો છેઃ **'पहले इश्के मिजाजी, पिछे इश्के हकीकी.'** વળી **પરમાત્માએ** સ્ત્રીમાં **આકર્ષણ શક્તિ** અને **તન્મયતા** મૂકી છે, એટલા માટે કે તે **કોઈને** અંતર્ચિત્ત થવાનું સરળ સાધન બની શકે, તેમજ **કોઇમાં** તન્મય થઈ પોતે અંતર્ચિત્ત બની શકે. આ કારણથી, **પરમાત્માએ** સ્ત્રીજાતિનો પક્ષપાત કર્યો છે એમ કહેતાંય **પરમાત્માના** સમભાવને બાધા આવતી નથી ! માટે બેટા, ત્હારે મુક્તિ, ધર્મ, સત્ય, ગુરૂ એવી કાંઈ ભંગજાળમાં પડવું નહિ અને **એક જ** સત્ય હૃદયમાં કોતરી રાખવું કે પતિ એ જ પરમેશ્વર, એ જ ધર્મ, એ જ ગુરૂ, એ જ મુક્તિ.' આવા ઉપદેશ પછી મ્હને બીજી ભ્રમણામાં પડવાની જરૂર જ ન રહી."

"ઓહો, ત્હારા યોગીશ્વરે તો ઘણું ઉંચું સત્ય અને ટુંકમાં કહ્યું. બચપણથી આવું સત્ય શિખવા પામનારને જૂઠ સ્વપ્નેય સ્પર્શી શકે નહિ એ વાતની મ્હને હવે ખાત્રી થાય છે. વારૂ ત્યારે કહે કે આજે બપોરે પેલા સાધુની સાથે માર્મિક વાર્ત્તાલાપ શું થયો હતો ?"

પ્રશ્ન સાંભળતાં જ સ્ત્રી બધો ભેદ પામી ગઇ. વિશ્વની વિચિત્રતા ત્હેને અલક્ષ દેખાઈ, 'શંકા'ના પાયા પર ચાલતું **સમાજજીવન 'ભય'ની જવાળામાં બળીજળી રહ્યું હોય એવું એને દિવ્ય દર્શન થયું.**

એની આંખો ફાટી જ રહી, કારણ કે અંદરની આંખે તે બળતી તરફડતી દુનિયા જોઇ રહી હતી.

અને એના નિર્હેતુક પ્રેમથી લાલસડક બનેલા ગાલો પર દયાનાં અશ્રુ વહેવા લાગ્યાં. વણિકપુત્ર આ દૃશ્ય જોઇ સ્તબ્ધ બની ગયો. એના બધા વિચારો અને ખ્યાલો અંતર્ધાન થઈ ગયા; —કોરા પાના જેવો શૂન્યવૃત્તિ બન્યો.

"નાથ !" ભક્તકન્યાના મુખ દ્વારા હૃદયના ઉંડાણમાંથી પ્રગટેલો ધ્વનિ બહાર પડ્યો "નાથ !" એ ધ્વનિએ પતિને જાગ્રત્ કર્યો અને ભક્તકન્યાએ આગળ ચલાવ્યું:

"ત્રિવિધ તાપથી અખંડ બળતી દુનિયાથી છૂટવા તે બિચારો 'ત્યાગી' થયો.તો પણ ભૂખ તરશના રાજ્યને ત્યાગી શક્યો નહિ; નાશવંત શરીરનું ભાન ભૂલવા ત્હેના પર, તે શરીર બાળવાથી જે ચીજમાં ત્હેનું રૂપાન્તર થાય છે તે ચીજ એટલે ભસ્મનું આચ્છાદન કર્યું તો પણ 'હું દેહ છું' એવુ ભાન તો ભુલી શક્યો નહિ;

'યાચવું' અને 'દેવું' બન્ને 'જરૂરીઆતો'થી છૂટવાનો અભ્યાસ કરવા ખાતર **નગ્નતા** સ્વીકારી, તો પણ ભોજન **યાચ્યા** વગર અને આશિસ્ **દેવા** વગર હેને ચાલ્યું નહિ: **આવા** હેના ઢંગ જોઈ મ્હેં **મનન** કર્યું અને હેને 'ગફલત'માંથી જગાડવા વાગ્પ્રહાર રૂપે કહ્યું કે 'તેરા **એક** ગયા !'—અર્થાત્ હારો **निश्चय** ભાગ્યો, અયાચક વ્રત તૂટયું, શાહોનો શાહ મટી ભૂખ અને ભીખના કીચડમાં તરફડતા ક્રોડો કીડા જેવો તું પણ એક કીડો બન્યો;—તું **આ જીંદગી તો હાર્યો** !

"સાધુ ગમે તેમ તોય સાધુ હતો. તે મ્હારી સમસ્યા સ્હમજ્યો અને હેનો પડઘો 'તેરે **દોઉ** ગયે !' એ શબ્દોથી પાડયો. એણે સત્ય જ કહ્યું હતું. એણે **આપણા** બાહ્ય જીવનને તેમજ **મ્હારા** આતર્જીવનને ઉદ્દેશીને કહ્યું હતું. પૂર્વજન્મમાં કરેલાં પુણ્યોને પરિણામે આ જન્મમાં આપણને આરોગ્ય, ઉચ્ચ કૂળ, ઇજ્જત અને અઢળક દ્રવ્યની પ્રાપ્તિ થઈ છતાં દાનદયાનો તો દ્વેષ જ કરાતો રહ્યો છે તેથી પૂર્વની પુન્યાઇઓ પર પાણી ફરે છે અને આવતા જન્મ માટે કાંઇ કરી લેવાની તક તરીકેનો આ જન્મ વૃથા જાય છે; તેથી આપણા બે જન્મો ફોકટ ગયા એમ કહેવામાં તે તદ્દન વાજબી હતો. વળી એ જ શબ્દો વડે એણે મ્હને એ પણ યાદ કરાવી આપ્યું કે, મ્હારામાંથી રજો અને તમો ગુણ હટયા હતા ખરા પણ સત્ત્વગુણ હજી હટયો નહોતો, કે જે સત્ત્વે જ મ્હને વડીલોની આજ્ઞાનો ભંગ કરવાના દોષના જોખમે પણ તે સાધુને દાન કરવામાં પ્રેરી હતી: આ સત્ત્વ પણ જવો જોઇએ એમ તે 'સાધુ'નું મુગું સૂચન હતું, પરન્તુ મ્હને વિશ્વાસ છે કે એ સત્ત્વ જ પતિસેવાની શક્તિ છે અને એથી એના નાશની **મ્હને** જરૂર હોય નહિ. તેથી

મ્હને મ્હારા ઉપકારી સત્ત્વની યાદદાસ્તી તાજી કરાવતા ને શબ્દોનો પડઘો પાડવા નિમિત્તે મ્હેં સાધુને કહ્યું: " અબ તો તેરે તીનોં ગયે!" મતલબ કે, હે સાધુ, તું એમ સમજતો કે હું ત્હને 'દાન' આપું છું. જે સીધાના માલેકો મ્હારા સસરાજી અને પતિદેવ છે, તે સીધાનું દાન કરનાર હું કોણ ? પણ ત્હેં મ્હારામાં રજો-તમોનો યત્કિંચિત્ અંશ ખૂણેખાંચરે રહી જવા પામ્યો હોય તે પણ મ્હને મનનમાં ઉતારી દૂર કરાવ્યો છે ત્હેના બદલામાં હું ત્હને આશિરૂ આપું છું કે આ ક્ષણથી ત્હારા સત્ત્વ, રજો, તમો ત્રણે ગુણ અદૃશ્ય થાઓ અને તું **ત્રિગુણાતીત** 'મસ્ત' થા! મ્હારી સમશ્યા સમજેલો સાધુ મુંગોમુંગો ચાલ્યો ગયો અને ઝાંપા બહાર ઉભેલા કોઈ ભિક્ષુકને સીધું આપી દઈ અદૃશ્ય થયો. મ્હારા નાથ! સાધુ અને મ્હારી વચ્ચે જે માર્મિક વાર્તાલાપ થયો ત્હેનો મર્મ આ જ હતો. હજી પૂછવું હોય તે પ્રસન્નતાપૂર્વક પૂછો."

પત્નીના જવાબ પહેલાં જ પતિને તેણીની નિર્દોષતાનું ભાન ઉગવા માંડયું હતું; અને આ ખુલાસો સાંભળીને તો ત્હેનામાં તેણી પ્રત્યે બહુમાન અને પોતા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયાં. અશ્રુ ભરી આંખો અને ગદ્‌ગદિત કંઠે તેણે કહ્યું: " હૃદયેશ્વરિ! મ્હારા ગુન્હાની ક્ષમા માંગતાં પણ મ્હારી હિંમત ચાલતી નથી તો બીજું પૂછવા-થી તો વાત જ શું કરવી ? ખરેખર તું દેવી છે અને હું કસાઈ ગુન્હેગાર—"

" નાથ! નાથ! એ શબ્દો સાંભળતાં હું દોષિત થાઉં છું." તેણીએ ત્હેને આગળ વધતો અટકાવીને કહ્યું: " હું કાંઈ જ સાંભ-ળવા-જાણવા ઇચ્છતી નથી. શું બન્યુ હોવું જોઇએ એ હું અટકળી શકું છું. અને એમાં **આપનો** પાઠ તો **ગૌરવભર્યો** છે. વડીલની

આજ્ઞા પાળવા ખાતર આપે આપના જ દિલને ચોટ લાગે એવા કાર્યની પણ હિમત કરી એ તો આપનો **આત્મભોગ** હતો, અને તેથી જ હું ઇચ્છું છું કે મ્હારો ખુલાસો આપનાં દિલનું શાન્ત્વન કરવા જેટલું પરિણામ ઉપજાવીને એટલેથી જ અટકે. હું ઇચ્છું છું કે વડીલની જે કાંઈ આજ્ઞા હોય ત્હેનો પૂરેપૂરો અમલ થવામાં આ ખુલાસો અટકાયત રૂપ ન થાઓ."

"એટલે ?" પતિ બોલ્યો "શું મ્હારે મ્હારી શુદ્ધબુદ્ધિરૂપ અને મ્હારી જીવનશક્તિ રૂપ પત્નીને પુરાણા ઉંડા કૂવામાં હોમી પતિત બનવું ?"

ભક્તકન્યા ખડખડ હશી પડી અને એક વેલી જેમ વૃક્ષને વિંટાય છે તેમ પતિને વિંટાઇને બોલીઃ "ત્યારે શું ખરેખર પિતાજીએ આપને મ્હને પુરાણા ઉંડા કૂવામાં નાખવા જ ફરમાવ્યું હતું ? વાહ, લોભીનો દેખાવ કરતા પિતાનું જ્ઞાન કેવું ઉંડું છે તે હવે જ હું સ્હમજી શકું છુ. મ્હારા આત્મા અને બ્રહ્મરૂપ આપે મ્હને હમણાં આપની જીવનશક્તિ કહી સંબોધી હતી, અને આપના જ 'જંગલ'માંના 'અગોચર ઉંડા કૂવા'માં મ્હને આપ જ હોમો ત્હેમાં મ્હારૂં કલ્યાણ છે–મ્હારી મુક્તિ છે–મ્હારી સાયુજ્યતા છે, એ હું હવે બરાબર પામી ગઈ છું."

તેણી તુરત પતિના અંગથી છૂટી થઈ કૂવાની કિનારી પર જઇ ઉભી. જળમાં ત્હેનું પ્રતિબિંબ પડયું. તેણે ત્હેમાં કૂદકો મારવા પ્રયત્ન કર્યો, પણ હિમ્મત ચાલી નહિ.

"નાથ !" તેણીએ ચીસ પાડી "અહીં જ અમો સ્ત્રી-વર્ગની નબળાઇનો પુરાવો છે ! આપના હૃદયકૂપમાં ડુબકી માર-વાની અત્યંત **તિવ્ર ઉત્કંઠા** છતાં **હિમત** ચાલી શકતી નથી !

અમને મઝા જોઇએ છે, પણ હિંમત કરી શકાતી નથી. અમારી હિંમત જ આપ છો અને આપના હાથે ધક્કો **પામવામાં** જ *અમારી મઝાનું ગુપ્ત રહસ્ય છે. લોકો કહે છે કે 'રાજા ગુન્હો જ કરતો નથી,' તેમ આજે મ્હને ભાન થાય છે કે 'કોઇ પતિ પત્નીનું અહિત કરી શકતો નથી.' પતિના હાથે પત્નીને થતા દેખાતા ત્રાસ એ માત્ર તેણીને ત્હેના **ભીતરમાં** ધકકેલતા ધક્કા છે. નાથ ! મ્હને આ પુરાણ પુરૂષના ઠંડા ઉંડાણમાં ધકકેલો !"

ગોવિંદ ચમકયો; કિનારી પર કૂવા તરફ ઢળીને ઉભેલી યુવાન પત્નીને પાછળથી ભેટી, બન્ને હમણાં કૂવામાં પડશે એવી સ્થિતિમાં સ્થિર ઉભો. ક્ષણભર પત્ની સાયુજ્યભાવના સ્વર્ગમાં ડોલવા લાગી.

**ભયંકર જોખમના તટપર જ જીંદગીની મઝા છે!** યોગી, પ્રેમી અને યોધ્ધો અને કોઇ રડયોખડયો વેદાન્તી જ આ દૃશ્યમાં જીવનની પરાકાષ્ટાની પ્રતિકૃતિ જોઇ શકશે.

* * *

બીજી ક્ષણે પત્નીનો હાથ ખેંચી તેણીને કૂવાપરથી નીચે ફેંકી જતાં પતિ બોલ્યોઃ " તું બહુ લુચ્ચી છે, બાલે ! " પિતાના ત્રાસથી નાશી છૂટવા માટેની ઇચ્છાને સાયુજ્ય ભક્તિનું રૂપ આપી મ્હને એકલો છોડવા ઇચ્છે છે ખરૂંની ? એ જ ત્હારો પ્રેમ કે ? એ જ ત્હારી ભક્તિ કે ? મ્હારી શકિતરૂપ તુને ગુમાવી મ્હારે જમીન પર

---

* પુરૂષના હાથે ક્રિયાશક્તિ ધકકેલાઇ પદાર્થ પર પડે છે અને 'ગતિ' ઉપજાવે છે; અને તેથી આનંદની લાગણી થવા પામે છે. ક્રિયા-શક્તિ અથવા ઇચ્છાશક્તિ પુરૂષમાં લય પામતાં હૃદયમાં તૃપ્તિ, વિજ્ઞાન અને આનંદ પ્રકટે છે.

કીડા માફક આટોળ્યા કરવું એમ જ તું ઇચ્છે છે કે ? વાહરી ઠગારી માયા !"*

"'ઠગારી' શબ્દ આપના મુખે સાંભળી, નાથ, આજે હું એટલી ફૂલાઉં છું કે ક્યાંઈ મ્હાતી-પણ નથી ! ઠગારી હું ખરેખર છું, પણ તે મ્હારા નાથના બલના આધારે જ !"

"અને ત્હારા નાથને પોતાના બલનું ભાન કરાવનાર અને તે બલને ખેલાવી ભવ્ય દૃશ્યો ખડાં કરનાર 'કલા' તું જ છે, મ્હારા અંગ !"

"હા, એ જ ત્હમો પુરુષનું ધૂતારાપણું ! એકાન્તમાં અમને પોતાની 'શક્તિ' અને 'કલા' કહી પૂજા કરો છો અને પાછા દુનિયામાં જઇને તો અમને વગોવવામાંય બાકી રાખતા નથી ! નરકની ખાણ તો અમે જ, પુરૂષને નિઃસત્ત્વ કરનાર લૂટારણો અમે જ, જોગી-જતિને આડખલીરૂપ અમે જ, બ્રહ્મને આવરણરૂપ પણ અમે જ ! વાહરે કદરદાન સંતો !"

"એમાં ત્હારૂં ગયું શું ? આટઆટલાં વિવિધ ઉપનામ ત્હમને પુરૂષે આપવા પડે એ જ ત્હમારી **મહત્તા** સાબીત કરે છે ! માણી શક્યા નહિ તે ગાળો ભાંડવા લાગ્યા ! એ ગાળો તો એમના પોતાના અજ્ઞાનને છે, ત્હને ક્યાં તે ચ્હોંટી જાય તેમ છે ?"

એમનો વિલાસ પૂર્ણ કળાએ ખીલ્યો. દેહનું કે દુનિયાનું હમણાં ત્હેમને ભાન નહોતું. સમયનું કે સ્થળનુંય ભાન નહોતું.

---

* માયા, શક્તિ, ઠગણી, ભક્તિ, will, પત્ની, સીતા, સ્વાનુભૂતિ આ સર્વ એક જ ભાવ સૂચવે છે.

પરન્તુ એવા ઉચ્ચા અનુભવ **રંગના ચટકા રૂપે** જ આવે છે,—રંગના કૂંડા રૂપ નહિ.

*

રાત્રી અંધારી હતી. લગભગ આઠ વાગ્યા હતા. ગાડીવાળો શેઠશેઠાણીને પાછા ફરતા વિલંબ થયો જાણી ફિકરમાં પડયો. તેણે શોધ શરૂ કરી. આખરે અવાજના આધાર પર ચાલતો ચાલતો દંપતી નજીક આવી પહોંચ્યો. ત્હેના પગ તળે ખુંદાતા છોડવાના અવાજે તેઓને ખબરદાર કર્યાં. ગાડીવાળાએ ઘેર પાછા ફરવાનો સમય થઇ ગયો છે એમ જણાવતાં બન્ને ત્હેની પાછળ ચાલ્યાં. ગાડી ઘરભણી વેગથી ચાલી; પણ **આ વખતનું** ત્હેમનું ઘર **જૂદું જ** હતું!

ઘેર જઇ ત્હેમણે શું વેશ કહાડવો તે તેઓએ રસ્તામાં જ નક્કી કરી રાખ્યું હતું,

ઘરના આંગણામાં ગાડી આવી પહોંચતાં જ બન્ને ઉતરી પડયાં. પત્ની સાસુના ખંડમાં જઇ હમેશના રીવાજ મુજબ પગે પડી. સાસુ તો પોતાની યોજના નિષ્ફળ ગયેલી જોઇ ચ્હોંકી અને અક્ષરવ્હીક ઉચ્ચારવાની ત્હેની હિંમત ચાલી નહિ.

ગોવિંદ સીધો પિતા પાસે ગયો. ધીમેથી પિતાએ પૂછયું: “ શું બન્યું ?”

“ પિતાજી !” ગોવિંદે કહ્યું “ આપના પુણ્યપ્રતાપે સહજમાં બચી જવા પામ્યો છું.”

“ શું કોઇ રાજપુરૂષો જોઇ જવા પામ્યા ?” પિતાએ અધિરાઇથી પૂછયું.

"તો તો હું સહીસલામત ઘેર પહોંચી જ કેમ શકું ?" પુત્રે કહ્યું "પણ કૃત્ય થવાની તૈયારી વખતે જ જંગલખાતાનો વડો હેના અનુચરો સાથે આવી પહોંચ્યો અને હું ચેતી ગયો."

"ઇશ્વરનો ઉપકાર માનો, બેટા!" પિતાએ ઉંડો દમ ખેંચ્યો "આજે હું પુત્ર અને પુત્રવધુ બે રત્નો પામ્યો છું. હારી માતાની અજ્ઞાન ઉશ્કેરણીથી પ્રેરાઇ અને લોકલાજના ખોટા મોહથી અંધ બની મ્હેં મનુષ્યહત્યા જેવું અઘોર કૃત્ય યોજ્યું હતું; પરન્તુ કૃપા-ભંડાર ઇશ્વરે રાજપુરૂષની અતરાયનું રૂપ લઇ મ્હારી ઇજ્જત, મ્હારા સંતાનની પવિત્રતા અને મ્હારી પુત્રીતુલ્ય પુત્રવધુની જીંદગી: એ ત્રણેનો અદ્દભૂત બચાવ કર્યો છે.

"અને નિર્દોષની નિર્દોષતા સાબીત કરી આપી છે." પુત્રે ટકોર કરી.

"નિર્દોષતા! શું ત્યારે વહુના ઉપર ખોટું આળ જ હતું? ગોવિંદ, બેટા, વિલંબ ના કર અને મ્હને ખરી હકીકત કહી પશ્ચાત્તાપથી બળતા મારા હૃદયને શાન્ત કર." પિતાએ વિનંતિ કરી.

એટલામાં શેઠાણી પણ આવી પહોંચ્યાં. ગોવિંદે સાધુ સંબંધી ઘટનાનો પડદો ઉંચો કર્યો. નગ્ન સત્ય જોતાં જ માતા-પિતા આંખો અને મ્હો ફાડી પુત્ર સ્હામે ગભરાટથી જોઇ રહ્યાં અને જાણે કે હેની ક્ષમા યાચતાં હોય એમ દીનવદનથી આંસુ ઢાળતાં સ્થીર ઉભાં.

*   *   *   *

દિવસો પસાર થવા લાગ્યાં. ગામમાં એક વખત મરકી ચાલી. શેઠાણી પટકાઇ પડયાં. ઝાડા પર ઝાડા છૂટવા લાગ્યાં. શક્તિ હરાઇ ગઇ. બોલવાની પણ તાકાદ રહી નહિ. વહુ રાતદિવસ હેની સેવા

કરતી હતી, ભૂખ અને ઉંઘની પણ દરકાર કર્યા વગર અખંડ ભક્તિ કરતી હતી. સાસુને કાંઈક લાગ્યું કે આવી સેવામય વહુને તેણી અન્યાય આપી રહી હતી.

મંદવાડ વધતો ગયો. દુઃખ સહવાથી કંટાળેલી શેઠાણીએ પુત્રને બોલાવી કહ્યું: "બેટા! ધન્વન્તરી વૈદ્યને બોલાવી લાવીશ?"

"માતા!" ઠંડે પેટે પુત્રે કહ્યું "ધન્વન્તરી સો સોનામહોરો સિવાય ક્યાંઇ જતો નથી."

એક દોઢીઉં પણ કાઢતાં જેનો જીવ જતો તે શેઠાણી **જીવપર નોબત આવી પડતાં** ન છૂટકે ઉદાર બની: "ત્હારા પિતાને સ્હમજાવજે કે જીવ કરતાં કાંઇ સો મહોર વધે નહિ."

પુત્રે પિતા પાસે જઈ સંદેશો આપ્યો. પિતા હસ્યો: "ગોવિંદ! ત્હારી માતાને જીવની કિંમત સ્હમજાઈ ખરી-પછી ભલે ને **પોતાના** જ જીવની! કાલે તે બીજાના જીવની પણ કિંમત સ્હમજશે. જા, ધન્વન્તરીને સો મહોર આપી બોલાવી લાવ. હું પણ તુરત ઘેર આવું છું."

ધન્વન્તરીને લઇને ગોવિંદ ઝટ પાછો ફર્યો. શેઠ પણ આવી પહોંચ્યા. વૈદ્યે શેઠાણીની ચિકિત્સા જોઇ. ભક્તિપરાયણા વહુના **દિલની** પણ ચિકિત્સા જોઇ લીધી અને મનમાં જ હસ્યો. ક્ષણ-ભર વિચાર કરી બોલ્યો: "બાઈ! દરદીને હિંમત આપવી એ અમારો મુખ્ય ધર્મ છે, પણ જ્યાં અંત નજીક દેખાતો હોય ત્યાં ખુલ્લી ચેતવણી આપવામાં અમે ભુલ કરીએ તો દરદી પોતાનું ભવિષ્ય સુધારવાની છેલ્લી તક પણ ગુમાવી બેસે એનો દોષ અમારે માથે જ પડે."

" ત્યારે શું મ્હારૂં આવી જ બન્યું છે ?" શેઠાણીએ કાકલુદી શરૂ કરી " વૈદ્યરાજ, વૈદ્યરાજ ! મ્હને બચાવો. ત્હમે તો મહાન વૈદ્યરાજ છો, કાળના પણ કાળ છો; ત્હમે મન પર લો ત્હેને બચાવી શકો છો. અરે, મ્હેં લાખોની મિલ્કતમાંથી કાંઈ ભોગવ્યું નથી, કાંઇ આપ્યું નથી, કાંઇ લ્હાવા લીધા નથી; મ્હને મરવું બહુ જ અસહ્ય લાગે છે. હજાર મહોર લો કે લાખ મહોર લો, પણ મ્હને બચાવો, કોઇ પણ રીતે બચાવો."

" વૈદ્યરાજ !" શેઠે ઉમેર્યું " હજાર અને લાખ મહોર મરવા પડેલીને મન શબ્દ માત્ર છે. જે ખાઇ શકાતું નથી તે ઢોળી નાખ્વાની માણુસની પ્રકૃતિ છે. પણ ઠીક છે; કોઇ રીતે તે બચી શકતી હોય તો લાખ મહોર ખર્ચવાને પણ હું મ્હારા જીગરને સ્હમજાવી લઇશ."

" શેઠજી !" વૈદ્યે દયાર્દ્ર ચ્હેરે કહ્યું " કોઇના ભય પ્રસંગને અમારી લૂટનો પ્રસંગ બનાવવો એ અમારા ધર્મથી વિરૂદ્ધ છે. અને મ્હારે ફરીથી કહેવું જોઇએ કે, જો કે હું ત્હમારા આગ્રહને વશ થઇ ઉપચાર તો કરીશ જ, પરન્તુ બચવાની આશા આપી શકતો નથી."

એક ગોળી આપી વૈદ્ય અદૃશ્ય થયો. ગોળી ગળાવી હિમત આપી શેઠ અને પુત્ર પણ પોતાને ઠેકાણે ગયા.

શેઠાણીએ વહુને નજીક બોલાવી પૂછયું: " વહુ ! વૈદ્ય કહે છે કે હું બચવાની નથી. તું ભક્તની પુત્રી છે તેથી કોઇ સાધુસંત પાસેથી સાંભળ્યું હોય તો મ્હને કહે કે મરીને ક્યાં જવાતું હશે ?"

" બાઇજી !" વહુએ જવાબ આપ્યો " સંતોના મુખેથી મ્હેં સાંભળ્યું છે કે મરીને માણુસ લુહારની દુકાને જાય છે."

" લુહારની દુકાને ? ત્યાં શું કરવા ?"

" ત્યાં જઇ તે લુહારને દાતરડાં બનાવવા કહે છે."

" તે શું કરવા ?"

" લણવાના કામમાં લેવા."

" શું લણવા ?"

" પોતાનાં જ કાર્યોનો પાક."

સાસુની નજર સ્હામે પોતાનાં તમામ કર્મો એક પછી એક ખડાં થયાં. એને **ભય** થયો, **કમ્પ** થયો.

**ભક્ત**કન્યાએ તેણીના માથાપર હાથ ફેરવી કહ્યું: " બાઇજી ! ઇશ્વર દયાનો સાગર છે. જે **પસ્તાય** છે ત્હેને **પાવન** કરે છે. વૈર કાંઇ એનામાં હોતું નથી. એકવાર પણ જે ત્હેને **શુદ્ધભાવથી** યાદ કરે છે ત્હેનાં બધાં પાપો બળી જાય છે અને શરીરના રોગો પણ સ્વપ્નની માફક અદૃશ્ય થાય છે."

શેઠાણીને તે વચનો ઠંડા સીરપ જેવા થઇ પડયાં. તેણીએ હૃદયમાં **પ્રભુની પધરામણી** કરી...અને **પૂજા** શરૂ કરી.

પા કલાક તે સ્થિતિ ચાલી. પછી તે બોલી: " બેટા, ઇશ્વર ત્હારૂં કલ્યાણ કરો ! ત્હેં મ્હને ધન્વન્તરી કરતાંય મ્હોટા ધન્વન્તરીની પીછાન કરાવી છે,–હવે મ્હને મૃત્યુનો ભય **નથી.**"

તેણીએ પતિને બોલાવરાવ્યો અને હૃદયપલટાનો ઇતિહાસ કહી ઉમેર્યું: " આ વહુ કોઈ દેવી છે, આપણા ઘરનું તે રત્ન છે. મ્હારી ત્હમને અરજ છે કે તીજોરીની ચાવી એને સોંપી એની ઇચ્છા મુજબ સદ્વ્યય કરવા દઇ **એની દ્વારા** આપણે આપણી સદ્‌ગતિ હાંસલ કરીએ."

" ઈશ્વરની એ જ મહાકૃપા ! " શેઠે કહ્યું " ત્હારો હૃદયપલટો એ જ મ્હારી મ્હોટામાં મ્હોટી મિલ્કત. "

ચાવીઓ વહુને અપાઈ. દાનપુણ્ય આરંભાયાં. સાધુસંતો ગઈ કાલ સુધી ઉજ્જડ દેખાતી આ હવેલીના આંગણામાં અને દિવાનખાનામાં ઉભરાવા લાગ્યાં. વાતાવરણ શુદ્ધ, દિવ્ય સ્વર્ગ સમાન બનવા લાગ્યું.

અને એ શુદ્ધ વાતાવરણે ધન્વન્તરીની ગોળીને પણ ટેકો કર્યો. શેઠાણી તનદુરસ્ત થયાં,–શરીરથી અને મનથી આરોગ્યવાન થયાં.

શેઠ આજે વધુ ને વધુ રળ્યા કરે છે, ભક્તકન્યા છૂટથી વ્યય કર્યા કરે છે; શેઠાણી વ્યય જોઈ આનંદે છે; અને ગોવિંદ બધાના આનંદને જોતો આજે પણ મુગોમુગો હસી રહ્યો છે.



" સંકટ જ મનુષ્યનાં હૃદયચક્ષુ ખોલે છે. "

* * *

" મારેલી માયા 'માત્રા' બને છે. "

* * *

" સુખ–દુઃખનો કર્ત્તા–ભોક્તા મનુષ્ય પોતે છે. "

# ઇચ્છાશંકર પંડયા અને
# ઇચ્છાદેવી પંડિતા.

## परिचय १ लो–बैरी करूं के नहि ?

"બૈરી કરૂં કે નહિ ? આટઆટલા લોકો ઘોડે ચ્હડી ચાર દિવસનું રાજ ભોગવે છે અને લગ્ન કરી સંસારનો **લાવો** લે છે; તો શું હું **એકલો** જ કમનશીબ કે જીંદગી પર્યંત વાઢો રહું ?

"બૈરી કરૂં કે નહિ ? બનાવટી રાજાની મોઝ ચાર દિવસ પછી ખતમ થાય છે અને પછી હજારો લોકો દુઃખામાં પડી ઉલટા પસ્તાતા દેખાય છે. તો શું મ્હારે દેખતી આંખે કુવામાં પડવું ?"

આવા **પરસ્પરવિરોધી** વિચારોના વમળમાં બિચારા ઇચ્છા-શંકર પંડયા વગર પરણ્યે આજ કેટલાએ મહિનાઓ થયાં ગોથાં

આખાં કરે છે અને મુંઝાયાં કરે છે. પંડયાજી વેદો અને પુરાણો ફેંદી વળ્યા, એવી આશાથી કે એમાંથી કદાચ કાંઈ ઉત્તર જડી આવે. પણ ત્યાંથી તો ઉલટા **બમણા** મુંઝાઈ પડયા! કારણ કે એક જગાએ મ્હોટા મ્હોટા ઋષિઓએ પણ વૈરી કર્યાનો ઉલ્લેખ મળ્યો, તો બીજી જગાએ બ્રહ્મચર્યનું ફરમાન હાથ લાગ્યું. ત્યારે હવે કરવું શું ?

પંડયાજીની આ તે કેવી કમબખ્તી કે કોઇ તો પરણવાનો લ્હાવો થોડા દિવસ લીધા **પછી** પીડાયા છે પણ આપણા **પંડયાજી** તો બિચારા **વગર પરણ્યે** પીડાય છે! એ પીડા એમની અનિશ્ચિત અર્થાત્ **ઢચુપચુ બુદ્ધિને** આભારી હતી, એવું જ્યારે એમને કોઇ અભણ પણ વ્યવહારકુશળ સ્નેહીએ કાનમાં કહ્યું ત્યારે **પંડયાજીએ** કાન પકડયા અને ગજ કૂદીને બોલ્યા: “ બરાબર છે; બરાબર છે; શાસ્ત્રમાં પણ કહ્યું છે કે ‘ **संशयात्मा विनश्यते** ’! શાસ્ત્રો ભણવા છતાં **અર્જુનને** શંસય થયો તો દુ:ખી થવા લાગ્યા, પણ કૃષ્ણ **ભગવાન** મળ્યા તો બુદ્ધિ નિશ્ચયાત્મક થવા પામી અને યુદ્ધ જીતી યશ પામ્યા. માટે ચાલો હું પણ **વેદોને** અભરાઇપર મૂકી **જીવતા જાગતા વેદ** રૂપ કબીરજી પાસે જઈ એમની સલાહ પૂછી એ મુજબ જ નિર્ણય કરૂં. ”

* * *

કહે છે કે જગત્‌ને આદિ–અંત નથી. વળી કહે છે કે જ્ઞાનનો છેડો નથી. એ તો ગમે તે હો, પણ આ વાત તો પ્રત્યક્ષ પ્રમાણથી સાબીત થાય એવી હતી કે આપણા ઇચ્છાશંકર પંડયાજીની પાઘડીને તો આદિ અંત નહોતાં જ! એવી ગોળમટોળ પાઘડી માથાપર મૂકી પંડયાજી ચાલ્યા કબીરજીની ઝુંપડી તરફ.

" લ્યો, કબીરજી તો ઘરના આંગણામાં જ બેઠા છે ને! વાણા ને તાણા મેળવી રહ્યા છે–જાણે **'પરા' અને 'અપરા'** જ્ઞાનને **પોતાની સાળમાં** ગુંથી રહ્યા હોય નહિ !" એમ બોલતામાં ઘરના ઉમરા સુધી પંડયાજી પહોંચી ગયા. પણ ત્યાં તો માંખી છીંકી! ઉમરા આગળ એક કૂતરી સૂતી પડી હતી. વગર પ્રયોજને કબીરે હેને એક લાત મારી. અને કૂતરી ઘુરકીને કબીરના પગમાં પોતાના **ચારે** દાંતો ઘુસાડી લોહી વહેવરાવી પાછી તે જ જગાએ **આરામ-થી** પોઢી ગઇ! કબીરજી હસ્યા અને બોલ્યા: " મ્હારી લાત, અને ત્હારા દાંત!...ઠીક જ છે!" અને પાછા વણાટકામમાં પહેલાંની માફક જોડાઈ ગયા.

કબીરજીને કૂતરી કરડી છે તેથી અત્યારે એમને કાંઈ પૂછવાનો પ્રસંગ લેવો નહિ એમ સ્હમજી પંડયાજી ધોયામૂળા જેવા પાછા ફર્યા. " કેમ આવ્યા હતા? કેમ પાછા જાઓ છો?' એટલુંએ પૂછવાનો વિવેક કબીરજીએ કર્યો નહિ!

* * *

એક અઠવાડિયા બાદ ફરીથી પંડયાજી કબીરના ઘેર ગયા. આ વખતે ઘરમાં બેઠા બેઠા કબીરજી વણાટકામ કરી રહ્યા હતા. મધ્યાન્હ-નો સમય હતો. ઘરના ખુણેખાંચરે પણ સૂર્યપ્રકાશ ફેલાઇ રહ્યો હતો,–જાણે કે કબીરજીના જ્ઞાનનો જ પ્રકાશ ફેલાઈ રહ્યો ન હોય!

પંડયાજીને ભય હતો કે રખેને આજે પણ માંખી છીંકે! તેથી તાબડતોબ ઘરમાં ઘુસી કબીરની સ્હામે આવી ચુપચાપ બેઠક લીધી. એ જ વખતે કબીરે પોતાની નજીકમાં બેઠેલી પોતાની પત્ની તરફ આંખો કહાડી કહ્યું: " અંધારૂં થયું, દોરો પણ દેખાતો નથી, છતાં શું દીવો લાવવા જેટલી પણ ત્હને ગમ નથી કે?"

એક મીનીટમાં દીવો સળગાવી સ્ત્રી હાજર થઇ ત્યાં તો કબીર-જીએ તેણીના મ્હોંપર એક તમાચો લગાવી દીધો અને કહ્યું: "ધોળે દિવસે બત્તી ? કેફ તો નથી કર્યો ના ? ઉઠાવ દીવો !" સ્ત્રીએ ચુપ-ચાપ દીવો બુઝાવી ઠેકાણે મૂકયો અને પાછી પોતાના કામે લાગી ગઇ.

**પં**ડયાજી આજે પણ જેવા આવ્યા હતા તેવા જ પાછા ફર્યા: કોણ જાણે કેવાએ કમનશીબ મૂહૂર્ત્તમાં લગ્નનો વિચાર આવ્યો હશે કે જેથી લગ્ન કરવું કે નહિ એ બાબતની **સલાહ લેવામાં** પણ આટઆટલાં **વિઘ્નો** નડતાં હતાં !

\+ * +

પણ એમ ક્યાં **પં**ડયાજી કાચાપોચા હતા ? શાસ્ત્રની ચર્ચા કરવા બેસતા ત્યારે ખુદ **વે**દોના કર્ત્તા બ્રહ્મા પોતે આવે તો પણ **પં**ડયાજીની પાસે હાર કબુલ કરાવી શકતા નહિ; તો શું બે વાર માંખી છીંકે એટલાથી ઇચ્છાશંકર પડયા થાકી જાય ?

આજ તો નિશ્ચય કરીને ઉઠયા કે ગમે તે ઘટના બને તોપણ કબીરજી પાસેથી જવાબ લીધા સિવાય ઉઠવું જ નહિ. **કૂતરી** કે **બૈરી** તો શું પણ ખુદ બ્રહ્મની **માયા** આવે તો પણ ત્હેની પરવાહ કર્યા વગર **ક**બીરજીને પ્રશ્ન કરવો જ કરવો અને એમનો ઉત્તર પણ મેળવવો જ. '**अर्थं साधयामि किंवा देहं पातयामि**' એમ શું શાસ્ત્રોમાં પણ નહોતું લખ્યું ?

ત્રીજી વખત **પં**ડયાજીની સવારી ચાલી. આજ તો કબીરજી ઓટલાપર બેઠા બેઠા હુક્કો ગગડાવી રહ્યા હતા. **પં**ડયાજીએ સમીપ પહોંચતાં જ પૂછયું: " એક શંકા સતાવી રહી છે, દેવ ! એનું સમા-ધાન આપના વગર કોણ કરે ? એક મન કહે છે કે બૈરી કર ! અને બીજું મન કહે છે કે એ બલામાં ન ફસ ! પણ **મનનો** શો

**ભરોસો**? શાસ્ત્રો કહે છે કે, મન તો મર્કટ છે! અને શાસ્ત્રોએ ક્યાં ખોખ્ખું ચટ્ટ કહે છે કે ઈચ્છાશંકર પંડ્યાને બૈરી કરવાની ઇચ્છા થાય તો એ ઇચ્છા પાર પાડવી કે રોકવી? **બધું એમ જ છે—ગોળ ચક્કર જેવું**! ત્યારે જ તો હું આવ્યો આપની પાસે. ત્યાં પણ બબ્બે વખત માંખી છીંકી અને મ્હારે પાછા જવું પડ્યું. આજ તો ઉત્તર લઇને જ ઉઠવાનો નિશ્ચય કર્યો છે."

"પણ, પંડ્યાજી! ઉત્તર તો ત્હમને એક નહિ પણ બબ્બે વખત **અપાઈ ચૂકયો** છે!" કબીરજીએ **ઠંડે પેટ** જવાબ દીધો.

"આશ્ચર્યમ્! આશ્ચર્યમ્! માયા છે જ નહિ એમ કહેનારા જ્ઞાનીઓ પોતે જ રોજ રોજ ત્હેનાં ગીત ગાયાં કરે છે, તેમ આપ પણ એક અક્ષર વટીક બોલ્યા ન હોવા છતાં કહો છો કે બબ્બે વખત સલાહ અપાઈ ગઈ!" પંડ્યાજીએ બન્ને હાથના લટકા કરીને કહ્યું.

"પંડ્યાજી!" કબીર બોલ્યા "પહેલી વખત ત્હમે આવ્યા ત્યારે મ્હેં પાસે સૂતી પડેલી કૂતરીને કોઇ પણ દેખીતા કારણ વગર લાત મારી, કૂતરી મ્હને કરડીને પછી તે જ જગાએ ગૂપચૂપ પડી રહી અને હું હસીને કામે વળગ્યોઃ એ બધી ઘટના તો ત્હમને યાદ હશે જ. હવે એ **ઘટના** પર ત્હમારૂં **વેદાંત** લગાડી જવાબ **ઉપજાવી કહાડો**. 'ઘર' જાળવવાનો ગુણ સ્ત્રી અને શૂનીમાં સમાન છે અને સ્હામું દાંતીઉં કરી લઈ દાંત મારવાનો ગુણ પણ બન્નેમાં સમાન છે. એ ગુણ જાણવા છતાં, એ વેદનાને **ગુપચુપ સહી લેવાની** અને **હસી કહાડવાની** તાકાદ હોય તો ખુશીથી બૈરી કરજો. પણ જેમ વેદાંતના જ્ઞાનનું **પ્રદર્શન કરો છો** તેમ બૈરીના ત્રાસનું પ્રદર્શન કરવા **વગર ન જ રહી શકાતું** હોય તો છાનામાના **છો તેમજ બેસી રહેજો**, નહિ તો 'પડયા પર પાટુ' જેવો ઘાટ થશે. જેમ બૈરીનું,

તેમજ જીંદગીનું સ્હમજવું. બૈરીની માફક જીંદગી પણ એક સુખ સ્હામે ચાર સૂળ ભોંચવાના સ્વભાવવાળી છે; છતાં જ્ઞાનીઓ જીંદગીને બર આવે છે તે કેવી રીતે? જાણે કાંઈ ત્રાસ થયો જ નથી એવો ચહેરો રાખી તેઓ **હશી પડે** છે અને **જે કરતા હોય તે ચુપાચુપ કર્યા કરે** છે, 'બે પરવાઇ' એ જ, બ્રહ્મદેવથી પણ બદલી **બદલાય નહિ** એવી પ્રકૃતિના ડંખનો **ઉપાય** છે. એ ઉપાય જાણે તે જ જીદગી **માણે** અને અનુભવ લઇ જાણે! અને **પં**ડયાજી, જોઈ મ્હારી **કૂતરીની** પણ અક્કલ! મ્હારો પગ લોહીલુહાણ કરવા છતાં સ્હામો માર પડશે એવા ડરથી **તે સ્થાન છોડી** ગઈ નહિ તેમજ 'ખોટું કર્યું' એવા પશ્ચાત્તાપથી **મ્હોં** પણ છૂપાવ્યું **નહિ.** તે તો **જેમની તેમ** અને **જ્યાંની ત્યાં** જ પડી રહી!"

"ખૂબ કહી, **ભગવન્!** ખૂબ કહી." **પં**ડયાજી બોલ્યા "**વ્યવહાર** પર **વેદાન્ત** લાગુ પાડવાની **આવી** અક્કલ તો વેદો-માંય મ્હેં જોઇ નહિ! હવે મ્હારી **બીજી** મુલાકાત વખતે આપે શું **મુંગી** સલાહ આપી તે સ્હમજાવવાની પણ કૃપા થઇ જવા દો ભેગાભેગી!"

"કૃપા—અવકૃપા તો શું શિખ્યો નથી, **પં**ડયાજી!" કબીર બોલ્યા "પણ ત્હમારે કોયડા છોડવાનું શિખવું જ છે તો સાંભળો! ધોળે દિવસે મ્હેં દીવો મગાવ્યો તો પણ ચૂપચાપ ઉઠીને મ્હારી સ્ત્રીએ મ્હારી આજ્ઞાનો અમલ કર્યો, એટલું જ નહિ પણ મ્હારી આજ્ઞાથી જ દીવો લાવવા છતાં મ્હેં ઠપકો આપ્યો તો પણ સવાલ-જવાબ ન કરતાં તેણે ઠપકો સહી લીધો અને દીવો બુઝાવી પોતાના કામે લાગી ગઈ,—જાણે કાંઇ બન્યું જ નહોતું! બુદ્ધિવાદના પ્રવાહમાં નહિ તણાતાં પતિની ઇચ્છાને અનુકૂળ થવામાં જ પોતાનું 'ગૌરવ' માનનારી સ્ત્રી મળે તો તો આ લોક અને પરલોક બન્ને સાધવામાં

સહાયભૂત થાય. ઋષિઓ ઇશ્વરપ્રાપ્તિ માટે જંગલમાં જઇ રહ્યા છે ત્યાં પણ ઋષિપત્નીને સાથે રાખી છે ત્હેનું આ જ કારણ."

"**अलं विस्तरेण,** મહારાજ ! **अलं विस्तरेण** !' ઇચ્છાશંકર પંડયા ખુશખુશ થઇને બોલ્યા "**જ્ઞાનીને** ઇસારો બસ છે. શાસ્ત્રો તો આટલી ઉમર સુધી વાંચ્યાં પણ એ **જડ** ગ્રંથોમાં આપ જેવાના 'ઇસારા' રૂપ **આત્મા** જ્યાં સુધી પ્રવેશ ન પામે ત્યાં સુધી બધું ફોગટ ! આજે મ્હને નવાં ચક્ષુ અને નવું ચૈતન્ય મળતાં હવે હું **નિશ્ચય** કરૂં છું કે બીજા કશા ખાતર નહિ તો જીંદગી જોગવવાની 'તાલીમ' લેવા ખાતર પણ મ્હારે જરૂર બૈરી કરવી. કૂવા કિનારે બેશી 'અંદર ઉતરીશ તો રખેને ડૂબી મરીશ' એવા ડરથી તરસ્યા મરવા કરતાં **સાવધાન** પણે કૂવામાં ઉતરી પાણીમાં પડયા વગર ઉપરથી જળ પી તૃષા છીપાવવાનો પુરૂષાર્થ કરવો એ વધુ પ્રશ્ચવા જોગ છે. **જોખમ ખેડયા વગર કાંઇ અનુભવપ્રાપ્તિ નથી.** અને વેદોએ પણ ઠેરઠેર કહ્યું છે કે **तप कर, तप कर,** અથવા પુરૂષાર્થ કર, પુરૂષાર્થ કર ! તો પછી **पुरुष થઇ प्रकृति**ના નામ માત્રથી ડરી બેસવું એ તો, પંડિતાઇને કલંક લગાવવા જેવું ગણાય. દેવ ! જાઉં છું હવે." એમ કહી ઇચ્છાશંકર પંડયાએ ફકીર તરફ પ્રણામ નિમિત્તે બે હાથ જોડયા અને તેમ કરતાં **વળી** ત્હેમને વેદાન્ત યાદ આવ્યું અને બોલ્યા:

"આ બે હાથ જેમ નમસ્કારમાં એકરૂપ થાય છે તેમજ બૈરી કરીને એક મટી બે થવા છતાં બન્ને વચ્ચે એકરૂપતા ઉપજાવીશ અને એ અદ્વૈતનો આનંદ શિખવનાર આપને પ્રતિદિન અમો દંપતી રૂપા પ્રણામ કરતાં રહીશું !"

ઇચ્છા હોય ત્હેમણે ઇચ્છાશંકર પંડયાનો ગૃહસંસાર જોવા પધારવું. કહે છે કે પ્રવેશક ફી મુદ્દલ રાખવામાં આવી નથી !

# પરિચય ૨ જો-દાંપત્ય.

---

આખરે પંડયાજી પરણ્યા તો ખરા.

પંડિતા ઇચ્છાદેવી પિતા પાસેથી પુરાણોના પાઠ પૂરા પઢી ચૂકી હતી અને વેદોની વાણીમાં વહેવડાવી શકે અને તરાવી શકે એવા પતિની શોધમાં ને શોધમાં, જેમ લગ્ન કરું કે નહિ એવા વિચારમાં ને વિચારમાં પંડયાજી પાંત્રીસ વર્ષની ઉમર સુધી વાંઢા રહી ગયા હતા તેવી રીતે જ, પચીચ વર્ષની ઉમર સુધી કુંવારી રહી ગઈ હતી.

'જેઓ રાહ જોઈ શકે છે તેઓ રાહત પામે છે' એ સૂત્ર આખરે બન્નેને ફળ્યું હતું !

પંડિતા ઇચ્છાદેવી જ્યારથી પતિગૃહે પધાર્યાં હતાં ત્યારથી બન્ને પૈકી કોઇએ ઘરનો દરવાજો છોડયો જ નહોતો. ત્હેમના સાદા જીવનની દરરોજની જરૂરીઆતો તો ઘેર બેઠાં જ મળી રહેતી. સ્ત્રીઓ તેમજ પુરૂષો કથાપુરાણ સાંભળવા આવતાં ત્હેમને પંડિતા જ પુરાણો વાંચી સભળાવતી અને અસરકારક વિવેચન એવી તો છટાથી કરતી કે શ્રોતાગણ ખુશખુશ થઈ જતો, જેને પરિણામે સીધાંપાણી ચાલ્યાં જ રહેતાં. પંડિતા જેટલો વખત ઉપદેશમાં ગાળતી તેટલો વખત પંડયાજી વેદોના માખણ રૂપ ઉપનિષદોનું મનન કરવામાં ગાળતા અને એ રીતે બન્નેનો વિકાસ નિયમિત રીતે ચાલ્યા કરતો.

લોકોનાં ટોળાં વિખરાતાં ત્યારે પતિ-પત્ની વચ્ચે શાસ્ત્રચર્ચાની સાઠમારી ચાલતી. શરૂશરૂમા તો પંડિતાના પૌરાણિક સોટા ઝીલવા પંડયાજીને ભારે થઇ પડતા; કારણ કે પંડિતામાં બુદ્ધિનો વૈભવ

અસાધારણ હતો. પણ જેમ જેમ પંડયાજી ઉપનિષદોમાં ઉંડા ઉતરતા ગયાં અને મનન અને નિદિધ્યાસનના પ્રસંગ પામતા ગયા તેમ તેમ હેમને એકેકી એવી તો **'અંતર્જ્યોતિ'** પ્રાપ્ત થતી ગઇ કે જેની સ્હામે **પં**ડિતોના પૌરાણિક ડંડા નકામા થતા અને **પં**ડિતો પોતે ડંડાની માફક **પં**ડયાજી સમક્ષ દંડવત્ પ્રણામની ક્રિયામાં ઝૂકી જતી!

જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ તેઓ વચ્ચેની ચર્ચાએ પણ શાંત **ગંભીર** રૂપ લેવા માંડયું. પુરાણો, વેદો, ઉપનિષદોને **માથા ઉપર** ચ્હડાવી બોજો કરવાને **બદલે** હવે તેઓ હેમને પણ **ખાઇ, હજમ કરી, જીવનશક્તિમાં રૂપાન્તર** કરવા લાગ્યાં!

આ રહ્યો એમની ચર્ચાના એક પ્રસંગનો અહેવાલ!

**પંડિતો**:—પ્રભો! શાસ્ત્રો કહે કે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસ એવા ચાર આશ્રમ **અનુક્રમે** સેવવાથી મુક્તિ છે. આપણે તો હજી **બીજા** આશ્રમમાં છીએ અને કાળનો તો કાંઈ ભરોંસો નથી; ન કરે **નારાયણ** અધવચમાં જ મ્હારો દેહ પડે તો મુક્તિ કેમ મળે?

**પંડયાજી**:—દેહ પડીને ક્યાં બીજે પડવાનો હતો? જે પાંચભૂતોમાંથી બન્યો હતો તે જ પાંચભૂતોમાં પાછો પડશે! હેની ત્હને શું ચિંતા? ત્હારા તત્ત્રમાથી દેહ છૂટયો અને પોતાના ઘેર ગયો એ જ **એની** મુક્તિ! અને **ત્હારી** મુક્તિ તો તું જ છે, ક્યાં તે **બહારથી** મેળવવાની ચીજ હતી? અને કાળને તો ત્હેં જ સરજ્યોં છે, ત્હારા 'રમકડા' તરીકે–'દડા' તરીકે–ત્હારા વિલાસ માટે.

**પંડિતો**:—પણ દેહથી છૂટયા પછી વૈતરણી નદી પાર

કરવી પડે છે, જે બહુ જ ત્રાસદાયક છે અને ગૌદાન કરનારથી જ સુખે તરી શકાય છે.

**પંડયાજીઃ**—હા, મન જ વૈતરણી નદી સરજે છે, મન જ યમદૂતનું રૂપ લઈ વૈતરણીમાં પોતાને ધકેલે છે. મતલબ કે, એ વિકલ્પો પોતે જ મ્હોટી પીડા છે. અહોનિશ વિકલ્પો કર્યા કરવાની ટેવ જ બધા ભયો સરજે છે,–એટલે સુધી કે શરીર પડયા **પછી પણ** ભયંકર સ્થિતિ જ હોશે એટલી હદ સુધી એ વિકલ્પો આગળ ને આગળ દોડયા કરે છે. એ વિકલ્પોથી બચવાનો વ્યવહાર 'ઇલાજ' કોઇ હોય તો તે એ જ કે અનાત્મ દેહાદિકો વિષે અહંબુદ્ધિ રૂપી જે ગૌ, તે પાંચભૂતરૂપ બ્રાહ્મણોને દાન કરી દેવી! એટલે કે દેહાદિકો પાંચ ભૂતોના છે, તે મ્હારા નથી, તેમજ તે હું નથી, એવો 'વિવેક' કરવો, જેથી દેહાદિકોના સંયોગવિયોગથી પોતાને 'અસર' થવા પામે જ નહિ. જ્યાં આવો 'વિવેક' નથી ત્યાં દેહાદિકોના સંયોગવિયોગની પીડાજનક અસર છે એટલું જ નહિ પણ **ભવિષ્યની** અસરોની કલ્પના પણ ચાલુ સતાવ્યા કરે છે. એવાં મનુષ્યો નિર્બળ–ગૌ તુલ્ય–બને છે. એમને હરકોઈ અને હરકાંઇ ત્રાસ ઉપજાવે છે, બંધનમાં નાખે છે, સત્ત્વ લૂટે છે, તડફડાવે છે. એ ગૌપણાનું–એ નિરંતર તડફડાટ કરાવતી દેહાદિકોમાં રખાતી અહબુદ્ધિનું–'દાન' કરી દેવું અર્થાત્ ત્હેનાથી છૂટવું એ જ પોતાના સદામુક્ત સ્વરૂપનું પામવાપણું.

**પંડિતાઃ**—પરલોકના માર્ગમાં શુળો અને ધીખતી રેતી હોય છે માટે એમાં સહીસલામતીથી પસાર થવા સારૂ પગરખાં જોઇશે અને **એ વખતે** પગરખાં ત્હેમને જ મળશે કે જેમણે **અહીં** પગરખાંનું દાન કર્યું હશે, એમ કહેવામાં પુરાણોનો શો આશય હશે?

**પંડયાજી**:—જીંદગીને ગમે તેમ કરી કીડા માફક વળગી જ રહેવું એવો 'તુચ્છ' મનુષ્યોનો સ્વભાવ જ, વ્યક્તિગત જીવનનું અનુસંધાન 'કલ્પે' છે. એમના **આ જીવનનું કલ્પિત સાંધણ એ જ એમનો 'પરલોક'** અને **આ** જીવન દુઃખરૂપ હોઇ એમની **પર**લોક સંબંધી કલ્પના પણ એવી જ હોઇ શકે. આ જીંદગીમાં ભોજ્ય પદાર્થોને અને ભોગવવાની ઇચ્છાને કીડા માફક વળગી રહેવાની ત્હેમની પ્રકૃતિએ ત્હેમનું આ જીવન પણ સૂળો અને ધીખતી રેતીથી ભરપૂર બનાવ્યું હોય છે, તેથી ત્હેમનો પરલોકનો માર્ગ પણ તેવો જ કલ્પાયો. પણ "સર્વ નામરૂપ જગત્ વિષે **સમ, શાન્ત** અને **પરિપર્ણ** આત્મા હું જ છું" એવા **નિશ્ચય** રૂપ પગરખાં પહેરવાથી આ જીવનમાં પણ **નિર્ભયતા** પ્રાપ્ત થાય છે અને નિર્ભયને **આ** જીંદગીનો **ક્લેષ** નથી તેમજ **ભવિષ્ય**ના સુખની **આશા** નથી તો પછી શૂળો અને ધીખતી રેતીવાળા પરલોક માર્ગની **કલ્પના** તો સભવે જ ક્યાંથી ?

વ્યવહારમાં પગરખું એ સૌથી કનિષ્ટ ચીજ મનાઈ છે અને પગરખાંનું દાન એટલે ફીટકાર. પુરાણોએ લોકોના કલ્યાણ માટે ક્રિયાકાંડના વ્યાપાર પર જીવનારાઓને પગરખાંનું દાન કરાવ્યું છે તે ઠીક જ ખૂબી કરી છે ! આખી દુનિયા અજ્ઞાનના કેફમાં ચકચૂર થઇ પ્રવૃત્તિમાં લાગી પડી છે તેમ શાસ્ત્રો અને ભજનોના બકવાદરૂપ અને ચારિત્ર્ય ક્રિયાઓરૂપ પ્રવૃત્તિમાં જે 'વ્યાપારી'ઓ નિરંતર લાગી પડયા છે ત્હેમને માથે એ ફીટકાર સદા ઉભો રાખ્યો છે !

**પંડિતા**:—મરણબાદ પુણ્ય-પાપનું લેખું લેવાશે એ તો ખરૂંને ?

**પંડયાજી**:—જે 'વ્યાપાર' કરે છે ત્હેને માટે 'લેખુ' છે જ, 'નફો' અને 'ટોટો' પણ છે જ, 'શ્રીમંતાઈ' અને 'દેવાળું' પણ

છે જ, તથા તજ્જન્ય સઘળી ક્લેષમય 'અસરો' પણ છે જ. પણ એક વાર ત્હને જો **નિશ્ચય** થાય કે દેહાદિકો અને દેહાદિકોના સઘળા 'વ્યાપાર' અથવા વ્યવહાર ત્હારા નથી, પણ તું એની **જાણવાવાળી** માત્ર છે, તો એ વ્યાપારોનાં લેખાં ત્હને કોણ પૂછનાર છે? અને એ વ્યાપારોના નફાટોટાથી ત્હને શું લાગેવળગે છે? બાકી જેઓ કર્તૃત્વ બુદ્ધિથી 'વ્યાપાર' કરે છે તેઓનો પ્રત્યેક 'વ્યાપાર' અથવા પ્રવૃત્તિ કાંઇ પણ મેળવવાની–કાંઇ પણ 'ફળ'ની 'આશા'થી જ પ્રેરાય છે એ દેખીતું છે; અને આઘાત–પ્રત્યાઘાતના કુદરતી નિયમ અનુસાર દરેક વ્યક્તિગત આશા નિરાશા ઉત્પન્ન કરે છે જ; અને **નિરાશાને મરણ બાદ પણ કાંઇક 'મળે' એવું ઇચ્છવું પડે** છે। આમ કષ્ટપરંપરા, અને ભયપરંપરા, વ્યક્તિગત પ્રાપ્તિની ઇચ્છાએ પ્રેરેલી દરેક પ્રવૃત્તિમાંથી, ઉદ્ભવ્યા જ કરે છે, એવા હૃદયમાં પુણ્ય–પાપ અથવા લાભ–હાની અને સુખ–દુઃખનાં લેખાં અહર્નિશ ગણાયા કરે છે, તો પછી એમણે કલ્પેલા **પરલોકમાં** એ લેખાં કાં ન હોય? જેણે આ જીવનમાં જ પુણ્ય અને પાપ, સુખ અને દુઃખ, સ્વર્ગ અને નરક, સેવ્ય અને સેવક, શીવ અને જીવ, સર્વજ્ઞ અને અલ્પજ્ઞ, ઇત્યાદિ તમામ પ્રકારનાં લેખાનો ભૂલાવો કર્યો છે તે અહીં **તેમજ** સર્વત્ર, આજે **તેમજ** સદાકાળે મુક્ત જ છે, અને પોતાની **મોઝમાં** જ છે. અહો મારા વિલાસ રૂપ પંડિતે! ખુદ કાળ જ ત્હારાથી સ્વતંત્ર હયાતી ધરાવતો નથી ત્યારે કાળની અપેક્ષાપર હયાતી ધરાવતી આ લોક–પરલોક, સુખ–દુઃખ, સ્થિતિ અને ભ્રમણ, એ સર્વ 'દશાઓ' પણ ત્હને કેવી રીતે સતાવી શકશે?

**પંડિતા:**—પ્રમાણ વાક્ય, પ્રભો! પ્રમાણ વાક્ય! આ સઘળો પ્રપંચ અને તજ્જન્ય ભય **મનોમાત્ર** છે. સુષુપ્તિ અથવા ગાઢ નિદ્રાની સ્થિતિમાં મન જ સૂઇ જાય છે ત્યારે આમાંનું કાંઇ દેખાતું

કે લાગતું નથી અને જાગ્રત્ અને સ્વપ્ન સ્થિતિમાં મન જ્યારે **સ્ફુરાયમાન** થાય છે **ત્યારે** જ બધું **ભાસે** છે. અને હું તો એ સર્વ અવસ્થાઓમાં નિર્વિકલ્પ નિર્વિકાર છું. હું તો ખચીત **'અસંસારી'** છું.

**પંડયાજી** (સ્મિતપૂર્વક):—પણ પ્રિયે ! જો તું આટલી જલદી ઉડવા લાગીશ તો પછી મ્હારા ભોગોનું શું થશે ?

**પંડિતા**:—ઉડવું, ન ઉડવું, મ્હારા વિષે નથી. રહી હવે ભોગવવાની વાત. સુખ-દુઃખનો અપરોક્ષ અનુભવ કરવાનું નામ 'ભોગ' છે, તે ત્હારા ભોગનું સાધન આ શરીર તો **અગાઉ** હતું તેમ જ **હમણાં** પણ છે. હું ચૈતન્ય તો ત્હારા ભોગનું સાધન ન પહેલાં હતી, ન હમણાં છું; હું ચૈતન્ય તો ત્હારૂં આત્મસ્વરૂપ જ છું. હું તો ભોક્તા, ભોજ્ય અને ભોગ એ ત્રિપુટીની **પહેલાં પણ** એટલે અજ્ઞાન અવસ્થામાં પણ પ્રકાશક આત્મા હતી અને હમણાં જ્ઞાનઅવસ્થામાં પણ તે જ હું ચૈતન્ય ત્રિપુટીને **જાણવાવાળી** છું. તું પણ તે જ છે.

**પંડયાજી**:—તો હું અતીત થાઉં છું ! સાવધાન !

**પંડિતા** (હાસ્યપૂર્વક):—સાવધાન જ છું, પ્રિય ! મુજ ચૈતન્યને ત્હારા આ દૃશ્ય દેહનો **સંયોગ** જ ક્યારે થયો હતો કે હવે **વિયોગ** કરાવશે ? અને હે મ્હારા હૃદયસ્થ **પંડિતજી** ! જો તું દૃશ્યરૂપ પ્રજા થઇને ચૈતન્ય રાજારૂપ આકાશથી અતીત થવા ચાહે તો **તે તો અસંભવ છે**; કારણ કે આ દૃશ્યરૂપ પ્રજા ત્હારા એક દેશમાં હોવાથી-જેમ પૃથ્વી, જળ, તેજ, વાયુ એ ચારે ભૂતો અને ત્હેમનાં કાર્યોરૂપી ભૌતિક પદાર્થો આકાશથી અતીત નથી થઇ શકતાં તેમજ-ઓ મ્હારા પ્રિય સ્વરૂપ ! તું ચૈતન્ય આ દૃશ્યથી આકાશની

જેમ પોતાથી પોતે અતીત જ છે;–તો પછી અતીત શું થાય છે? એવો અતીત થા, કે જેમાં ગ્રહણ–ત્યાગ બેઉ ન હોય!

બેઉ, સ્વરૂપમાં લીન થયાં.

એ લીનતામાં બન્નેનાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એકાકાર થઇ ગયાં હતાં, પણ એ એકાકાર થયાં છે એવું ય એમને તો ભાન નહોતું!

અગાઉ કહેવાઇ ગયું છે તેમ એમની વિત્રાહિતા સ્થિતિમાં ડોકીઉં કરવાની સર્વને છૂટ હતી તેથી ઘણાએ કુતુહળી લોકો ત્હેમના દરવાજા વગરના ઘરમાં જતા અને પતિ અને પત્ની એમ બે દૃશ્યો જોવા પામવાને બદલે એકાકાર 'દંપતી' જોઇ લજ્જિત થઈ પાછા ફરતા.

---

## परिचय ३ जो—वैधव्य.

એક દિવસ ઇચ્છાશંકર પંડ્યાએ બૈરી કરવાનું ઇચ્છયું હતું અને આપણે જોઇ ચૂકયા કે તેઓ ખરેખર બૈરી કરી **શક્યા** હતા; તેમજ એક દિવસ ત્હેમણે અતીત થવાનું ઇચ્છયું તો...ખરેખર જ અતીત થયા!

આજે **પં**ડયાજીના શબને 'ઠેકાણે પાડવા' સગાંસંબંધીઓ અને યજમાનોની મ્હોટી ફોજ ત્હેમના ઘર આગળ એકઠી મળી છે. કોઇ રડે છે, કોઈ પોક મૂકે છે, કોઈ છાતી કૂટે છે,–એમ સૌ કોઇ 'પારકે દુઃખે દુઃખી' થવાના પરોપકારીપણાનું 'નાટક' ભજવી રહ્યું છે! કોઇ કહે છેઃ "**પં**ડયાજી બહુ ભલા હતા, કોઇની ખટ' પટમાં પડતા જ નહિ, એ ભલા ને એમનું ઘર ભલું!" કોઇ કહે છેઃ "પરણ્યા પછી **પં**ડયાજી નાસ્તિક થવા લાગ્યા હતા, ધર્મ–કર્મની

હાંસી કરતા હતા અને ઇશ્વરનેય ઉડાવતા હતા,—એ તે કાંઈ લાંબો વખત ઇશ્વરથી પણ ખમાય? કરે તેવું ભરે! પણ બિચારી પંડિતા નાહકની કુટાઇ ગઇ! હરે, હરે!" કોઇ કહે છેઃ "ધણીધણીઆણી એક બીજાને ઘડી પણ છોડતાં નહોતાં અને ધણીઆણી વળી પંડિતા છે, તેથી હવે ધણી પાછળ સતી થવાની છે!" આમ કાંઈ કાંઇ આકાશી ઘોડા દોડી રહ્યા છે!

એ સર્વ ધાંધળની વચ્ચે ચુપ અને શાંત જો કોઇ હોય તો તે એક પંડિતા જ હતી.

સઘળાઓને પંડિતાની આ સ્થિતિ જોઇ તાજુબી થઇ અને કેટલાંકો તો વિચિત્ર તર્કવિતર્ક પણ કરવા લાગ્યાં. એક વૃદ્ધાએ પંડિતા પાસે જઇ ગંભીરતાથી અને ઠાઉકા મ્હોંરે પૂછ્યુંઃ "બેટા! તું દુઃખથી ઘુંટાઇ ગઈ જણાય છે, પણ જોને બેટા, આખો સંસાર જ દુઃખમય છે તો પછી ખેદ કરીને નાહક કાયા ગુમાવ્યાથી શું લાભ?"

પંડિતાએ વૃદ્ધાને કહ્યુંઃ "મ્હારી ચિંતા ત્હમે છોડો એ જ હું ઇચ્છું છું, કારણ કે હુ સુખને કે દુઃખને ઓળખતી જ નથી અને જગત્પર દુઃખ **આરોપતાં** પણ હું શિખી નથી! જે 'અનુભવ'ની મ્હારામાં ખોટ હતી તે 'અનુભવ' લેવા માટે મ્હેં પતિ શોધ્યો હતો; અને તે 'અનુભવ'ની ખોટ પૂરીને પતિ મ્હારા હૃદયમાં અદૃશ્ય થયો છે. ત્હમને જ્યાં મ્હેં ગુમાવ્યું લાગે છે ત્યાં તો મ્હારી અમૂલ્ય પ્રાપ્તિ છે. સંયોગ-વિયોગ અને સુખ-દુઃખની કલ્પના ઘડનારી મ્હારી કલ્પનાશક્તિને સ્મશાન બનાવી તથા મ્હારી રગેરગમાં જ્ઞાનાગ્નિ પ્રકટાવી તે વડે મ્હારાં 'સંચિત' અને 'પ્રારબ્ધ' બન્નેને બાળવાનો 'શોખ' મ્હારામાં જગાડવાનું કામ બજાવી મ્હારો પતિ મ્હારા સ્વરૂપમાં પુનઃ લય પામ્યો છે એમાં ત્હમને બધાને આટલી બીન-

જરૂરી ધાંધળ કેમ સૂઝે છે એ જ હું તો આશ્ચર્યથી જોઇ રહી છું."

વૃદ્ધાને આ **ભાષા જ** સ્હમજાઈ નહિ; તેણી ફક્ત **છેલ્લું** વાક્ય સ્હમજી શકી હતી અને **તે તો** એને **ભયંકર** લાગ્યું હતું! "ઓત્તારી! ભાયડા જેવો ભાયડો ગયો તોય એને તો કુતુહલ લાગે છે! આ તે કિયા પથ્થરમાંથી ઘડેલી મૂર્ત્તિ હશે?" એમ કહી બૂઢી રસ્તે પડી.

ઇચ્છાશંકર પંડયાના શબને ઉપાડી જવામાં આવ્યું એટલે સઘળી ધમાલ પણ અદૃસ્ય થઇ. ખરૂં છે, ધમાલ માત્ર 'મુડદા'ની છે, 'જીવતા'ની નહિ; 'માયા'ની છે, બ્રહ્મની નહિ. પણ અત્યારે ઇચ્છાશંકર પંડયાની ખોટ પડી,—નહિતો તેઓ **પોતે જ** માયા અને બ્રહ્મના ગુણોની ચર્ચામાં વેદોના આધાર રજુ કરવા ચૂકત નહિ!

લોકોનાં ટોળાં વીખરાયાં કે તુરત, જેમ ઈચ્છાશંકર પંડયા સ્મશાનમાર્ગે સીધાર્યા તેમ ઇચ્છાદેવી પંડિતા કબીરજીના ઘર તરફ ચુપચાપ સીધારી ગયાં.

કબીરજીની સાળ ચાલ્યાં જ કરતી હતી! વાણો ને તાણો, ઉપર ને નીચે અને નીચે ને ઉપર થતો થતો, એકબીજાથી ગુંથાઈ એકરૂપ બન્યા કરતો હતો. વણાટક્રિયાને અંતે ન રહેતો 'વાણો' કે ન રહેતો 'તાણો': તે બન્ને **એક** 'વસ્ત્ર'માં અદૃસ્ય થતા. અને એ જ રીતે કબીરજી 'દૃષ્ટા' અને 'દૃસ્ય'ને, જીવભાવ અને ઇશ્વર-ભાવને, સુખ તેમજ દુઃખને, જ્ઞાન તેમજ અજ્ઞાનને, શક્તિ અને અશક્તિને, હાર તથા જીતને, આલોક અને પરલોકને, જડ તેમ જ ચૈતન્યને અને પ્રવૃત્તિ તેમજ નિવૃત્તિ નેપોતાની અનુભવરૂપ સાળમાં નાખી **એક સળંગ** આકાર આપતા. ઓહો, કબીરજીની સાળની શું વાત કરવી!

પંડિતાએ કબીરજીને પ્રણામપૂર્વક અરજ કરી: "દેવ! હજાર

દિવસ ઉપર જેણે આપની સલાહ પૂછી હતી કે બૈરી કરૂં કે નહિ તે મ્હારા પતિ પોતાનો અધુરો અનુભવ પૂર્ણ કરી સ્વધામ સીધાર્યા છે. ત્હેમણે મ્હને શાસ્ત્રાધારે યત્કિંચિત્ જ્ઞાન આપ્યું છે, પણ અનુભવ તો ગુરૂકૃપા થાય તો જ પ્રાપ્ત થાય એવી મ્હારી શ્રદ્ધા હોઇ આપને શરણે આવી છું."

"ઠીક છે, પંડિતે!" કબીરજી બોલ્યા "જેવી ત્હારી શ્રદ્ધા એવી ત્હને પ્રાપ્તિ થશે જ. પણ મ્હેં સાંભળ્યું છે કે તું છબી આળેખવામાં નિપુણ છે?"

"ગુરો! એ કલાનો મ્હને બચપણથી શોખ છે." પંડિતાએ જવાબ આપ્યો.

"બહુ સારૂ" ગુરૂ બોલ્યા "તો ઉપદેશ લેવા પહેલાં એક કામ ત્હારે કરવું જોઇશે અને તે સમ્પૂર્ણ ધ્યાનપૂર્વક કરવું જોઇશે. પુરાણમાં વિષ્ણુ ભગવાનનું જે વર્ણન ત્હેં વાંચ્યું છે તે મુજબ જ આબેહુબ એક ચિત્ર તૈયાર કરી લાવ. ધ્યાન રાખજે કે દુનિયાના સઘળા પુરૂષો કરતાં એ રૂપ, રંગ, આકૃતિ, લાવણ્ય, ઓજસ્, ભવ્યતા અને દિવ્યતા ઓર જ છે. આખું સ્વરૂપ આનંદના નાચથી થનચનાટ કરતું હોય છે. ચહેરાપર સ્વસંતુષ્ટપણું ઉભરાઇ જતું હોય છે. હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. સ્હામે ગંધ–ધૂપ–પુષ્પ–નૈવેદ્યાદિ પણ આવવાં જોઈએ. અને તું આરતી કરતી હો એવો દેખાવ પણ એમાં સમાવેશ પામવો જોઈએ."

ઇચ્છાદેવી પોતાના ઘેર ગઇ અને અહોનિશ ચિત્ર આળેખવામાં જ તલ્લીન બની. પૂરા નવ માસ તેણે આ ચિત્ર સાંગોપાંગ અને પરિપૂર્ણ બનાવવા પાછળ ખર્ચ્યા.

એ નવ માસની એકાગ્રતાએ તેણીના ચિત્તને વિષ્ણુમય બનાવી દીધું.

જે દિવસે ચિત્ર પૂરૂં થયું તે દિવસે વિષ્ણુનું 'આસન' કમ્પ્યું અને તેણે એક બ્રાહ્મણના વેશમાં પંડિતાને મુલાકાત આપવી જ પડી !—જો કે તે ત્હેને પીછાની શકી નહિ.

બ્રાહ્મણને નમસ્કાર કરવાનો શિષ્ટાચાર કર્યા બાદ પંડિતાએ હમણાં જ પુરૂં થયેલું ચિત્ર જોવા કહ્યું.

"આ શું છે? અને કોણે ત્હને આ ઉપાધિમાં ઉતારી છે?" બ્રાહ્મણે સ્મિત હાસ્યપૂર્વક પૂછ્યુ.

"મહારાજ !" પંડિતા બોલી "એ શ્રી ગુરૂની આજ્ઞાનો અમલ છે અને વિષ્ણુભગવાનનું ચિત્ર છે. એ કાર્ય યથાર્થ બજાવવાથી મ્હને શ્રી અનંત ભેટશે."

"ભોળી રે ભોળી !" બ્રાહ્મણ ખડખડ હશી પડયો અને બોલ્યો "બધું વ્યર્થ છે! માત્ર ફસામણી છે! પણ જો તું મ્હારા ચહેરાની રૂપરેખા જ માત્ર તૈયાર કરી બતાવે તો હું ત્હને હમણાં જ બોલતાચાલતા નારાયણથી ભેટ કરાવી આપું."

"ગુરૂવચનમાં શકા લાવવાને મ્હને કાંઈ કારણ નથી." પંડિતાએ કહ્યું "સંભવ છે કે ચિત્રમાં કાંઇ ત્રૂટી રહેવા પામી હોય. સંભવ છે કે ગુરૂપ્રેરણાથી જ આપનું અત્રાગમન થવા પામ્યું હોય અને આપનું ચિત્ર આળેખવાના પ્રયત્ન દ્વારા જ મ્હારા પહેલા ચિત્રની ત્રૂટીનું મ્હને ભાન થવાનું હોય. એ તો ગમે તેમ હો, આપને મ્હારી ચિત્રકલાનો પરિચય કરાવવામાં મ્હને કાંઇ હરકત નથી."

અને પંડિતાએ તે જ વખત પીંછી હાથમાં લઇ દીવાલપર

દિવસ ઉપર જેણે આપની સલાહ પૂછી હતી કે ચોરી કરૂં કે નહિ તે મ્હારા પતિ પોતાનો અધુરો અનુભવ પૂર્ણ કરી સ્વધામ સીધાર્યા છે. ત્હેમણે મ્હને શાસ્ત્રાધારે યત્કિંચિત્ જ્ઞાન આપ્યું છે, પણ અનુભવ તો ગુરૂકૃપા થાય તો જ પ્રાપ્ત થાય એવી મ્હારી શ્રદ્ધા હોઇ આપને શરણે આવી છું."

"ઠીક છે, પંડિતે!" કબીરજી બોલ્યા "જેવી ત્હારી શ્રદ્ધા એવી ત્હને પ્રાપ્તિ થશે જ. પણ મ્હેં સાંભળ્યું છે કે તું છબી આળેખવામાં નિપુણ છે?"

"ગુરો! એ કલાનો મ્હને બચપણથી શોખ છે." પંડિતાએ જવાબ આપ્યો.

"બહુ સારૂ" ગુરૂ બોલ્યા "તો ઉપદેશ લેવા પહેલાં એક કામ ત્હારે કરવું જોઇશે અને તે સમ્પૂર્ણ ધ્યાનપૂર્વક કરવું જોઇશે. પુરાણમાં વિષ્ણુ ભગવાનનું જે વર્ણન ત્હેં વાંચ્યું છે તે મુજબ જ આબેહુબ એક ચિત્ર તૈયાર કરી લાવ. ધ્યાન રાખજે કે દુનિયાના સઘળા પુરૂષો કરતાં એ રૂપ, રંગ, આકૃતિ, લાવણ્ય, ઓજસ્, ભવ્યતા અને દિવ્યતા ઓર જ છે. આખું સ્વરૂપ આનંદના નાચથી ચનચનાટ કરતું હોય છે. ચહેરાપર સ્વસંતુષ્ટપણું ઉભરાઇ જતું હોય છે. હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. સ્હામે ગંધ–ધૂપ–પુષ્પ–નૈવેદ્યાદિ પણ આવવાં જોઈએ. અને તું આરતી કરતી હો એવો દેખાવ પણ એમાં સમાવેશ પામવો જોઈએ."

ઇચ્છાદેવી પોતાના ઘેર ગઇ અને અહોનિશ ચિત્ર આળેખવામાં જ તલ્લીન બની. પૂરા નવ માસ તેણે આ ચિત્ર સાંગોપાંગ અને પરિપૂર્ણ બનાવવા પાછળ ખર્ચ્યા.

એ નવ માસની એકાગ્રતાએ તેણીના ચિત્તને વિષ્ણુમય બનાવી દીધું.

જે દિવસે ચિત્ર પૂરૂં થયું તે દિવસે વિષ્ણુનું 'આસન' કમ્પ્યું અને તેણે એક બ્રાહ્મણના વેશમાં પંડિતાને મુલાકાત આપવી જ પડી!–જો કે તે ત્હેને પીછાની શકી નહિ.

બ્રાહ્મણને નમસ્કાર કરવાનો શિષ્ટાચાર કર્યા બાદ પંડિતાએ હમણાં જ પુરૂં થયેલું ચિત્ર જોવા કહ્યું.

"આ શું છે? અને કોણે ત્હને આ ઉપાધિમાં ઉતારી છે?" બ્રાહ્મણે સ્મિત હાસ્યપુર્વક પૂછ્યું.

"મહારાજ!" પંડિતા બોલી "એ શ્રી ગુરૂની આજ્ઞાનો અમલ છે અને વિષ્ણુભગવાનનું ચિત્ર છે. એ કાર્ય યથાર્થ બજાવવાથી મ્હને શ્રી અનંત ભેટશે."

"ભોળી રે ભોળી!" બ્રાહ્મણ ખડખડ હસી પડયો અને બોલ્યો "બધું વ્યર્થ છે। માત્ર ફસામણી છે। પણ જો તું મ્હારા ચહેરાની રૂપરેખા જ માત્ર તૈયાર કરી બતાવે તો હું ત્હને હમણાં જ બોલતાચાલતા નારાયણથી ભેટ કરાવી આપું."

"ગુરૂવચનમાં શંકા લાવવાને મ્હને કાંઈ કારણ નથી." પંડિતાએ કહ્યું "સંભવ છે કે ચિત્રમાં કાંઇ ત્રૂટી રહેવા પામી હોય. સંભવ છે કે ગુરૂપ્રેરણાથી જ આપનું અત્રાગમન થવા પામ્યું હોય અને આપનું ચિત્ર આળેખવાના પ્રયત્ન દ્વારા જ મ્હારા પહેલા ચિત્રની ત્રૂટીનું મ્હને ભાન થવાનું હોય. એ તો ગમે તેમ હો, આપને મ્હારી ચિત્રકલાનો પરિચય કરાવવામાં મ્હને કાંઇ હરકત નથી."

અને પંડિતાએ તે જ વખત પીંછી હાથમાં લઇ દીવાલપર

દિવસ ઉપર જેણે આપની સલાહ પૂછી હતી કે બૈરી કરૂં કે નહિ તે મ્હારા પતિ પોતાનો અધુરો અનુભવ પૂર્ણ કરી સ્વધામ સીધાર્યા છે. ત્હેમણે મ્હને શાસ્ત્રાધારે યત્કિંચિત્ જ્ઞાન આપ્યું છે, પણ અનુભવ તો ગુરૂકૃપા થાય તો જ પ્રાપ્ત થાય એવી મ્હારી શ્રદ્ધા હોઇ આપને શરણે આવી છું."

"ઠીક છે, પંડિતે!" કબીરજી બોલ્યા "જેવી ત્હારી શ્રદ્ધા એવી ત્હને પ્રાપ્તિ થશે જ. પણ મ્હેં સાંભળ્યું છે કે તું છબી આળેખવામાં નિપુણ છે?"

"ગુરો! એ કલાનો મ્હને બચપણથી શોખ છે." પંડિતાએ જવાબ આપ્યો.

"બહુ સાર" ગુરૂ બોલ્યા "તો ઉપદેશ લેવા પહેલાં એક કામ ત્હારે કરવું જોઇશે અને તે સમ્પૂર્ણ ધ્યાનપૂર્વક કરવું જોઇશે. પુરાણમાં વિષ્ણુ ભગવાનનું જે વર્ણન ત્હેં વાંચ્યું છે તે મુજબ જ આબેહુબ એક ચિત્ર તૈયાર કરી લાવ. ધ્યાન રાખજે કે દુનિયાના સઘળા પુરૂષો કરતાં એ રૂપ, રંગ, આકૃતિ, લાવણ્ય, ઓજસ્, ભવ્યતા અને દિવ્યતા ઓર જ છે. આખું સ્વરૂપ આનંદના નાચથી થનથનાટ કરતું હોય છે. ચહેરાપર સ્વસંતુષ્ટપણું ઉભરાઇ જતું હોય છે. હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. સ્હામે ગંધ–ધૂપ–પુષ્પ–નૈવેદ્યાદિ પણ આવવાં જોઈએ. અને તું આરતી કરતી હો એવો દેખાવ પણ એમાં સમાવેશ પામવો જોઈએ."

ઇચ્છાદેવી પોતાના ઘેર ગઇ અને અહોનિશ ચિત્ર આળેખવામાં જ તલ્લીન બની. પૂરા નવ માસ તેણે આ ચિત્ર સાંગોપાંગ અને પરિપૂર્ણ બનાવવા પાછળ ખર્ચ્યા.

એ નવ માસની એકાગ્રતાએ તેણીના ચિત્તને વિષ્ણુમય બનાવી દીધું.

જે દિવસે ચિત્ર પૂરૂં થયું તે દિવસે વિષ્ણુનું 'આસન' કમ્પ્યું અને તેણે એક બ્રાહ્મણના વેશમાં પંડિતાને મુલાકાત આપવી જ પડી!—જો કે તે ત્હેને પીછાની શકી નહિ.

બ્રાહ્મણને નમસ્કાર કરવાનો શિષ્ટાચાર કર્યા બાદ પંડિતાએ હમણાં જ પુરૂં થયેલું ચિત્ર જોવા કહ્યું.

"આ શું છે? અને કોણે ત્હને આ ઉપાધિમાં ઉતારી છે?" બ્રાહ્મણે સ્મિત હાસ્યપુર્વક પૂછ્યુ.

"મહારાજ!" પંડિતા બોલી "એ શ્રી ગુરૂની આજ્ઞાનો અમલ છે અને વિષ્ણુભગવાનનું ચિત્ર છે. એ કાર્ય યથાર્થ બજાવવાથી મ્હને શ્રી અનંત ભેટશે."

"ભોળી રે ભોળી!" બ્રાહ્મણ ખડખડ હશી પડયો અને બોલ્યો "બધું વ્યર્થ છે! માત્ર ફસામણી છે! પણ જો તું મ્હારા ચહેરાની રૂપરેખા જ માત્ર તૈયાર કરી બતાવે તો હું ત્હને હમણાં જ બોલતાચાલતા નારાયણથી ભેટ કરાવી આપુ."

"ગુરૂવચનમાં શંકા લાવવાને મ્હને કાંઈ કારણ નથી." પંડિતાએ કહ્યું "સંભવ છે કે ચિત્રમાં કાંઇ ત્રૂટી રહેવા પામી હોય. સંભવ છે કે ગુરૂપ્રેરણાથી જ આપનું અત્રાગમન થવા પામ્યું હોય અને આપનું ચિત્ર આળેખવાના પ્રયત્ન દ્વારા જ મ્હારા પહેલા ચિત્રની ત્રૂટીનું મ્હને ભાન થવાનું હોય. એ તો ગમે તેમ હો, આપને મ્હારી ચિત્રકલાનો પરિચય કરાવવામાં મ્હને કાંઇ હરકત નથી."

અને પંડિતાએ તે જ વખત પીંછી હાથમાં લઇ દીવાલપર

બ્રાહ્મણના ચહેરાની રૂપરેખા દોરવા માંડી. એક કલાકમાં કામ પૂરૂં થયું અને ચિત્ર પરથી નજર હટાવી બ્રાહ્મણના ચહેરા તરફ પંડિતા નજર કરવા જાય છે તો યુવાન બ્રાહ્મણને સ્થાને વૃદ્ધ સંન્યાસી નજરે પડયો !

ચૂપચાપ તેણીએ પહેલા ચિત્રની જમણી બાજુએ વૃદ્ધ સંન્યાસીનું ચિત્ર આળેખવા માંડયું, જે એક કલાકમાં પૂરૂં થતાં મુકાબલો કરવા માટે ફરીથી તેણીએ સંન્યાસી તરફ નજર કરી. આશ્ચર્ય ! ફરી પણ તે બહુરૂપી મૂર્તિનું રૂપ પલટાઇ ગયું છે ! હમણાં તે જટાધારી જોગી દેખાય છે !

પંડિતા સ્તબ્ધ થઇ ગઈ. આ છળનું રહસ્ય ત્હેનાથી કળાયું નહિ. પણ ક્ષણભર વિચાર કરી બોલી: "જરા થોભજો, મહારાજ ! આજે મ્હારા હાથને પ્રમાદ થયો જણાય છે, કે જેથી આપનું ચિત્ર દોરવામાં બબ્બે વખત ભૂલ થવા પામી. હું હમણાં જ એ હાથને પ્રાયશ્ચિત આપી પાછી ફરૂં છું અને આપનું તાદૃશ્ય ચિત્ર બનાવી આપું છું, કૃપા કરી જરા થોભજો !"

બ્રાહ્મણને ઘરમાં બેસાડી પંડિતા "ગુરૂગૃહે" ગઇ.

"ગુરૂદેવ !" તેણીએ પ્રાર્થના કરી "આપની આજ્ઞા મુજબનું શ્રી વિષ્ણુભગવાનનું ચિત્ર તૈયાર કરી રહી એટલામાં એક જાદુગરાએ બ્રાહ્મણરૂપે આવીને મ્હારી મનોવૃત્તિનો ભંગ કીધો. ત્હેની પોતાની પ્રતિકૃતિ આળેખવામાં હું પસાર ઉતરૂં તો સાક્ષાત્ નારાયણની ભેટ તત્કાલ કરાવવાની આશા આપી. પણ ત્હેનું ચિત્ર પૂરૂં કરી ત્હેના ચહેરા સાથે સરખામણી કરવા જાઉં છું એટલામાં તો તેણે પોતાનું આખું સ્વરૂપ જ બદલી નાખ્યું. મ્હેં ફરી તે બદલાયલા સ્વરૂપનું ચિત્ર દોર્યું તો ફરીથી પણ તેણે પોતાનું સ્વરૂપ પલટાવ્યું ! ખરે, તે

કોઈ જાદુગર છે. એના જાદુને–કૃત્રિમ રૂપાંતરો રૂપી ટીંખળને–હું ભર આવું અને એ હારીને બહુરૂપીપણું મ્હારી સ્હામે ભજવવાનું ભૂલી જાય એવો ઉપાય, ગુરૂદેવ! આપના સિવાય બીજું કોણ બતાવી શકે ?"

"બેટા!" ગુરૂ હશીને બોલ્યા "ત્હારા **દિલપર એ ઘટનાની અસર ન થવા દે, એ જ બસ છે:** બાકી એ હુન્નરબાજના હુન્નરને નિરર્થક બનાવવાની કળા તો ત્હને હમણાં જ બતાવું છું. પાછી ઘેર જા, અને ચિત્ર બતાવવાનું કહે ત્યારે **આયનો સ્હામે ધરી દેજે!** પછી ભલે સો વખત તે પોતાનું રૂપ બદલે. જેવું રૂપ કરશે તેવી જ પ્રતિકૃતિ આયનામાં જોવા પામશે. ત્હારે પીંછી કે રંગનો ઉપયોગ કરવાની કે હાથને શ્રમ આપવાની પણ જરૂર નહિ રહે અને ચિત્ર બનાવવામાં લાગતો સમય પણ ખર્ચવો નહિ પડે! એને સ્વાંગ ધરતાં તો કાંઇકે શ્રમ પડશે, પણ તું કાંઇ પણ શ્રમ સેવ્યા સિવાય જ એને એની આબેહુબ પ્રતિકૃતિ બતાવી શકશે."

એક નિર્દોષ બાળકીની જ્યેમ પંડિતા દોડી અને "સ્વગૃહે" આવી "અતિથિ"ને કહેવા લાગી: "મહારાજ! મ્હારા હાથને પ્રાયશ્ચિત આપી આવી છું! પધારો હવે, અને આપની આબેહુબ પ્રતિકૃતિ બતાવું તે જોઇ કહો કે તે બરાબર છે કે નહિ."

દીવાલપર આયનો ટાંગ્યો હતો અને ઉપર એક વસ્ત્ર ઢાંક્યુ હતું. અતિથિને દીવાલ સ્હામે ઉભો રાખ્યા બાદ વસ્ત્ર ખસેડવામાં આવ્યું અને અતિથિએ પોતાની પ્રતિકૃતિ આયનામાં જોઇ.

અને તે ખડખડ–હશી પડ્યો.

"ધન્ય છે, ધન્ય છે ત્હારી કલાને!" વિષ્ણુ બોલ્યા "સઘળા

'ભાસો'ને 'ઠગ'નાર એ કલાએ ત્હને મ્હારા સાક્ષાત્કારનો અધિકાર આપાવ્યો છે! હું ત્હારાથી પ્રસન્ન છું. વર માંગ!"

"**ભગવન્!**" પંડિતા નમી અને બોલી "તુજ '**અભય-**મૂર્તિનું ધ્યાન નિરંતર મ્હારા હૃદયમાં રહેવા પામે અને મ્હારા પતિને મુક્તિ મળે એ સિવાય બીજું શું માંગવા જેવું હોઇ શકે?"

"તથાસ્તુ!" કહી હૃષીકેશ* અદૃશ્ય થયા.

પંડિતાની સફેદ સાડીમાં અગ્નિ પ્રકટ્યો!



* हृषीक, an organ of sense; ईश, Lord. (From हृष् to be delighted, to bristle or stand erect, to stand on end as the hair of the body, to be thrilled or enraptured.)

# 'સશક્ત'ની 'સ્વતંત્રતા.'

સ્વતંત્રતા ! આહ, કેવું મીઠું મધુરૂં નામ ! કેવો મોહક શબ્દ ! જ્યાં જુઓ ત્યાં એ નામનાં ભજનકીર્તન અખંડ ગવાયાં જ કરે છે ! આખી દુનિયા એનો જાપ જપ્યા જ કરે છે !

પણ અફસોસ, એ જાપ 'સ્વતંત્રતા'નો નહિ, પણ સ્વતંત્રતા એવા **નામનો**–પડછાયાનો–હોઈ દુનિયા નાહક પોતાના હાથ અને જીભને વધુ ને વધુ થકવે છે !

સ્વતંત્રતા એ તો **શક્તિનું ફરજંદ** છે. અશક્તોને એની ગંધ પણ ન હોય, એની કલ્પના પણ ન હોય ! જન્મથી જે સશક્ત હોય અગર લાંબા વખતના 'અભ્યાસ'થી–'તાલીમ'થી જેણે પોતામાં શક્તિ પ્રકટાવી હોય તે જ સ્વતંત્રતા અનુભવી શકે. **પોતાનો પોતાપર કાબુ હોય તેવી જ વ્યક્તિમાં સ્વતંત્રતા વાસો કરી શકે.** એવા સશક્તોને 'ભલા'–'બુરા'થી અને 'વિધિ'–'નિષેધ'થી સ્વતંત્રતા જ હોય ! અને અશક્તો માટે વિધિ–નિષેધ

અવશ્ય હોય; કારણ કે તે જ હેમની 'તાલીમ' હોય, તે જ હેમની 'અનુભવશાળા' હોય. એમ હોઈ, સશક્ત અને અશક્તના જીવનપ્રવાહ પણ ભિન્ન જ વહેતા હોય. એકની 'નીતિ' તે બીજાને 'બેડી' જ લાગે! બીજાનું સ્વભાવિક વર્ત્તન તે પહેલાને ભ્રષ્ટતા-રૂપ જ લાગે!

અશક્તોની, સ્વતંત્રતા માટેની, પોકાર એ માત્ર **નિર્બળતાનો પુરાવો** છે અને **આત્મઘાતી બળવો** છે. સઘળી જંખના–સઘળી ભૂખ–સઘળી તૃષા 'ખોટ'નો–અશક્તિનો–પુરાવો છે. અને નબળાઈમાં થતી ક્રિયા કદાપિ 'ખુશબોદાર' હોતી નથી.

સશક્ત સ્વતંત્રતાની બૂમ મારતો જ નથી. તે જાતે જ સ્વ-તંત્રતા છે! હું સ્વતંત્ર છું એવું એને પોતાને તો ભાન પણ હોતું નથી; એના વર્ત્તન પરથી **બીજાઓ** જોઈ શકે કે એ કોઈ સ્વતંત્ર વ્યક્તિનું વર્ત્તન છે! લોક, રાજ્ય, ધર્મ, ભાવના એ પૈકી કોઇના ભયને નહિ જાણનારો સશક્ત સ્વભાવતઃ જે ક્રિયા કરે છે તે ક્રિયા હેની શક્તિના 'નાચ' રૂપ–આનંદરૂપ–મોજ' રૂપ 'હોય છે, 'ફરજ' કે 'ધર્મ' રૂપ પણ નહિ જ! એને પરિણામનો ખ્યાલ પણ નથી હોતો. બુદ્ધિની ભૂલભૂલામણીમાં તે ફસાતો નથી. ક્રિયામાં પડતાં તે બહુ વખત લે છે, પણ ક્રિયામાં પડે છે ત્યારે કાંઇ 'ફરજ'થી પ્રેરાઇને કે 'ધર્મ'થી પ્રેરાઇને, કે 'નીતિ'થી પ્રેરાઇને નહિ, પણ પોતાના આનંદને કટાઇ જતો રોકી તાજો ને તાજો રાખવા ખાતરની ગરજથી જ ક્રિયામાં પડે છે. **ક્રિયા** કરવી અને **ક્રિયાશૂન્યતા** જાળવી રાખવીઃ એ બન્ને બાબતમાં તે સ્વતંત્ર હોય છે, કારણ કે **એટલું બધું** એનું અંદર-નું બળ હોય છે.

સશક્તને સ્વાભાવિક સ્વતંત્રતા છે; અશક્તને સ્વતંત્રતાની 'ખોટ'

કરનાર ત્હેનો ધાતી બને છે. **સશક્તની સ્વતંત્રતા છીનવી શકનાર ત્રણલોકમાં ત્રણકાળમાં કોઈ પાકતો નથી** ('ઉપાધિ' છીનવે, પણ સ્વતંત્રતા તો નહિ જ), અને **અશક્તને ઉગ્રમાં ઉગ્ર 'તપ' કરાવ્યા સિવાય–ભયંકરમાં ભયંકર 'કિંમત' ભરાવ્યા સિવાય–સ્વતંત્રતા કોઈ આપી શકે જ નહિ,**–પછી ભલેને દાતાનો આશય ગમે એટલો શુભ હોય! પણ 'કિંમત' ભરવી અને 'તપ' કરવો એ તો **પીડાજનક** છે, અને 'પીડા' તો અશક્તોને 'જોઇતી' **નથી,**–પીડાથી છૂટવા ખાતર જ તેઓ સ્વતંત્રતાને જંખતા હોય છે! **તેઓ** બિચારા ક્યાંથી જાણે કે સ્વતંત્રતામાં તો **પરતંત્રતા કરતાં પણ અનંતગુણી** 'પીડા' છે! પીડા **સહી** શકે એટલું જ નહિ પણ પીડા **સ્રજી** શકે અને એમાં '**આનંદી**' શકે એ જ 'સ્વતત્ર'! આ ખરી વાત જો લોકો જાણે તો તત્ક્ષણ સ્વતત્રતાની ત્હેમની પોક આપોઆપ બંધ થાય!

કાશીનગરી અથવા પ્રકાશિત–તેજસ્વી–સસ્કારી 'સ્થાન'ના એક યુવાન 'વણઝારા'ની વાત આ પ્રસગે એકાએક યાદ આવે છે. તે પોતે 'ભરપૂર' હતો અને એ ભરપૂરતામાં સ્વતંત્રતા છૂપાયલી જ હતી,–એટલી હદની સ્વતંત્રતા કે એણે પોતાની યુવાન પત્નીને પણ યથેષ્ઠ વર્ત્તન ચલાવવાની સ્વતંત્રતા આગ્રહપૂર્વક અર્પી હતી! અને એ સશક્ત યુવતીની સ્વતંત્રતા તેણીને 'પરતત્ર'–ગુલામવત્–બનાવવામાં પરિણમે એવું 'જોખમ' આવી પહોંચ્યું ત્યારે **બીજા** એક સ્વતંત્ર મનુષ્યની મુલાકાતથી તેણી પોતાની સ્વતંત્રતા જાળવી શકી હતી! **સ્વતંત્રતા લપસે તો પણ સ્વતંત્રતામાં જ પડે!** બલિહારી એ મહાદેવીની!

એ યુવાન ધનપાલ માત્ર એકવીસ વર્ષની ઉમરનો હતો. એની

અવશ્ય હોય; કારણ કે તે જ ત્હેમની 'તાલીમ' હોય, તે જ ત્હેમની 'અનુભવશાળા' હોય. એમ હોઈ, સશક્ત અને અશક્તના જીવનપ્રવાહ પણ ભિન્ન જ વહેતા હોય. એકની 'નીતિ' તે બીજાને "બેડી' જ લાગે! બીજાનું સાવભાવિક વર્ત્તન તે પહેલાને ભ્રષ્ટતા-રૂપ જ લાગે!

અશક્તોની, સ્વતંત્રતા માટેની, પોકાર એ માત્ર **નિર્બળતાનો પુરાવો** છે અને **આત્મઘાતી બળવો** છે. સઘળી જંખના-સઘળી ભૂખ-સઘળી તૃષા 'ખોટ'નો-અશક્તિનો-પુરાવો છે. અને નબળાઈમાં થતી ક્રિયા કદાપિ 'ખુશબોદાર' હોતી નથી.

સશક્ત સ્વતંત્રતાની બૂમ મારતો જ નથી. તે જાતે જ સ્વતંત્રતા છે! હું સ્વતત્ર છું એવું એને પોતાને તો ભાન પણ હોતું નથી; એના વર્ત્તન પરથી **બીજાઓ** જોઈ શકે કે એ કોઈ સ્વતંત્ર વ્યક્તિનું વર્ત્તન છે! લોક, રાજ્ય, ધર્મ, ભાવના એ પૈકી કોઇના ભયને નહિ જાણનારો સશક્ત સ્વભાવતઃ જે ક્રિયા કરે છે તે ક્રિયા ત્હેની શક્તિના 'નાચ' રૂપ-આનંદરૂપ-મોજ' રૂપ 'હોય છે,' ફરજ 'કે 'ધર્મ' રૂપ પણ નહિ જ! એને પરિણામનો ખ્યાલ પણ નથી હોતો. બુદ્ધિની ભૂલભૂલામણીમાં તે ફસાતો નથી. ક્રિયામાં પડતાં તે બહુ વખત લે છે, પણ ક્રિયામાં પડે છે ત્યારે કાંઇ 'ફરજ'થી પ્રેરાઇને કે 'ધર્મ'થી પ્રેરાઇને, કે 'નીતિ'થી પ્રેરાઈને નહિ, પણ પોતાના આનંદને કટાઇ જતો રોકી તાજો ને તાજો રાખવા ખાતરની ગરજથી જ ક્રિયામાં પડે છે. **ક્રિયા** કરવી અને **ક્રિયાશૂન્યતા** જાળવી રાખવીઃ એ બન્ને બાબતમાં તે સ્વતંત્ર હોય છે, કારણ કે **એટલું બધું** એનું અંદરનું બળ હોય છે.

સશક્તને સ્વાભાવિક સ્વતંત્રતા છે; અશક્તને સ્વતંત્રતાની 'ભેટ'

સેવે એ 'ભરપુર 'નો સ્વભાવ હોય, કારણ કે નહિતો એને એકસરખું અને 'પીડા' વગરનું જીવન લુખ્ખું–કંટાળાભર્યું થઈ પડે. બારબાર માસથી હુ એક 'સ્થાન 'ની લહેજત લઇ રહ્યો છું–**હવે વિવિધ-તાની પણ મ્હને ગરજ છે. મ્હારી યુવાની શ્રમ અને જોખમ માગી રહી છે!** અને એ ઠીક જ થયું કે **એ જ વખતે** ત્હમને લોભ અવાજ કરી રહ્યો છે! વારૂ, **કાલે** જ આપણે ઉપડીશું. આજ ને આજ તૈયારીઓ પુરી થવી જોઇએ."

સેકડો માણસો અને હજારો ભારવાહક પશુઓ અને વિક્રય યોગ્ય માલ તથા રસ્તામાં સઘળા પ્રકારનાં સંકટો અને અકસ્માતોથી બચવાનાં સાધનોઃ એ સર્વ એક જ દિવસમાં તૈયાર કરવું એ સ્હેલી વાત નહોતી. પણ 'માલીક'ને જ્યારે શક્તિ બોલાવે છે ત્યારે આજ્ઞા-ધારીની સગવડનો એને ઓછો જ ખ્યાલ હોય છે? ગમે તે શ્રમે અને ગમે તે ખર્ચે તેઓએ આજ્ઞાનો અમલ કરવો જ જોઇએ. બિચારાં આજ્ઞાધારી પશુઓ! ભારવાહી ખચ્ચરો!

પણ **બીજાને આજ્ઞા કરનાર પોતા પર જુલમ કર-વામાં કાંઇ કાચો નહોતો!** નવું જ પરણેતર, ભરયુવાની, બારબાર માસ અહોનિશ સહવાસ! અને તે છતાં એક ક્ષણમાં છૂટા પડવાનો નિશ્ચય! **કેવો આત્મસંયમ! કેટલી હદની સ્વતંત્રતા!**

ધનપાળને મુસાફરીને લગતી તૈયારીઓ તો કાંઇ જ કરવાની નહોતી, કારણ કે **મુનિમ** એ સર્વ બાબતમાં **કુશળ** હતો અને મુનિમની એ કુશળતામાં **ત્હેને વિશ્વાસ** હતો. એને પોતાને જો કાંઈ કરવાનું રહેતું હોય તો તે માત્ર એક જ અને તે એ કે પ્રિયાના સંતોષની યોજના. અને તે તેણે મનથી તો તુરત કરી લીધી, ફક્ત રતિસુંદરીને દર્શાવવાનો જ વિલંબ હતો.

રગે રગે લાલ તનદુરસ્ત લોહી દોડી રહ્યું હતું. **પેઢીઓ થયાં એ લોહીની શુદ્ધતા જળવાઈ રહી હતી**–એમાં સંકરતા પ્રવેશી શકી નહોતી. એની તનદુરસ્તી ચેકડા મારી રહી હતી.

ત્હેની પત્ની રતિસુંદરી ખરેખર રતિની સાક્ષાત્ મૂર્ત્તિ હતી. એનું વય માત્ર સત્તર વર્ષનું હતું અને એક વર્ષ ઉપર જ તેણી પતિ-ગૃહે આવી હતી. સ્ત્રીત્વનો* આવો પૂરો નમુનો બીજે કોઈ સ્થાને ભાગ્યે જ જોવામાં આવ્યો હોય. કામ અને તે સાથે જ શરમાળ-પણાના સાગરરૂપ આ શક્તિની સાથે વિનોદમાં ધનપાલે આખું વર્ષ વ્યતીત કર્યું હતું,–એટલે સુધી કે ક્ષણભર પણ તે વિલાસમહેલથી બહાર નીકળતો નહિ. રમત અને અંગકસરત પણ તે મહેલની અંદર જ અને પ્રિયાની સાથે જ કરતો. અને તે છતાં–ગુલામ દુનિયામાં બને છે તેમ–પોતાનું ઓજસ તેણે ગુમાવ્યું **નહોતું**. કેમ જાણ્યું કે એણે ઓજસ ગુમાવ્યું નહોતું જ? વાહ, એ તે કાંઇ પ્રશ્ન છે? એનું **વર્ત્તન** જ એના ઓજસ્નો **પુરાવો** છે! કારણ કે વર્ષની આખરે એનો મ્હોટો મુનિમ જ્યારે એને મુસાફરીએ નીકળી પડવાનું કહેવા આવ્યો ત્યારે તે મુનિમની આંખો સ્હામે આંખો તાકી હસી પડયો અને બોલ્યો; "મુનિમજી! પડયા પડયા લાખો રૂપિયાનું ખર્ચ થાય છે એ જોઇ ત્હમને નવી ખેપની ગરજ લાગે છે ખરૂંને? ઠીક છે, 'પગારદાર'ને એમ જ થાય! પણ 'ભરપૂર'ને 'મજૂરી' પાલવે નહિ! રોજ કામ કર્યા જ કરવું એ સૂત્ર 'મજુરો' માટે યોજાયલું હતું; 'ભરપૂર' માટે તો 'ફુરસદ' એ જીવનની અનિવા-ર્યતા હોય, અને પુરૂષાર્થ એ એનો કવચિત્ થતો 'વિલાસ' હોય! જીંદગીને **વિવિધતા આપી** આનંદમય રાખવા ખાતર જ પુરૂષાર્થ

---

* સ્ત્રીત્વ=કુદરતી સ્ત્રીપણું, the feminine instinct.

સેવે એ 'ભરપુર'નો સ્વભાવ હોય, કારણ કે નહિતો એને એકસરખું અને 'પીડા' વગરનું જીવન લુખ્ખું–કંટાળાભર્યું થઈ પડે. બારબાર માસથી હું એક 'સ્થાન'ની લહેજત લઇ રહ્યો છું–**હવે વિવિધતાની પણ મ્હને ગરજ છે. મ્હારી યુવાની શ્રમ અને જોખમ માગી રહી છે!** અને એ ઠીક જ થયું કે **એ જ વખતે** ત્હમને લોભ અવાજ કરી રહ્યો છે! વારૂ, **કાલે** જ આપણે ઉપડીશું. આજ ને આજ તૈયારીઓ પૂરી થવી જોઇએ."

સેંકડો માણસો અને હજારો ભારવાહક પશુઓ અને વિક્રય યોગ્ય માલ તથા રસ્તામાં સઘળા પ્રકારનાં સંકટો અને અકસ્માતોથી બચવાનાં સાધનોઃ એ સર્વ એક જ દિવસમાં તૈયાર કરવું એ સ્હેલી વાત નહોતી. પણ 'માલીક'ને જ્યારે શક્તિ ખેલાવે છે ત્યારે આજ્ઞાધારીની સગવડનો એને ઓછો જ ખ્યાલ હોય છે? ગમે તે શ્રમે અને ગમે તે ખર્ચે તેઓએ આજ્ઞાનો અમલ કરવો જ જોઇએ. બિચારાં આજ્ઞાધારી પશુઓ! ભારવાહી ખચ્ચરો!

પણ **બીજાને આજ્ઞા કરનાર પોતા પર જુલમ કરવામાં કાંઇ કાચો નહોતો!** નવું જ પરણેતર, ભરયુવાની, બારબાર માસ અહોનિશ સહવાસ! અને તે છતાં એક ક્ષણમાં છૂટા પડવાનો નિશ્ચય! **કેવો આત્મસંયમ! કેટલી હદની સ્વતંત્રતા!**

ધનપાળને મુસાફરીને લગતી તૈયારીઓ તો કાંઈ જ કરવાની નહોતી, કારણ કે **મુનિમ** એ સર્વ બાબતમાં **કુશળ** હતો અને મુનિમની એ કુશળતામાં ત્હેને **વિશ્વાસ** હતો. એને પોતાને જો કાંઈ કરવાનું રહેતું હોય તો તે માત્ર એક જ અને તે એ કે પ્રિયાના સંતોષની યોજના. અને તે તેણે મનથી તો તુરત કરી લીધી, ફક્ત રતિસુંદરીને દર્શાવવાનો જ વિલંબ હતો.

જેવો તે એકાંત ગૃહમાં દાખલ થયો કે તુર્ત જ મૃગીની ચાલથી મૃગાક્ષી રતિસુંદરી દોડી આવી અને વેલીની માફક ત્હેને વળગી પડી. લોખંડી હાથ વડે તે વેલીને છૂટી કરી યુવાન હસ્યો અને બોલ્યો: "**જે વળગી જાણે છે તેણે છૂટી પણ જાણવું જોઇએ, નહિ તો લોખંડી હાથનો ત્રાસ સહવા તૈયાર રહેવું જોઇએ!**"

રતિસુંદરીને આ ઘટના અને આ શબ્દોથી કમ્પ થયો. તુરત જ ધનપાળે તેણીને છાતી સાથે દાબી આશ્વાસન આપ્યું: "રખે શંકા કરતી કે મ્હારામાં એકાએક કાંઈ પરિવર્ત્તન થયું હોય! ત્હારા 'સ્ત્રી'ત્વ તરફ મ્હારો ચાહ છે તે કદાપિ ઘટશે નહિ ત્હેની ખાત્રી રાખ. પરંતુ **સંયોગની કિંમત વિયોગથી જ વધે** છે, માટે **વિયોગ ઉત્પન્ન કરીને** પણ **સહતાં શિખવું જોઇએ**; નહિ તો અકસ્માત પોતાના લોખંડી પંજાથી વિયોગ કરાવી **પીડા સાથે** શિક્ષણ આપશે. જો સાંભળ, મ્હેં હમણાં જ નિશ્ચય કર્યો છે કે મ્હારે કાલે જ વણઝાર સાથે દેશાટન કરવું. સુનિમો અને સામાન્ય વ્યાપારીઓ જેટલું ધન ત્રણ વર્ષના દેશાટનથી પ્રાપ્ત કરવાની આશા રાખે તેટલું તો હું છમાસની ખેપમાં મેળવવાની હિંમત ધરાવું છું; પરન્તુ મુસાફરીએ નીકળી ચૂક્યા પછી પાછા ફરવાનું ક્યારે બનશે તે નક્કીપણે કહી શકાય નહિ. કોઇ અકસ્માત જ રોકી રાખે અગર કોઈ **સાહસનો પ્રસંગ જ વિલંબ કરાવે**, તેથી બાર માસમાં પાછા ફરવાની ઇચ્છા છતાં ખરેખર તેટલા વખતમાં પાછા ફરવાની ખાત્રી આપી શકું નહિ."

રતિસુંદરીની સોળે કળા નિસ્તેજ થઇ.

"આનું જ નામ પ્રેમ કે?" તે બોલી "જો આ જ ત્હમારી

પ્રકૃતિ હતી તો બારબાર માસ સુધી નિરંતર સંગમાં રહેવાની ટેવ પાડવી જોઇતી નહોતી. શું ત્હમે નિત્ય નવે સ્થળે અને નવી પ્રવૃત્તિમાં નિત્ય નવો આનંદ ઢુંઢનારા સ્વાર્થી ભ્રમર નથી ?"

"બંડખોર !" તેણીના કપોલ પર ધીમેથી તમાચો લગાવતાં ધનપાળ બોલ્યો "પતિને સ્વાર્થી અને ભટકાઉ કહેવો એય પ્રેમ, ખરુની ? પણ વિનોદ છોડી હું ગભીર થવા કોશીશ કરીશ. **પ્રેમી પુરૂષ 'સ્વાર્થી' નથી હોતો** એ તું જોઈ શકશે. '**મિલ્કત' ભાવથી મ્હેં ત્હારો સંગ નથી કર્યો** એ ત્હને હમણાં જ જણાશે. ત્હારી સ્વતત્રતા અને આનદમાં ભય રૂપ કે વિઘ્નરૂપ થવાની કલ્પના સરખી પણ મ્હારામાં ન સભવે એ વાતની ખાત્રી ત્હને તુરતમાં જ થશે. લે આ ચાવી. આપણે જ્યાં બેઠાં છીએ ત્યાં ભોંયરૂં છે, કે જેનો છેડો આપણા બગીચાની દીવાલની બહાર છે. બહારના અને અંદરના દરવાજાની આ ચાવી છે. એ ગુપ્ત માર્ગથી વાકેફ કોઈ હોય તો તે માત્ર મ્હારી **વિશ્વાસુ વૃદ્ધ દાસી** છે. તે સદા ત્હારી આજ્ઞાને **વફાદાર** રહેશે."

"એટલે ? આ ભોંયરા અને આ ચાવી અને વફાદાર દાસીથી આપ કઇ જાતનો વિશ્વાસ મ્હારામાં ઉપજાવવા ઇચ્છો છો !" સ્ત્રીએ પૂછ્યું.

"એ જ કે મ્હારી ગેરહાજરીમાં પણ ત્હને ક્રિયાસ્વાતંત્ર્ય કાયમ રહે એ બાબતની મ્હારી કેટલી દરકાર છે તે તું જોઇ શકે." પતિએ ટુંકું જવાબ વાળ્યો.

ભોળી નવોઢા કાંઇ જ સ્હમજી શકી નહિ. કારણ કે તે પોતા'ને જ હજી 'ઓળખી' શકી નહોતી, અને તેથી પોતાની પ્રકૃતિ, પોતાની જરૂરીઆતો, પોતાની ઐાષધિઓ સંબંધી તે કાંઈ જાણવા

પામી ન્હોતી. ઇચ્છા, અધ્યાસ, આકર્ષણ, વાસના, એ સર્વ કઇ જાતની શક્તિઓ છે, પોતામાં તે જ્યારે જાગે ત્યારે **કેટલી હદનું** જોર કરે છે, એ જોર **કેવી લાગણી** ઉત્પન્ન કરે છે, એ લાગણી **તોષવા યોગ્ય** કે **દમવા યોગ્ય** ગણાય, તોષવા અને દમવાના **ઇલાજો** કયા, એ ઇલાજો પૈકીના કયા પોતાની **પાસે** છે અને **કેટલે અંશે** કારગત થાય તેવા છે, આ સર્વ જાણવાની ત્હેને હજી સુધી તક જ મળી ન્હોતી. રતિસુંદરીની શું વાત કરવી, પુરૂષો પણ –રે 'તું પોતાને ઓળખ' એમ હમેશ બકનાર વિદ્વાનો પણ પોતાની શક્તિ–અશક્તિનું માપ કહાડવામાં 'સ્વાનુભવ'નો સમાવેશ થાય છે એ વાત ભાગ્યે જ જાણતા હોય છે!

"ત્હમારી ગેરહાજરીમાં આગ લાગે કે ધાડપાડુઓનું આક્રમણ થાય, અને સેવકવર્ગ રક્ષા કરવામાં નિષ્ફળ જાય તેવે વખતે છૂપે રસ્તેથી બહાર નીકળી સ્વરક્ષા કરી લેવાનું મ્હારે માટે શક્ય બને એ માટે શું આટલી બધી કાળજી કરી રહ્યા છો?" તેણીએ ભોળા-ભાવે પૂછ્યું.

"હા, હા!" માર્મિક હાસ્ય સાથે તે બોલ્યો "'આગ' અને 'ધાડપાડુ' એ બે જ મ્હોટા ભયો છે, અને તે એવા ભયો છે કે જે હું અથવા–મ્હારી ગેરહાજરીમાં–**મ્હારી ઉદારતા:** એ બેમાથી એક સિવાય **બીજા** કોઇથી ટળી શકે જ નહિ;–એટલા માટે કે, આગ છૂપા રૂપમાં હોય છે અને એ ધાડપાડુ જે ઘર પર ધાડ પાડે છે ત્હેના માલીકની **મંજુરી** કે **આમંત્રણની** રાહ જોવાનીય દર-કાર કરતો નથી તેમ ગમે તેવા ચોકીપહેરાની **પરવાહ** કરતો નથી! પ્રિયે! એનું નામ **કામજ્વર** અથવા કામાગ્નિ અથવા **મન્મથ** છે! એ સર્વભક્ષી છે! **કારણની** દરકાર તે કરતો નથી અને **ભયને** પીછાનતો નથી. **તૃપ્તિ** એ જ એનો મંત્ર હોય છે. પૂર્વસ્મઃ

અથવા અધ્યાસમાંથી તે પ્રકટી નીકળે છે. બ્હારના **જરા જેટલા** દૃશ્ય કે દર્શન કે સ્પર્શમાત્રથી તે વકરેલી જ્વાળાનું રૂપ લે છે. તું એને ન પીછાને, કારણ કે ત્હને હજી એની પીછાનનો પ્રસંગ મળ્યો નથી. પણ હું ત્હને આટલા શબ્દોથી ત્હેનો કાંઇક ખ્યાલ આપું છું, કે જેથી એનું આક્રમણ થાય ત્યારે ઇલાજ કરવાનું અશક્ય ન બને. તું મ્હારામાં પૂરો પ્રેમ ધરાવે છે અને પૂરી વફાદાર છે એ બાબતની શંકા મ્હને હમણાં બોલાવે છે એવું કાંઇ માની લેવાની જરૂર નથી. માની લઉં કે મ્હારી ગેરહાજરીમાં એવું આક્રમણ થવાનો પ્રસંગ જ નહિ આવે, તો પછી ઇલાજ નકામો પડ્યો રહે તેથી શું બગડી ગયું? પણ ક્વચિત્ આક્રમણ ખરેખર થવા પામ્યું તો? તેવે વખતે **હાથમાંનો** ઇલાજ જ કારગત થઈ શકે. માટે શરમ અને ક્રોધ છોડી બરાબર સાંભળ. જો કોઇ પ્રસંગે ત્હને એ જ્વાળા પ્રકટે તો ત્હારે તે માટે ખેદ કરવો નહિ, પણ પીડાનો ઇલાજ હું કહું છું ત્હેને બેલાશક ઉપયોગમાં લેવો. અગાસી ઉપર જઈ પૂર્વની સડકને અંતે આવેલાં ખેતરો તરફ દૃષ્ટિ ફેંકવી. શહેરના હજારો પુરુષો દર સ્હવારે શૌચ અને સ્નાન માટે એ તરફ જાય છે. શૌચક્રિયા માટે જે પુરુષ સૌથી દૂરનું એકાન્ત સ્થાન પસંદ કરે ત્હેને નજરમાં રાખજે અને ત્હેને આ ખડમાં લઇ આવવા વૃદ્ધ દાસીને આજ્ઞા કરી ત્હેને આ ચાવી આપજે. ગુપ્ત માર્ગે ત્હેને પ્રવેશ કરાવનાર દાસીથી ત્હારે જરાકે શરમાવું નહિ કે ત્હેનો ભય રાખવો નહિ. તે પુરુષથી ત્હારી જ્વાળા બુઝાવવાની હું ત્હને માત્ર છૂટ જ નહિ પણ આજ્ઞા આપું છું,—એવી શરતે કે, ત્હેને પાછો વિદાય કરતી વખતે ત્હારે **ત્હેને દશહજાર મોહોર ભેટ કરવા ચૂકવું નહિ**...શું? ત્હને આ શબ્દો પર ગુસ્સો આવે છે?...શું? ત્હને આવું સૂચનમાત્ર પણ અવિશ્વાસ અને અપમાનરૂપ લાગે છે? ત્યારે તું મ્હારા પ્રેમની

**સ્વતંત્રતાને** પીછાનતી નથી. હું ત્હારી સચ્ચાઇને નહિ પણ તું મ્હારા નિઃસ્વાર્થીપણાને અન્યાય કરે છે. પતિ કે લોકના 'ભય'થી, ઇજ્જતના ડરથી, લજ્જાથી કે પકડાઇ જવાની શંકાથી એક વૃત્તિને ગતિમાન થતી રોકવામાં આવે તો તે તો અશક્તિનું કાર્ય છે, આનંદનું ખૂન છે. એ કરતાં તો એ વૃત્તિને ખેલવા દેવી અને એના ખેલવામાં જે જોખમ છે તે **નિર્દોષ અંતઃકરણથી** ખેડી લેવું અને પરિણામ **સહી લેવું** એ જ વધુ પ્રમાણિક છે. **નિરંતર** અસતોષના **ધુંધવાતા** ધુંવા વચ્ચે રહેવા કરતાં **એક** વખત અગ્નિની પ્રચંડ જ્વાળામાં બળવું એ વધારે શાહુકારી ભર્યું છે. અને જે હુમલાથી બચવું ભલભલા પંડિતો અને તપસ્વીઓને માટે અતિ અતિ વિકટ છે તેવા હુમલા પ્રસંગે એક સ્ત્રી—અને તે પણ નવોઢા—**સદાને માટે** વિજયવતી **થવી જ** જોઇએ, અને એકાદા પ્રસંગે પણ જો તે હારી બેસે તો **તેટલાથી** જ તે પ્રેમ કરવા યોગ્ય ન રહી, એમ માનવા હું તો તૈયાર ન થાઉં. હું દરેકની શક્તિની **મર્યાદાનો** ખ્યાલ ચૂકું નહિ. પણ હું એમ ઇચ્છું કે **હારવું** જ પડે તો માત્ર **સમર્થ**ના હાથે જ હારવું. લૂટાવું તો **પોતાની ઇચ્છાથી** જ ! બગડવું જ તો તે **એવાથી** કે બગડેલાને બગડેલા તરીકે રહેવા દેવામાં જે **પોતાનું** જ ગૌરવ જતું આને !...શું, તું હજી સ્હમજી શક્તી નથી ? હજી ત્હને ત્હારા ગુણનું અભિમાન મ્હારી **ચિકિત્સા** અને **ઇલાજ** સ્હામે 'બળવો' કરવા પ્રેરી રહ્યું છે ?...વારૂ, વારૂ, માનજે કે હું મૂર્ખ હતો, માનજે કે હું 'વહેમી' હતો, પણ મ્હારા પર ત્હારો અટૂટ પ્રેમ છે એ વાતની જ્યારે ત્હને **પોતાને** તો **ખાત્રી** જ છે તો **એ પ્રેમ ખાતર પણ** પ્રેમીની વાત સાંભળી લેવા જેટલી સહિષ્ણુતા ધરાવ અને આ ચાવી—ભલે એક **નકામી** ચીજ તરીકે જ—ત્હારી પાસે પડી રહેવા દે. અને હવે પ્રિયે ! મ્હને આજ્ઞા કરવા દે કે આ ઘટનાને પણ ભૂલી જા !

હવે આપણો વિનોદ ઉછળવા દે. **ક્ષણેક્ષણે નવીનતા ધારણ કરી શકે એ જ સૌંદર્ય** એ જો સત્ય હોય તો હવે ત્હારા ગુસ્સાને બદલી વિલાસનો વાઘો સત્વર સજી લે. વિલંબ? શું એ 'વસ્ત્ર' બદલવામાં નવોઢાને પતિએ મદદ કરવી જોઇશે? ત્યારે વળી 'શરમ' નહિ ન્હીડાય કે? તોબા, તોબા! ભાવોની નદીઓથી તો તોબા!"

અને અહીં આપણે તેઓના ભાવનૃત્ય પર પડદો નાખીશું. કોઇના 'આનંદ'માં ડોકીઉં કરવાનો **બી**જાને હક્ક ન હોઇ શકે. અને ખરો આનંદ ઇર્ષાળુ આંખોને સાંખી શકતો નથી.

રાત્રી પસાર થઇ. ધનપાલ અને ત્હેની વણઝારને વિદાય કરનાર પ્રભાત પછીની એકહજાર રાત્રીઓ પસાર થઈ ગઈ.

ત્રણસો સાઠ દિવસ નિરંતર જે સ્થાનમાં સજોડે ગુજાર્યા હતા તે સ્થાનની દરેક ચીજ રતિસુંદરીને ધનપાલનું સ્મરણ કરાવતી. સઘળું વાતાવરણ પતિસંગની જ યાદી પ્રેર્યા કરતું. એ સ્મરણ તેણીનો આનંદ અને **તે સાથે જ** દુઃખ હતું!

રાત્રીનો સમય છે. રતિસુંદરી પલંગપર આળોટી રહી છે. અનેક સ્મરણો ત્હેને નચાવી રહ્યાં છે. એટલામાં દાસીના હાથનો સ્પર્શ થાય છે. એ સ્પર્શ ભયંકર કામજ્વાળા પ્રકટાવનાર થઇ પડે છે. **કોણ માનશે કે કેવાં નજીવા કારણમાંથી પણ એ સેતાન પ્રકટી શકે છે!**

રતિસુંદરી ઉઠી, સ્નાનગૃહમાં ગઇ, દશવીશ ઘડા ઠંડા જળથી સ્નાન કર્યું.

પરંતુ રતિ કરતાં ત્હેનો પતિ કામદેવ શું ઓછો સમર્થ છે?

રતિએ ફરીથી મતિ ચલાવી. સ્નાનથી પણ અગ્નિ બુઝાઈ

નહિ ત્યારે ભીંજવેલું વસ્ત્ર પહેરી પાટલા પર બેઠી અને દાસીને કોઇ વાર્ત્તા શરૂ કરવા ફરમાવ્યું.

વૃદ્ધ અને અનુભવી દાસી સ્હમજી.

વાર્ત્તા પછી વાર્ત્તા કહેવાઇ. પણ 'દવા' કારગત થઇ નહિ. આખી રાત્રી આગમાં બળ્યા કરવામાં પસાર થઈ.

પ્રભાતમાં દાસીએ ત્હેના શેઠે ખાનગીમાં આપેલી આજ્ઞાને યાદ કરી. રતિ અગાસીમાં જઈ દૂર દૂર પૂર્વમાં જોતી ઉભી.

"દાસી ! જો પેલ્યો સૌથી દૂર શૌચક્રિયા માટે એકલો જ ચાલ્યો જતો પુરૂપ ધ્યાનમાં રાખજે. તે પાછો ફરવા લાગે કે તુરત તું અત્રેથી રવાના થઇ ત્હેને મળજે." રતિસુંદરીએ આજ્ઞા કરી.

દાસીએ ત્હેને પકડી પાડયો અને પૂછ્યું: "મહાશય ! સ્હામેનો મ્હેલ કોનો છે તે આપ જાણો છો ?"

કોઇ વટેમાર્ગુ કે અર્થી હશે એવા ખ્યાલથી પેલાએ ઉત્તર આપ્યો "એ મહેલના માલીકથી કોણ અપરિચિત હોઇ શકે ભલા ? આ રાજ્યનો એ મ્હોટામાં મ્હોટો શ્રીમંત વણઝારો છે અને જબરજસ્ત સાહસિક યુવાન છે. પેઢીઓથી એની ખાનદાની ચાલી આવે છે. એની લોકપ્રિયતા એટલી છે કે ત્રણ વર્ષથી મુસાફરીએ નીકળવા છતાં એનો પત્તો ન હોવાને લીધે આખું શહેર એને માટે દીલગીર છે. કારણ કે એ જ્યારે શહેરમાં હોય છે ત્યારે એટલો તો વર્ષે છે કે કોઇને ભિક્ષુક જ રહેવા દેતો નથી."

"ત્યારે તો ત્હમે એ ઘરને બહુ સારી રીતે જાણતા દેખાઓ છો." દાસી બોલી "હું ત્હેમની જ દાસી છું. તે શેઠનાં પત્ની આપને મળવા માગે છે, જરા તકલીફ લેશો ?"

ચાલાક ક્ષત્રિય તુરત રહસ્ય સ્હમજી ગયો. તેણે માત્ર માથું

નમાવીને હકારમાં ઉત્તર આપ્યો અને પછી દાસીની પાછળ પાછળ તે ચાલવા લાગ્યો.

છૂપે માર્ગે ત્હેને મહેલમાં દાખલ કરી બીજે માળ પહોંચાડી દાસી અદૃશ્ય થઇ.

તે જ ક્ષણે રતિસુંદરીએ હાજર થઈ નયનોથી આવકાર આપ્યો. એકાંત દિવાનખાનામાં તે બે સિવાય બીજું કોઇ નહતું. અને તે બન્ને એકબીજા સ્હામે ટગરટગર જોઈ રહ્યાં હતાં. એટલામાં યુવાનના હાથમાંનો શૌચક્રિયા માટેનો માટીનો ચરવો નીચે પડયો અને ત્હેના ટૂકડે ટૂકડા થયા !

યુવાન જમીન પર બેસી ગયો અને માટીના ટુકડા એકઠા કરતો કરતો ત્હેમના પ્રત્યે જોઇ જોઇને રડવા અને કલ્પાંત કરવા લાગ્યો.

સુંદરીને આશ્ચર્ય થયું. "યુવાન ! એક માટીના ચરવા માટે આટલું કલ્પાંત કરવાની કાંઇ જરૂર છે ? ત્હમને અહીં સુધીની તકલીફ આપનાર સો સુવર્ણના ચરવા ખરીદવાની શક્તિ આપી શકે છે. અને વધારે સ્પષ્ટ શબ્દોમાં કહું તો, **એ નિશ્ચયથી જ** ત્હમને તકલીફ આપી છે."

"હાય અફસોસ !" રડવા સાથે જ યુવાને બોલવું શરૂ કર્યું "અફસોસ કે મ્હારો ચરવો મ્હને કોઇ આપી શકે તેમ નથી ! એને બદલે સો કે લાખ સુવર્ણપાત્રો આપવાની શક્તિ ત્હમારા જેવા ઉદાર શાહુકારોમાં હોઇ શકે, પણ જે ચરવો મ્હારી એબ જોવા પામ્યો હતો ત્હેના જવાથી મ્હારી એબ બીજાના જોવામાં આવે એ જ મ્હને સાલે છે. આહ, અને તે ચરવો કેટલો આત્મભોગી કે જે મ્હને ત્હમારા જેવાં દેવીનાં દર્શન કરાવી અદૃશ્ય થયો !"

* * *

રતિસુંદરીના જીગરમાં વિજળીનો ચમકારો થયો. આખું બદન ધ્રૂજી ઉઠ્યું...રગેરગ 'જાગતી' થઇ.

ઓહ ! એકતા ! એબ ! ત્હારી કેવી ગજબની કિંમત ! આ 'કિંમત' જ 'ખાનદાની' રચે છે !

સ્થૂલ દેહની 'ભૂખ' અને ભૂખથી જાગતી વાસના એ ખાનદાનીના સુદૃઢ બળ સ્હામે લાચાર છે ! એ ખાનદાની જ 'યોગ'નો પાયો છે ! 'ગુપ્તતા' એ એનો 'શોખ' છે ! દિલ અને નગ્નતા 'એક'ને જ બતાવવી એ તો 'ખાનદાન'નો–'ભરપૂર'નો જ–'શોખ' ! અને જેની પાસે નગ્ન થવાનું ત્હેનાથી દ્વૈત નહિ, ભિન્નતા નહિ, જૂદાઇ નહિ, લજ્જા–શંકા–ભય નહિ ! બે શરીરો ભિન્નરૂપે હોવા છતાં ભિન્નતાનું ભાન જ નહિ ! એ ખાનદાનની કે જે 'બે'ને સહન કરી શકતી નથી ને વળી ત્રીજાનો તો ખ્યાલ પણ કેમ સહન કરી શકે ?

રતિસુંદરી તે ફુટેલા ચરવાના માલીકના ચરણોમાં ઢળી પડી અને બોલીઃ " ઓ સાચા પ્રેમસ્વરૂપી ! તું આજે મ્હારો ' ગુરૂ ' બન્યો છે–દેવ બન્યો છે ! ઉપકાર માનવાનો અને ભેટ ધરવાનો વિવેક ત્હારી સમક્ષ કરવાની ધૃષ્ટતા મ્હારાથી દૂર હો ! મ્હારૂં ગુમાયલું સર્વસ્વ પાછું મેળવી આપનારને કાંઈ 'આપનાર' હું કોણ ? હા, પણ ત્હેં મ્હારા સર્વસ્વ પર 'હક્ક' મેળવ્યો છે."

તેણીને બન્ને હાથ વડે ઉઠાવતાં યુવાન બોલ્યોઃ " દેવી ! એ ' હક્ક ' ત્હારી સમક્ષ આવવા પહેલાં પણ—આવવાની હા કહેતી વખતે પણ–મ્હારી પાસે હતો જ ! નહિ તો મ્હારૂં ગૌરવ લૂંટાવાનો જ્યાં સંભવ હોય એવા સ્થાને જવાની હું હા જ કહી શકયો નહોત. ગૌરવશીલનો ગૌરવશીલ પર તો હક્ક જ છે. અને બન્નેમાં

સામાન્યપણે રહેલી એ ગૌરવશક્તિજ બન્નેની હાર્દિક એકતા રચતી હોઇ વ્યક્તિગત હક્ક જેવું કાંઇ તે સ્થાને રહેવા જ પામતું નથી. ત્યાં **નથી 'ઉપકાર' કે નથી 'ભલાઈ'!"**

તે ધનહિન પણ ગૌરવશીલ યુવાન આટલી મ્હોટી 'ભલાઇ'ને પણ 'ઉપકાર' માની શકતો નહોતો, એ એના 'ગૌરવ'ની કિંમત જાણવાની શકિત પણ રતિસુંદરી જેવી **ગણીગાંઠી** વ્યક્તિમાં જ હોઇ શકે; કારણ કે તેણીએ ત્હેને દશહજાર સુવર્ણમહોરો 'આપવા' જેટલુંય 'અપમાન' પહોંચાડવાની હિંમત કરી નહિ!

ગુપ્ત **માર્ગે** આવેલો યુવાન પછી **રાજ માર્ગે** ચાલ્યો ગયો.

* * *

દિવસો વિત્યા અને ધનપાલ પણ આવ્યો. તે રાત્રીએ ધનપાલ, રતિસુંદરી અને ગૌરવસિંહ ખૂબ ભેટયાં, ખૂબ વિલસ્યાં. સ્વાતંત્ર્યની વ્યાખ્યા અને સમર્થના દોષના પક્વ ફલની રસુજભરી ચર્ચામાં ખૂબ ખીલ્યાં!

* * *

તે પૂછનાર નાપાક છે કે 'પછી ગૌરવસિંહની નિર્ધનતા કાયમ રહી કે ટળી?'

અને એથીએ વધારે નાપાક તો તે છે કે જે આ પરિણામ 'ઉપદેશ'ને કે 'નીતિ'ને આભારી હોવાનું **હજીએ** માની શકતો હોય!

**સદા 'પાક' હો શક્તિ!**

# આખરે હત્ત સાંપડયો !

બાળકોને 'રમત'થી વિશેષ પ્રિય કોઇ ચીજ છે ?

મ્હોટામાં મ્હોટા જ્ઞાનીઓ પણ 'રમે છે'–કરતા કાંઈ નથી; તેથી જ તો રાવણ જેનાથી હણાયો એ મહાપુરૂષ 'રામ'–'રમૈયો' કહેવાયો!

ભાવપુરી ગામનાં બાલકોને પણ રમવું–ખેલવું અતિપ્રિય હતું. એમણે ખેલવાના સ્થાન તરીકે ગામની પાદરે વહેતી નદીનો કિનારો પસંદ કર્યો હતો. ત્યાં રેતીમાં તેઓ ખૂબ કુસ્તી કરતા અને અનેક પ્રકારની રમતો રમતા. પડતા, આથડતા, મારતા, માર ખાતા, પણ **તે જ વખતે** પુષ્કળ હસતા. એ હસવું માર અને પછાડનો ભૂલાવો કરાવતું. પછી 'અમે રમ્યા હતા' એ **યાદગીરીનું** પણ **સ્નાન** કરવા નદીમાં પડતા અને ત્યાં વળી **નવેસરથી** એમની મજાઓ ચાલતી.

પણ એ બધી રમતો અને મઝાઓના મુગટ રૂપ મઝા તો હજુ બાકી રહેતી!

સ્નાનથી પરવેલા બાળકોને હાથ પકડી પકડી **વિશ્વશર્મા**

નામનો એક બ્રાહ્મણકુમાર ત્હેમને રેતીમાં બે સ્હામસ્હામી પંગતોમાં બેસાડી દેતો, અને પછી કહેતોઃ "દોસ્તો! ખૂબ ખેલ્યા છો, હવે કાંઇ ખાવું પણ જોઇએ!" અને પછી તે એકેક બાળકની સ્હામે જંઇ ત્હેના પગ આગળની રેતીમાં કુંડાળું કરી કહેતોઃ "આ ત્હારી પતરાળી! બોલ હવે ત્હને શું જમવા ઇચ્છા છે?" છોકરો બોલતોઃ "મ્હને લાડુ પસંદ છે," એટલે વિશ્વશર્મા પોતાના ડાબા હાથની હથેળી થાળ માફક પહોળી કરી ત્હેમાંથી જાણે લાડુ પકડતો હોય તેમ જમણા હાથની આંગળીઓ એકઠી કરી કુંડાળામાં લાડુ મૂકતો હોય એવો દેખાવ કરતો. પછી બીજા પાસે, ત્રીજા પાસે, એમ સઘળા બાળકો પાસે જઇ તે દરેકને શું પસદ છે તે પૂછતો અને તે તે ભોજન ત્હેને પોતાની હથેળીમાંથી આપવાનો દેખાવ કરતો. એકવાર બધાને પીરશી ચૂક્યા બાદ ફરીથી તે પંગતમાં ફરતો અને હજી વધુ લેવા આગ્રહ કરતો. જ્યારે બધા કહેતા કે 'હવે કાંઇ ન જોઇએ' ત્યારે તે નદીમાંથી ખોબે ખોબે પાણી લઇ આવી દરેક બાળકના ખોબામાં રેડતો. બધાને તૃપ્તિ જેવી લાગણી થતી અને પછી તેઓ પોતપોતાના ઘેર જતા.

આ પ્રમાણે હમેશ બાલકોની રમત રમાયા કરતી. એક સાંજે વિશ્વશર્મા પીરસવાની શરૂઆત કરતો હતો એવામાં એક ચીંથરેહાલ ભિખારી આવી ચ્હડયો. સઘળા બાળકો ગાજી ઉઠયાઃ "ચલબે! જોતો નથી કે અમે જમવા બેઠા છીએ?"

"આવવા દો, દોસ્તો! આવવા દો!" વિશ્વશર્મા બોલ્યો "**જમણની ખરી મજા તો અતિથિની હાજરીથી જ છે.** અતિથિ તો દેવ!" અને તેણે પેલી ભિખારી જેવી દેખાતી વ્યક્તિનો હાથ પકડી આગ્રહ કરી બેસાડયો અને ત્હેની સ્હામે રેતીમાં પોતાની

આંગળીથી વર્તુલ કરી કહ્યું: " અતિથિ દેવ ! આપને શું ભોજન હાજર કરૂં ?"

" ભલા યજમાન !" ભિક્ષુક બોલ્યો " પ્રથમ સર્વ મિત્રોને પીરશી લે."

" જેવી દેવની ઇચ્છા !" કહી વિશ્વશર્મા બાળકો તરફ ફર્યો. કોઇએ લાડુ માંગ્યા એટલે તેણે પોતાની ડાબા હાથની હથેળીમાં જમણા હાથનાં આંગળાં ભેગાં કર્યા. આશ્ચર્ય ! આંગળાંને કાંઈ નક્કર પદાર્થનો સ્પર્શ થયો ! એ તો ખરેખર લાડુ હતો ! જેવો તે લાડુ પહેલા બાળકના વર્તુલમાં મૂકવા જાય છે તો વર્તુલની જગાએ પતરાળી દેખાઈ ! લાડુ મૂક્યો અને પછી બીજા નંબરની ઇચ્છા પૂછી. તેણે ગરમાગરમ જલેબી સૂચવી. યજમાનનાં આંગળાં હથેળીમાં દાખલ થતાં જ હાથ દાઝે એવી ગરમાગરમ જલેબીનો સ્પર્શ થયો. તાકીદે ચીજ તેણે પેલા બાળકના કુંડાળાની જગાએ હાજર થયેલી પતરાળીમાં મૂકી દીધી. એમ સર્વને ઇચ્છા મુજબ ભોજન અપાતાં હતાં અને સઘળાઓ રમતની જગાએ સાચી રસોઇ જોઇ તાજુબ થતા હતા એટલામાં યજમાન તરફ એક નજર ફેંકી ચુપચુપ પેલો ભિક્ષુક ચાલ્યો ગયો.

અમૃતસમાન ભોજન જમવામાં લીન થયેલાઓને જમી રહેતાં સુધી ભિક્ષુકનું સ્મરણ થયું નહિ. પણ જ્યારે બધાઓએ વિશ્વશર્માને કહ્યું કે " હવે તું પણ જમી લે !" ત્યારે તેણે અતિથિને કાંઇ જોઇએ છે કે કેમ તે તપાસવા ત્હેની જગા તરફ નજર કરી. અતિથિને અદૃશ્ય થયેલો જોઈ યજમાનને અફસોસ સાથે આશ્ચર્ય થયું.

બાળકો ઘેર ગયા પણ ઘેર કાંઈ ભોજન કર્યું નહિ. એમ કેટલાએ દિવસ ચાલ્યા કર્યું ત્યારે બાળકોનાં માતાપિતા ત્હેમને ધમકાવીને નહિ

જમવાનું કારણ પૂછવા લાગ્યાં. તેઓએ કહી દીધું કે "અમે રોજ જમવા–જમાડવાની રમત રમતા હતા, પણ એક દિવસ એક ભિક્ષુક આવી ચ્હડયો ત્હેને અમે બધાએ ધૂતકાર્યો, પણ **વિશ્વશર્મા**એ ત્હેનું કાંડું પકડી 'અતિથિદેવ' કહી જમવા બેસાડયો ત્યારથી જે કાંઈ ભોજનનું અમે મુખેથી નામ દઇએ છીએ તે જ ચીજ ખરેખર આવી પડે છે. આટલી બધી જાતની મીઠાઇઓ અને આટલી સ્વાદિષ્ટ તો અમે જીદગીમાં ખાધી નથી. અને આવાં મિષ્ટાન્ન ખાધા પછી ઘેર આવી જમવાની જગા કેવી રીતે કરી શકીએ ?"

ધીમે ધીમે આ વાત **વિશ્વશર્મા**નાં માતાપિતા પાસે આવી. તેમણે પુત્રને બોલાવીને કહ્યું: "બેટા ! ત્હે મ્હોટી ધાપ ખાધી છે ! ત્હેં જેનો હાથ પકડયો તે કોઇ જેવીતેવી વ્યક્તિ નહોતી; એના આવવાથી જે કાંઈ બનવા પામ્યું તે લક્ષણ પરથી સ્હમજી શકાય એવું છે કે ત્રણલોકના નાથ શ્રી દત્ત પોતે હાજર થયા હતા ! એના હાથના સ્પર્શે ત્હને 'ઇચ્છાસિદ્ધિ' આપી. અને તું ગમે તેટલો તોય બાળક, તેથી **એટલેથી** ખુશી થઇ ગયો. તું **ભૂલ્યો;** જેના **સ્પર્શ** માત્રથી ઇચ્છેલી તમામ ચીજો સાક્ષાત્ હાજર થાય તે જો **પોતે** જ સાંપડે તો બાકી જ શું રહે ? બેટા, ત્હને તેણે **ઠગ્યો** છે ! **ખાવાનું** મળ્યું તેથી **શું વળ્યું** ? બધી દુનિયા ખાય છે અને હગે છે ! વાહન કે પૈસો મળ્યો તોય શું સાર્થક થયું ? વાહનો થાય છે અને નાશ પામે છે, પૈસો આવે અને અદૃશ્ય થાય છે. અરે એણે ત્હને કીચડની દુનિયા ભળાવી ઠગ્યો અને કદી નાશ ન પામે કે પલ-ટાય નહિ એવી દુનિયા તો ત્હારાથી છૂપાવીને તે હાથતાળી આપી છટકી ગયો ! **ઉલટો ત્હને 'ઉપાધિ' આપી ગયો !"**

સંસ્કારી બાળકના હૃદયમાં કાંઈ નવો જ પ્રકાશ થયો.

" હં, હં, હું સ્હમજ્યો !" બાલક સ્થિર આંખે માતાપિતા તરફ જોતો બોલ્યો "એમ જ છે તો હું એની પાછળ લાગીશ. મ્હેં એને એકવાર જોઇ લીધો છે, હવે તે ક્યાં જનાર છે ?"

"ભોળો મ્હારો બાળક !" માતા બોલી "ત્હને શી ખબર હોય કે એ ઠગારો નિત્ય નવા રૂપ અને નિત્ય નવો સ્વાંગ ધારણ કરે છે ! તું એને કઇ **નિશાનીથી** ઓળખવાનો હતો ? અને ક્યાં શોધવાનો હતો ?"

"મ્હેં સાંભળ્યું છે" પિતાએ કહ્યું "કે તે ગોલોકપુરિની બહારના ઉજ્જડ એકાંત જંગલમાં ત્રણ ત્રણ દિવસ સમાધિ કરે છે અને ચોથે દિવસ શહેરમાં ભિક્ષા માટે આવે છે. આવે છે ત્યારે દર વખતે જૂદા જ સ્વાંગમાં આવે છે અને કોઇનું ધ્યાન ન ખેંચાય એવા દેદારમાં આવે છે. ત્રણ ઘર ફરી ચાલ્યો જાય છે. લોકોમાં વાત ચાલે છે કે દત્ત દર ચોથે દિવસે આવે છે પણ કોઈ કહી શકતું નથી કે તેણે ત્હેને દીઠો ! ભલભલા જોગીજતિને પણ એ કોઠું આપતો નથી. અરેરે એ ત્હને સહજાસહજ મળ્યો અને ત્હેં તક ગુમાવી !"

"ચિંતા મા કરો, બાપુ" બાળક કૂદી ઉઠ્યો "ત્હમારી આશિસ-થી હું એને શોધી કહાડીશ. એ નહિ સાંપડે ત્યાં સુધી ત્હમને મ્હોં જ નહિ બતાવું !" એ શબ્દો સાથે જ તે ચાલી નીકળ્યો. માતા-પિતા વિચાર કરતા રહી ગયા અને તે દોડતો ઘરમાંથી બહાર નીકળી માતાપિતાની નજરથી અદૃશ્ય થઇ ગયો.

અતિથિનો ચહેરો જેના હૃદયમાં છાઇ રહ્યો હતો તેવો તે બાલક એક જ ધ્યાનથી, ચાલું છું એવા પણ ભાન વગર, મજલ દર મજલ કાપતો કાપતો ગોલોકપુરિ શહેરમાં આવી પ્હડ્યો.

સંયોગવસાત્ ત્હેને એક અતિ વૃદ્ધ અને દયાળુ વટેમાર્ગુ મળ્યો, જેણે ત્હેને પૂછ્યું: "બાલક! પરસેવાના રેબ વળવા છતાં તું કાં એક ઠંડી જગાએ બેસી વિશ્રાન્તિ લેવાની દરકાર કરતો નથી? ક્યાંથી આવે છે? ક્યાં જાય છે? આટલી તાકીદનું શું પ્રયોજન છે? ભૂખ્યો લાગે છે, કાંઈ ખાશે? બેટા!"

વૃદ્ધને વિનયથી નમીને બાળક બોલ્યો "મ્હને કાંઈ 'ખબર' નથી, મહારાજ! એક ઠગારો મ્હને ઠગીને આ શહેરની નજીકના જંગલમાં છૂપાઇ ગયો છે. મ્હારે ત્હેનું કામ છે. એ સિવાય બીજું કાંઈ મ્હને જોઇતું નથી."

વૃદ્ધ હસ્યો: "એવો કોણ એ ઠગારો છે કે જેણે ત્હને બાલકને ઠગ્યો?"

"કહે છે કે એનું નામ દત્ત છે!" બાલક બોલ્યો "અને તે નિત્ય નવા સ્વાંગ કરે છે. પણ મ્હને ત્હેનાં **નેત્રો** બરાબર યાદ છે, એ તે કેવી રીતે બદલવાનો હતો? એ જો **એકવાર ગમે તે સ્વાંગમાં પણ જડી આવે તો પછી હું છું ને તે છે!** એની નજર પરથી જ એને પકડી પાડીશ, **મ્હને** એ ઠગીને ક્યાં જશે? પણ મ્હને એને છૂપાવાનુ 'વન' બતાવશો?"

વૃદ્ધનું હસવું સમ્યું. તે દત્તચિત્ત થયો. એના હૃદયમાથી આ બાલક દેખાતા સંસ્કારી જિવાત્મા પર લાખ્ખો મુગા આશિર્વાદ વર્ષવા લાગ્યા. કેટલીક મીનીટ બાદ તેણે કહ્યું: "બાલક! એમ એની પાછળ પાછળ જગલમાં ભટકતાં પાર આવે તેમ નથી. જગલમાંય તે **ખુલ્લો** નહિ બેઠો હોય—ક્યાંઈ ગુફામાં છૂપાયો પડ્યો હશે. પણ ત્હેં જ હમણાં કહ્યું હતું કે તે ઠગારો છે, ખરૂંની બેટા! તો લે એક વાત ત્હને કાનમાં કહું: **ઠગારાને ઠગાઈથી જ હાથ કરાય.** મ્હને

કહીશ કે ત્હને કેવી રીતે તેણે ઠગ્યો હતો ?"

બાળકે નદીપરનો પ્રસંગ કહી સંભળાવી ઉમેર્યું: "ઇચ્છા મુજબનાં કલ્પિત ભોજન જમી-જમાડી અમે મજા કરતા હતા ત્હેને બદલે એવું જાદુ વળગાડી દીધું કે જે ચીજનું નામ બોલાય તે ચીજ હાજર થાય અને ત્હેની એંઠ સાફ કરવાની ઉપાધિ થાય! અને પોતે તો અમને જમવા-જમાડવામાં રોકી રાખી છટકી ગયો! **ભોજનમાં અમને** ભૂલાવો ખવરાવ્યો એ ઠગારાએ!"

"ત્યારે, બેટા!" વૃદ્ધ બોલ્યો "**ભોજન નિમિત્તે જ ત્હેને ઠગી શકાશે.** શહેરમાં જઈ મહાજનને મળ અને ચાલીશ દિવસ સુધી ગામમાં કોઇ રસોઇ કરે નહિ અને ત્હારૂં જ ભોજન જમવા બધા મહાજનવાડીમાં આવે એવી માંગણી કર. ગામમાં રસોઇ બનતી જ બંધ થશે એટલે સમાધિમાંથી ઉઠી ચોથે દિવસે ભિક્ષા માટે ગામમાં જતો દત્ત પણ એની ગરજે મહાજનવાડીમાં આવશે, એક વાર નહિ આવે તો બીજીવાર, બીજીવાર નહિ તો ત્રીજી વાર, છેવટે કાંઇ નહિ તો નવ નવ સમાધિઓ પછી તો એને આવ્યા વગર ચાલશે જ નહિ!"

એટલું કહી વૃદ્ધ રસ્તે પડયો. ત્હેને પ્રણામ કરી વિશ્વશર્મા મહાજન પાસે ગયો અને ચાલીશ દિવસ સુધી ગામ આખ્ખાને જમાડવાની ઇચ્છા જણાવી. મહાજનને વાત જ મશ્કરીરૂપ લાગી. પણ બાળકે ત્હેમને વિનવીને મહાજનવાડી સુધી ચાલવા સ્હમજાવ્યા. મહાજનવાડીમાં સેંકડો માણસ એક પંગતે બેસી જમી શકે એવા એક બે નહિ પણ અનેક ખંડો હતા. અને રસોઇ બનાવવાના તથા સીધુંસામાન અને રસોઈ ભરવાના વિશાળ ખંડો હતા. એક ખંડ પાસે આવી બાલકે મહાજનને કહ્યું: "જુઓ આમાં ઘી જ ઘી

ભર્યું છે." બીજા ખંડ સ્હામે આંગળી બતાવી કહ્યું "અને આમાં ખાંડ ભરી છે." મહાજન તો દિગ્મૂઢ થઇ ગયું અને બાલકની માંગણી સ્વીકારી. ગામમાં થાળી પીટાવવામાં આવી કે ચાલીશ દિવસ સુધી શ્રીમંત–ગરીબ, ન્હાના–મ્હોટા, સ્ત્રી–પુરૂષ, યજમાન–યાચક સર્વેએ ધર્મશાળામાં જમવા જવું અને ઘેર કાંઇજ રસોઇ બનાવવી નહિ.

બીજે દિવસે હજારો લોકોનો સમૂહ ધર્મશાળામાં જમ્યો. ભોજનની વિવિધતા અને સ્વાદિષ્ટતા બન્નેની તારીફ આખા ગામમાં ઘેરઘેર થવા લાગી. ભીખારીઓને તો કદાપિ ન મળે એવી અમૂલ્ય તક મળી હતી. જમણના બીજે દિવસે આસપાસનાં ગામોના હજારો લોકો જમવા ઉતરી આવ્યા. ત્રીજે દિવસે એથી પણ વધુ અને ચોથે દિવસે તો પચ્ચાસ પચ્ચાસ માઇલ ફરતા ગામોના લોકો તીડની માફક ઉભરાવા લાગ્યા. પણ વિશ્વશર્માના ભંડાર ખુટે તેવા નહતા!

ચોથે દિવસે દત્ત સૂગ ચ્હડે એવા સ્વાંગમાં ગામમાં ભિક્ષા માટે ગયો, પણ ત્રણ ઘેર ફરવા છતાં કયાંઇથી ભિક્ષા મળી નહિ. જ્યાં જાય ત્યાં એ જ જવાબ મળતો: "આખું ગામ ધર્મશાળામાં જમે છે તે શું ત્હને ખબર નથી? પચ્ચાસ પચ્ચાસ માઇલ ફરતાં ગામોના લોકો ભોજનની તારીફ સાંભળીને જમવા આવે છે અને તું જ એકલો અભાગીઓ ભૂખે મરે છે?"

ત્રણ ધર ફરી દત્ત પોતાના સ્થાને ચુપચાપ ચાલ્યો અને ફરી સમાધિસ્થ થયો. વળી ત્રણ દિવસની સમાધિ ઉતર્યા બાદ શહેરમા ભિક્ષા માટે ગયો. ફરી પણ એ જ જવાબ! અને ચુપચાપ દત્ત જંગલમાં જઇ સમાધિમાં બેસતો.

**નવ નવ** સમાધિકાળ વ્યતીત થયા. ભિક્ષાનો જોગ **હજી** થયો નહોતો!

આ તરફ વિશ્વશર્મા ધર્મશાળામાં બરાબર ખબર રાખતો પણ

દત્તનો કાંઈ પત્તો ત્હેને મળ્યો નહોતો. હા, એવી કિંવદન્તીઓ ત્હેને કાને અવશ્ય પડતી કે ફલાણી શેરીમાં ફલાણે દિવસે એક ચીંથરેહાલ ભિક્ષુક આવ્યો હતો. વળી કોઇ કહેતું કે ત્હેને ઘેર ફલાણે દિવસે એક કોઢીઆ જેવો માણસ ભીખ માંગવા આવ્યો હતો ત્હેને ધર્મ-શાળામાં જવાનું કહેવા છતાં ખસ્યો નહિ અને થોડી સેકંડ બાદ નજર કરતાં તે ગુમ થયેલો જણાયો હતો.

* * *

આજે **ચાળીશમો** દિવસ છે. આજ તો **વિશ્વશર્માએ** શહેરના ગઢના **એક સિવાયના** સઘળા દરવાજા **બંધ** રહે એવી વ્યવસ્થા કરાવી છે. ખુલ્લા દરવાજા પાછળ છૂપાઈ રહી આવતી જતી તમામ મૂર્તિઓને **બારીકાઈથી** જોવા **પોતે જ** ઉભો છે.

**બાર** વાગ્યા છે. સૂર્ય બરાબર **મસ્તક પર** આવ્યો છે. લોકો બધા ધર્મશાળામાં જમવા–ફરવા–રાહ જોવા અને વાતો કરવામાં મશગુલ છે. અત્યારે દરવાજા બહાર જનાર કે દરવાજા બહારથી અંદર આવનાર મનુષ્યોની સખ્યા બહુ જ અલ્પ હતી; અને જે થોડા જતા કે આવતા ત્હેમના સ્વાગ ગમે તે હો પણ ત્હેમની **આંખો તરફ** નજર કરી લેવા વિશ્વશર્મા ચૂકતો નહિ. પરન્તુ દરેક વખતે ત્હેના નાકમાંથી લાંબો નિસાસો જ નીકળતો !

થોડી મીનીટ આવવું–જવું તદ્દન બધ રહ્યું. દરવાજો શૂન્ય થઈ રહ્યો. બાલક ચોકીદારના નિસાસા પણ અટકી પડયા એ ક્ષણે જ દૂરથી ધીમે ધીમે આવતી એક મૂર્તિ ત્હેની નજરે પડી. તે મૂર્તિ તદ્દન નગ્ન હતી. હાથમાં ખપ્પર હતું શહેરમાંથી દરવાજા તરફ તે મૂર્તિ ચાલી આવતી હતી. દરવાજા સમીપ આવતાં જ બાલકની દૃષ્ટિ ત્હેના **પગથી શિખા સુધી ફરી વળી** અને ત્હેની **આંખોમાં** જઈ ઠરી. " હઅઅ...... " એવો ધ્વનિ એના મુખમાંથી નીકળી પડયો !

મૂર્ત્તિ આગળ વધી દરવાજા બ્હાર પસાર થાય તે પહેલાં બાળક કૂદીને સ્હામે આવી ઉભો અને ખપ્પર પકડેલા હાથના કાંડાને પકડી હજીએ ત્હેની નજર સાથે પોતાની નજરને જોડી રાખીને જ બોલ્યોઃ "પકડ્યો છે, પકડ્યો છે મ્હારા ઠગારા અતિથિને પકડ્યો છે!"

જાણે કાંઈ જાણતો જ ન હોય એવો દેખાવ કરી અવધૂત બોલ્યો "જવા દે, બટુક! ક્ષુધાતુરને સતાવીએ નહિ!" અને તેણે પોતાનું ખાલી ખપ્પર ત્હેની નજર તરફ ધર્યું,

"ઓ...હો...હો! જબરો ક્ષુધાતુર દેખું જો!" બાલક હશી પડ્યો "બધી દુનિયાને જમાડવા છતાં પોતે ભૂખ્યો રહેતો ક્ષુધાતુર ન જોયો હોય તો! ભાઈ અતિથિ! એમ ફરીફરી મ્હને થાપ મારશે તે નહિ ચાલે! હવે તો હું પણ તું ઠગારા જેવો ઠગારો થયો છું હ કે?"

"દિવાના!" અવધૂતે કહ્યું "ત્હને કોઈ લોકોએ ભ્રમ લગાડ્યો જણાય છે. કદાચ તું કોઈ સિદ્ધિ આપતા સાધુને શોધતો હશે; -હું તો છું નાગો ફકીર! સિદ્ધિ તો શું પણ લગોટી માટે ચીંથરી પણ મ્હને મળતી નથી અને ખપ્પર લઇ ભટકું છું તો ટુકડાય મળતા નથી. ચોકીદાર, દૂર હટ; હઠ છોડ; નાગા-ભૂખ્યા પાસેથી કોઈ 'જકાત' મળતી સાંભળી છે?"

"ઓ મ્હારા પ્યારા અતિથિ!" બાલક ગદ્‌ગદિત કંઠે અને અશ્રુભરી આંખે હાથ જોડી બોલ્યો "હવે ક્યાં સુધી ટટળાવશે? તું નાગોભૂખ્યો ભિક્ષુક છે એટલે જ દરજ્જે, કે જેટલે દરજ્જે હું જકાત ઉઘરાવનારો દરવાન છું! બન્ને ઠગાઇઓ હવે ખુલ્લી થઇ છે, અને તે પણ આપણા બેના **એકાંતમાં** જ! હવે તો તું મ્હને વચન આપ કે ફરીથી આવી ઠગાઈ મ્હારા પ્રત્યે નહિ કરે અને મ્હને ત્હારાથી જૂદો નહિ કરે! ત્રણ લોકના **પાલક! બાલક**થી પણ ઠપકો?"

અને તે દોડીને ત્હેને ભેટી પડયો,–એટલા જોરથી કે જાણે અવધૂતના મૂઠ્ઠીભર હાડમાંસનો ચૂરો કરી પોતાની અંદર દાબી દેતો ન હોય!

અને અતિથિ હાલ્યોય નહિ ને ચાલ્યોય નહિ. એના મુખમાંથી માત્ર એટલા જ શબ્દ નીકળી પડયાઃ "તે જ તું પાલક!"

એક મૂહૂર્ત્ત એ આલિંગનમાં સમાધિસ્થ રહ્યા બાદ બાલકની આંખો ખૂલી ગઇ.

દત્ત અદૃશ્ય થયો હતો, બાળકના સ્વરૂપમાં મસળી તો નહિ ગયો હોય?



| | |
|---|---|
| | આય ગયો, આય ગયો, આકે નયનોંમેં સમાય ગયો. |
| નાથ | નાયનકો નાથ હાં આય ગયોરે... |
| ↓ | |
| મનના ઘેર | ...મનન મનન મનન, મનન મૈં તો કરને બૈઠી— |
| આવ્યો! | મોરે તો મનકોહી ઉઠાય ગયોરે. આકે નયનોંમેં૦ |
| ↓ | |
| બુદ્ધિના ઘેર | ...બુદ્ધિયનકી બાતેં તુમ બુદ્ધિવાલે જાનો લોગ— |
| આવ્યો! | મોરી તો બુદ્ધિકો યે બુઝાઈ ગયોરે. આકે નયનોંમેં૦ |
| ↓ | |
| ચિત્તના ઘેર | ...ચિત્તકી ચીતવની જબ મૈં કરને લગી— |
| આવ્યો! | મોરે તો ચિત્તમેં યે છાઈ ગયોરે. આકે નયનોંમેં૦ |
| ↓ | |
| અહંકારના | ...દાસનકે દાસ અહો નાયજીકી બાવરી— |
| ઘેર આવ્યો! | બાવરીકો બાવરો ઉઠાય ગયોરે. આકે નયનોંમેં૦ |

# યોગી અને ચોર !

## (૧)

યોગી ફરતો ફરતો એક શહેર બહારની ધર્મશાળામાં આવ્યો અને ત્યાં જ રાત્રી પસાર કરવાનો ઠરાવ કર્યો.

શુમારે આઠેક વાગ્યા એવામાં એક માણસ ત્હેની સંમુખ એક પડીકું ધરી બોલ્યોઃ "મહારાજ, આરોગો !"

"કોણ?" યોગીએ ત્હેની પ્રકૃતિ મુજબ સંક્ષેપમાં જ પ્રશ્ન કર્યો.

"ચોર !" આવનારે એવો જ ટુંક ઉત્તર આપ્યો,

"ચોર ?" યોગીએ પ્રથમ તો પોતાના શિષ્યને–મનને–જ કહ્યું "ચોર? બરાબર છે, યોગીને નહિ તો બીજા કોને ચોર આટલા પ્રેમથી મળવા જશે? યોગી, સમષ્ટિનો ચોર; આ, વ્યક્તિનો ચોર! બન્ને પુરૂષાર્થી! 'છુપાવવાની'ની કળાના બન્ને ઉસ્તાદ! બન્ને 'નાગા' અને જગતથી આઘા!...ઠીક છે, એ ન્હાના ચોરને મ્હારો જ સંગ

થયો છે તો હવે ત્હેને 'મ્હોટો ચોર' અને યોગી પણ બનવું જ પડશે!"

યોગી આ પ્રમાણે મન સાથે ગોષ્ટિ કરતો હતો તે ચોરના સ્હમજવામાં નહોતું. તેણે તો એમજ માન્યું કે પોતાને ચોર તરીકે જાહેર કર્યા **પછી** એક સાચો સાધુ એના હાથનું ભોજન લેવા ખુશી ન હોય એ બનવા જોગ હતું.

" મહારાજ ! " તે બોલ્યો " હું જે છું તે છું. ત્હમે પૂછયું તો મ્હારે જવાબ આપવો પડયો, અને ચોર જ છું તો પછી ચોર હોવાનું કહેતાં અચકાઉં પણ શામાટે ? અને હું ઓછોજ મ્હારી ઇચ્છા**થી** ચોર બન્યો છું ! એક માણસ વ્યાપારી શાને બન્યો અને બીજો નોકર શાને બન્યો, કોઇ કોટવાળ શાને બન્યો અને કોઇ ચોર શાને બન્યો, એ મ્હને તો સ્મહજાતું જ નથી. જેને જે કામ હાથ લાગ્યું તે તેણે કર્યું ! ત્હમે તો સાધુપુરૂષ છો—ત્હમારે તો બેય આંખ સરખી માટે મ્હારી વિનંતિ સ્વીકારવી જ પડશે. નહિ તો નાહક મ્હારે ભૂખ્યા મરવું પડશે ! કારણ કે, મ્હારો આજ કેટલાંએ વર્ષોથી નિયમ છે કે ચોરીમાં જે કાંઈ મળે ત્હેના પૈસાથી મીઠાઈ ખરીદી કોઇપણ સાધુને ખવરાવ્યા બાદ મ્હારે ખાવી અને વધે તો ભીખારીઓને વ્હેંચી દેવી."

યોગી મનમાં પ્રસન્ન થયો કે ચોર **નિયમ** પણ ધરાવી શકયો છે. પણ એ પ્રસન્નતા અંતરમાં છૂપાવી બહારથી તપ્યોઃ " તું જાણ ને ત્હારો નિયમ જાણે ! ભીખારીઓનું હું ખાતો નથી !—જા કોઈ માંગણ સાધુને શોધી કહાડ ! "

" જે કહેશો તે બધુંયે સાંભળી લઇશ ! મહારાજ ! " ચોર બોલ્યો " પણ આ મીઠાઈ આપને ખવડાવ્યા સિવાય તો નહિ જ રહું. ભૂખથી મ્હને અંધારાં આવે છે. મરીશ એ હા વાત, પણ

નિયમ તો નહિ જ તોડું!"

"નિયમ–વચન–પોતાનું **પોતા પ્રત્યે** અપાયલું વચન! એની 'કિંમત' જાણવાની જેની **પ્રકૃતિ** છે તે તો ખરેખર **સશક્ત** પુરૂષ!" યોગીએ મનમાં જ કહ્યું અને પછી ચોર પ્રત્યે કહ્યું: "હું કહું તે કરે તો ત્હારી મીઠાઈનો સ્વીકાર કરૂં."

"લ્યો!" ચોર હસ્યો "ત્હમે રહ્યા સાધુપુરૂષ! ત્હમે તો કહેશો કે મ્હારે આજથી ચોરી જ છોડી દેવી! એટલે પછી મ્હારો તો રોટલોય ટળે! મહારાજ, ત્હમો સાધુજનોએ તો ચોર–શાહુકાર બેયને સરખા ગણવા જોઇએ–જમણી અને ડાબી આખ સમાન! ત્હમે તો દયાના સાગર! એકને મનમાન્યું ખાવા દો અને બીજાનો રોટલોય ટાળો એ ત્હમને ન શોભે!"

"ત્હારો રોટલો ટાળવો **નહિ**!" યોગી બોલ્યો "**હવે** તો છે મ્હારી વાત સ્વીકારવાને તૈયાર?"

"હો, હો, એ **એક** કાયમ રહે તો પછી મ્હને **પરવાહ** જ શાની છે!" ચોર કૂદીને બોલ્યો "**તો તો** જે કાંઈ કહો તે કરવાને કબુલ છું,–એક વાર નહિ ને સત્તર વાર તૈયાર છું!"

યોગીએ ચોરનુ બાવડું પકડી પોતાની નજીક ખેંચ્યો અને ત્હેના કાનમાં કહ્યું: "જો ન્હાનાસુનાની ચોરી કરી એની આંતરડી હવે પછી કકળાવતો ના. જે **મ્હોટામાં મ્હોટો શ્રીમંત** હોય ત્હેના સિવાય બીજા કોઈની ચોરી કરતો ના!"

ચોર પાંચ મીનીટ સુધી ઠરી ગયો: ઉંડા વિચારમાં પડ્યો. વચન તે જ માણસ પાળી શકે છે કે જે વચન આપતાં સો વાર વિચાર કરે છે અને તમામ શકયતાઓ અને સંભવો એ સર્વનો વિચાર કરી શકે છે.

પાંચ મીનીટમાં નિશ્ચય બાંધી ચોર બોલ્યોઃ "મંજુર
જીંદગી સુધી એ વચન પાળવાનો કોલ આપું છું."

"એ ત્હારો **નિશ્ચય** ત્હારૂં કલ્યાણ કરો!" એમ કહી તં
મસ્તક પર હાથ મુકી યોગીએ થોડીક મીઠાઈ લીધી અને ખા
ચોરે પણ ક્ષુધા નિવારી.

યોગીએ પછી આરામ કર્યો અને સૂર્યોદય પહેલાં તો, ચે
ઉંઘતો છોડી, પોતાના એકાન્ત સ્થાન તરફ ચાલી નીકળ્યો.

બીજે દિવસ ચોર ત્હેના મળતીઆ મારવાડીના ઘેર ગયો
જેની મારફત તે ચોરેલી વસ્તુઓ વેચાવતો હતો. રાત્રીવાળી ઘ
ત્હેને કહી સંભળાવી અને પછી બોલ્યો. "સાહસિક ચોરી માટે
સાધન પણ એવાં જ જોઇશે. એક ખંજર, પીસ્તોલ, છીણી, મં
ખીલાઃ વગેરે સાધન તું મ્હને આજ ને આજ ખરીદી પુરાં '
કે જેથી આજની રાત ખાલી જવા ન પામે! ત્હને ખર્ચ તો
પરંતુ માલ પણ એવો જ મળશે! ભાભીને દાગીનાની ભૂખ
રહે હવે!"

એક પાઈ કહાડતાં ટાઢીઓ છૂટે તેવો આ મિત્ર મ્હોટા લાભ
આશાએ તુરત ઉઠયો! એનું હૈયું તો છલકાઈ જતું હતું!

બે કલાકમાં તમામ સાધન હાજર થયાં.

હવે ચોરે આખા શહેરના તમામ રસ્તા અને ગલીઓ પોત
કલ્પનામાં ખડી કરી, તમામ શહેરીઓની સ્થિતિ યાદ કરી
માંડી, સૌથી મ્હોટો શ્રીમંત કોણ એ શોધવા માંડયું અને ક
અને કેવી રીતે ત્હેના ઘરમાં પ્રવેશ કરવો એ સંબંધી યોજ
ઘડી કહાડી.

કહેવાની શું જરૂર છે કે ચોરને સૌથી મ્હોટા શ્રીમંત તરીકે તે શહેરનો રાજા જ પસંદ પડયો હતો ?

અને મજબુત ચોકીપહેરાવાળા અને પોતાના ગુન્હેગારને **પોતે જ** મનમાની સજા કરી શકે એવી **જન્મસિદ્ધ સત્તા**વાળા રાજાના મહેલમા ચોરી કરવાનું કામ કાંઈ ઓછું જોખમભર્યું ન હોય! એ અસાધારણ સાહસ અસાધારણ બળ, નિશ્ચય, દમ માંગે! એ કાંઇ ઇચ્છાની પસદગી ન હોય, **ઇચ્છાશક્તિ**ની પસંદગી હોય!

શુમારે અગ્યાર વાગે તે સઘળાં શસ્ત્રો છૂપાવીને નીકળી પડયો અને મુહેલથી દૂર ઉભો રહી આખા મહેલનું ચોતરફથી અને બારીકાઈથી અવલોકન કરવા લાગ્યો. દિવસે કરેલી યોજનામાં આ અવલોકને કેટલાક સુધારાવધારા પણ કરાવ્યા.

**સાત** મજલાવાળા મજબૂત દીવાલ વાળા બગીચામાં એક તરફની દીવાલને કૂદી જઇને ચોર દાખલ થયો, જ્યાં બે સંત્રીઓ પહેરો ભરતા હતા. રાત્રી અંધારી હતી અને બગીચાના આ ભાગમાં બત્તી નહોતી. કાંઇક અવાજ સત્રીએ સાંભળ્યો, પણ ચોર સાપની માફક પેટ ઘસીને બેમાંના એક સંત્રીની દિશામાં આગળ વધી શકયો. ત્હેની નજદીક આવી પહોચતાં જ ત્હેનો પગ પકડી ત્હેને જમીન પર એકાએક પટકયો અને તે જ સાથે ખંજરથી કામ ખતમ કર્યું. તે પછી બીજાની પણ એમ જ ખબર લીધી. હવે તે નિર્વિઘ્ને મહેલની દીવાલ પાસે પહોંચ્યો. દીવાલમાં શોભા માટે ઠેકઠેકાણે કૉર્નર્સ, છજાં, નકસી કામ વગેરે કરાયલું હોઈ પગ મૂકવાના સાધનની ચોરને ખોટ પડે તેમ નહોતું! ફકત પહેલા મજલા સુધી ચ્હડવાનું જ કઠીન હતું. તે માટે તે એક ખીલો દીવાલમાં ઠોકવાના વિચારમાં ઉભો હતો એવામાં **બારના** ડંકા

વાગવા શરૂ થયા! પુરુષાર્થને અનુધાર્યા બનાવો–ન્હાનાસૂના દેખાતા બનાવો–પણ કાર્યસાધક થઈ પડે છે. એક એક ડંકો વાગતો ગયો ત્હેના અવાજ સાથે જ ખીલા પર હથોડી મારતો ગયો! અને તે ખીલાના આધારે પહેલે મજલે પહોંચ્યો.

પણ અહીં માત્ર દફ્તરખાનું હતું, ચોરને લેવા યોગ્ય કાંઈ હાથ લાગ્યું નહિ!

બીજે મજલે ગયો. અહીં રાજાને જમવાનાં સોનાચાંદીનાં વાસણ હતાં. 'ઠીકઈક!' એમ ધીમેથી જ બોલી ચોર આગળ વધ્યો.

ત્રીજો મજલો! અહી હીરાજડિત મૂઠ વાળી તલવારો તથા અન્ય શસ્ત્રો હતાં. "આપણે ક્યાં ખુલ્લા યુદ્ધમાં જવું છે?" એમ બબડી ચોર આગળ વધ્યો.

મજલો પાંચમો!...ઓહ! અહીં તો હીરા, માણેક, નિલમ, પન્ના, મોતીના દાગીનાના ભરેલા પટારા ત્હેને હાથ લાગ્યા! "એક પોટલી બાંધી લઈશું તોય જીંદગી સુધી રળવું કે ચોરી કરવી નહિ પડે!" એમ ચોર મનમાં બોલ્યો. પરન્તુ અહીં સુધી આવ્યો અને બે માળ જોવાના રહી જાય તો ફરી ફરી ઓછું જ અવાય તેમ હતું!

પણ સાતમા માળે તો માત્ર હવા ખાવા માટે **બાર** સ્થંભ-વાળી છત્રી–'બારાધરી'–હતી. ત્યાં શું હોય? એમ વિચારી માત્ર છઠ્ઠો મજલો જોઈ પાછા ફરવાનું ધાર્યું હતું.

છઠ્ઠો મજલો એ તો રાજાનું **શયનગૃહ**! વિશાળ ભવ્ય દિવાનખાનામાં સુવર્ણ પર્યંક પર મુખમલની શય્યામાં અપ્સરાઓને

પણ લજ્જિત કરતી સદાયુવાન સૌંદર્યની મૂર્તિસમાન મહારાણી પોઢી હતી!

શું રૂપ! શું લાવણ્ય! શુ તેજ! શું મસ્તી! શું પ્રભાવ!

ચોર થંભ્યો.

"રાજકાજના 'બોજા અને શત્રુઓના નિરંતર ભયથી ચગદાઈ–મુઝાઈ રહેલા રાજાઓ! અને તે બિચારા આ પ્રભાવને શું માણી શકે? આ મસ્તીને શું ઇનસાફ આપી શકે? અનેક સ્ત્રીઓ પરણીને અને અનેકનાં શરીરો ખરીદીને હતવીર્ય બનેલા કુકડાઓ આવા જોડી વગરના રત્નને કઇ છાતી પર રાખી શકે?...બસ. આજે તો હું એ સુંદર કેદીને જરૂર છોડવીશ અને જ્યારે હું ચોરી જ કરવા આવ્યો છું તો તેણીનું દિલ જ ચોરીશ! પાંચમા મજલાના હીરા–માણેક આ ખજાના આગળ શું વિશાતમાં છે?"

ધનના અખૂટ ઢગ કરતાં **સૌંદર્યને** આટલુ વધારે મહત્વ આપી શકનાર કોઇ શાહુકાર પણ ભાગ્યે જ જન્મ્યો હોય!

ચોરમાં 'જોર' બોલતું હતું, નહિ કે 'ભૂખ્યું ઢોર'!

તે ધીમે પગલે પલંગની નજીકમાં ગયો અને છેક જ આસ્તેથી રાણીએ ઓઢેલી જરીની શાલ ખેંચી.

ચપળા તુરત જ જાગી ઉઠી. અણધાર્યો અને અજાણ્યો પુરૂષ નજરે પડવા છતાં તે લેશ માત્ર ગભરાઈ નહિ.

"કોણ?...શાને?" તેણીએ દમામભર્યા ચહેરે પ્રશ્ન કર્યો.

"ચોર! ફક્ત એક ચોર!" ટુંકો જવાબ મળ્યો.

અજાણ્યા મનુષ્યની હિમત તથા સચ્ચાઈ રાણીને આશ્ચર્ય-

જનક લાગી. તે હવે વધારે નિર્ભય બની. પલંગથી નીચે ઉતરી એક આસન પર બેઠી અને પછી ચોરને નીચે બેસવાનો ઈસારો કર્યો.

"તું જે હો તે હો!" તેણી ધીમેથી બોલી "આટઆટલા પહેરા વચ્ચે તું જીવતો અહીં સુધી આવી શક્યો તે ત્હારા ભાગ્યની અને હિમતની હું કદર કરી શકું છું. મહારાજા શિકારે ગયા છે એ યોગ પણ ત્હારા ભાગ્યનું જ ચિન્હ છે. અને જ્યારે ભાગ્યદેવી જ ત્હારા પર રીઝ્યાં છે એમ હું જોઉં છું તો હું પણ દૈવની ઇચ્છાને આડી નહિ આવું. જા, પાંચમા મજલા પર ઝવેરાત છે તેમાંથી મનમાની લૂંટ કર અને ત્હારા ભાગ્યને અને મ્હારી દયાને શુક્રાના કરતો ચુપચાપ ચાલ્યો જા!"

"દયા? ત્હારી દયા? મ્હારા પર?" ચોર બોલ્યો "ક્યાં છે તે દયા? શું તું મ્હને પકડાવવાને બદલે જતો કરે છે અને ઝવેરાત આપે છે ત્હેને દયા કહે છે? અરેરે, આટલાં મ્હોટાં માણસ અને આટલી છોટી દયા?! મ્હોટાને હાથે છોટી દયા એ તો કત્લ છે! દેવી, દયા જ કરવી હોય તો મ્હારા જીગરની માલેકા થઈ આજ્ઞા કર! અને તે ન કરી શકતી હોય તો બેલાશક બોલાવ ત્હારા પહેરેગીરોને! મ્હારી પાસે પણ છે આ રાંક શસ્ત્રો! હું એમને યુદ્ધ આપીશ અને કાં તો ત્હેમને મારી વિજેતા ત્હને ઉઠાવી જશે અગર ત્હારી મીઠી યાદગીરી સાથે આનંદથી મૃત્યુને ભેટશે!"

રાણી ચમકી. તેણીને હવે ભાન થયું કે કોઇ જેવાતેવા માણસ સાથે કામ પડ્યું નહતું! અહીં બળથી નહિ પણ કળથી કામ લેવા જેવું હતું એવો નિશ્ચય કરી ચતુરા બોલીઃ "એ બલપર કંઈ

સ્ત્રી કુરબાની ન કરે ? પણ અહીંથી હમણાં સાથે જવું શકય નથી. હમણાં તો—"

"ઓહ !" સફલતા નજદીક જોઈ પ્રસન્ન થયેલો ચોર બોલ્યો "ત્હને બગલમાં લઈ હું નીચે ઉતરી શકું છું. અને એક બાજુના સંત્રીઓને તો મ્હેં કયારનાય ખતમ કર્યા છે !"

રાણીએ ભેદભર્યું સ્મિત કર્યું. ચોરને ખાત્રી થઈ કે તેણી ખરેખર ત્હેની બનવા ખુશી હતી ! બળવાન હમેશાં ભોળા હોય છે ! અને ભોળા ન હોય તો પણ સ્ત્રી આગળ પુરૂષની ચાલાકી હારે છે !

"હું માનું છું કે તે પણ તું કરી શકે." તેણી બોલી "પણ મ્હને પોતાને તે રસ્તે ભય લાગે છે ! કદાચ પડું તો ફજેતી અને ત્હારો નાશ એ બન્ને પરિણામો સહવાની મ્હારામાં શક્તિ જોઇએ ને ?...પણ સબુર ! મ્હને એક માર્ગ સૂઝે છે,—જોયો પેલ્લો શહેર-બહારના તળાવ પરનો વડ ? તું હમણાં જેમ આવ્યો તેમ ચુપચાપ ચાલ્યો જા અને એ વડ નીચે થોભ ! સ્હવારે મહારાજા પાછા ફરશે તે પછી, મ્હારા હમેશના નિયમ મુજબ તે વડની નજદીકના મંદિરે દર્શન કરવા હું જઇશ, તે વખતે મ્હારી સાથે એક વિશ્વાસુ દાસી અને રથ હાંકનાર સિવાય બીજું કોઈ નહિ હોય. તું તે રથ હાંકનારને ઠાર કરજે અને પછી તું જ રથી બની રથ હંકારી મૂકજે. પછી કયાં જઈ થોભવું એ વિચાર ત્હને સોંપું છું."

ચોરને યોજના પસંદ પડી. તે વિષયી જેવો વિહ્વળ નહોતો. તેથી જ રાહ જોઇ શકયો—સબુરી પકડી શકયો !

"હું વિશ્વાસ રાખું છું !" તે બોલ્યો.

"હું વચન આપું છું !" તેણીએ પડઘો પાડયો, પણ તે જ

વખતે મનમાં હશી અને મનમાં જ બોલીઃ ' કેવો મૂરખો! ચાલો, અણી ચૂકયો સો વર્ષ જીવે!'

તે ચાલવા લાગ્યો ત્યારે તેણીએ કહ્યું કે, "પાંચમે મજલેથી ઝવેરાતની એક ગાંસડી તો જરૂર લેતો જજે; પાછી આપણને જ કામ લાગશે!"

"નહિ, મ્હોટા ઝવેરાત મેળવ્યા બાદ શું ન્હાનાં ઝવેરાતનો ટોટો પડવાનો હતો?" એટલા જવાબ સાથે તે દીવાલ ઉતરવા લાગ્યો અને જોતજોતાંમાં જમીન પર પહોંચી અંધકારમાં અદૃશ્ય થયો.

(૨)

વડની વડવાઈ બેઉ હાથથી પકડી, હાથો પર મસ્તક ટેકવી, રાજમહેલની બારી તરફ દૃષ્ટિ ઠેરવી, મૂર્તિ જેવું જડ પેલું કોણ ઉભું છે?

એની આંખો પ્રકાશિત પણ જડ હીરા જેવી સ્થિર છે! એની સ્હામેની આખી દુનિયા અદૃશ્ય થઇ છે—સિવાય કે રાજમહેલની એકમાત્ર બારી અને ત્યાં ઉભેલી ત્હેને જ દેખાતી જોગમાયા!

કલાક! બે કલાક! પ્રભાત! ધ્યાનસ્થ ચોર છેક જ જડવત્ બન્યો. આંખો આપોઆપ મીચાઈ ગઈ! દેહભાન ભૂલાઈ ગયું!

લોકો એ રસ્તે થઇને મંદિર તરફ જવા લાગ્યા. આ અવનવું દૃશ્ય જોઈ કુતુહળપ્રેમી લોકો આ અજાણ્યા પાત્રને બોલાવવા લાગ્યા, પણ અવાજો થવા છતાં ઉત્તર નહિ મળવાથી તેમજ શરીરની કાંઇ પણ ચેષ્ટા નહિ જોઈ તેઓએ અનુમાન કર્યું કે તે કોઇ સમાધિસ્થ યોગીશ્વર હોવો જોઇએ!

અને બન્યું હતું પણ એમ કે, મહેલમાંથી પાછા ફરતાં ચોરે પસીનો બહુ વળવાથી ધોતી સિવાયનાં વસ્ત્રો અને તે સાથે શસ્ત્રો મંદિરમાં છૂપાવ્યાં હતાં. ધોતી પણ સ્હવારે આપોઆપ સરી પડી હતી, જેનું ત્હેને ભાને નહતું અને જે ત્યાં જમીન પર પણું હમણાં રહેવા પામી નહતી,–ચોરનોય ચોર કોઈ જાગ્યો હશે!

"તલાવ પર કોઇ યોગીશ્વર આવ્યો છે અને સમાધિ ચ્હડાવી છે" એવી વાત જોતજોતાંમાં શહેરમાં ફેલાઈ ગઈ. લોકોનાં ટોળેટોળાં દર્શને આવવા લાગ્યાં! બપોરે આજુબાજુનાં ગામડાઓમાંથી પણ લોકો આવવા લાગ્યા! સાંજે તો મીઠાઈ અને રમકડાની દુકાનો મંડાઈ,–કારણ કે મ્હોટા મેળામાં તે તો પહેલી જોઇએ! રાત્રે સાધુ-સંતો અને ભકતો ચોતરફથી આવી પહોંચ્યા અને ભજનકીર્તનની ધૂન ચાલી રહી!

પણ આ ધૂન એકતાન બનેલા ચોરના કાન સાથે અથડાઈ પાછી ફરતી! અંદર જવા પામતી નહિ! એને કલાકોનુંય ભાન નહોતું!

વિશાળ **વટવૃક્ષ**ની 'એક' જ ડાળી પકડીને **એક** જ લક્ષ્ય પર સઘળી વૃત્તિઓને જોડીને ઉભેલા 'ચોર'ને ખબરે ન પડે તેમ એક, બે, ત્રણ દિવસ વહ્યા!

બીજે દિવસે રાજા પાસે અવધુતના સમાચર પહોંચી ચૂકયા હતા. અને દિવાને પણ ઇચ્છા દર્શાવી હતી કે ગાદીવારસની ખોટ પૂરવાની આ તક જવા દેવા યોગ્ય નહતી! કારણ કે યોગીની સમાધિ ત્રણ દિવસે ઉતરે તે વખતે જે ઇચ્છા સાથે ત્હેનાં દર્શન કરવામાં આવે તે ઇચ્છા સફલ થાય છે, એવી માન્યતા પ્રચલિત હતી.

ત્રીજે દિવસે સ્હવારે સઘળા રાજવંશી ઠાઠ સહિત રાજા–રાણીએ યોગીનાં દર્શને જવું, એવો ઠરાવ થયો.

રાણીને આગલી રાત્રીએ ખબર આપવામાં આવી હતી. યોગી કોણ હશે એ વાતથી તેણીને કલ્પના પણ નહતી! સ્હવારે વ્હેલી ઉઠી સ્નાન કરી સોળે શૃંગાર સજી પતિની આજ્ઞા મુજબ તેણી તૈયાર થઇ પતિની રાહ જોતી બેઠી હતી. રાજાનાં પગલાં સભળાયાં અને નીચે રથનો ખડખડાટ પણ થયો. દાસીએ ખબર આપી કે દિવાનજી અને ભાયાતો વગેરે રાહ જોતા હતા.

ચાર અશ્વ જોડેલા રથમાં રાજા-રાણી બેઠાં. દિવાન વગેરે પાછળ ચાલતા હતા. રસ્તે જતાં પ્રજાજનોમાં રૂપિયા ઉછળાતા હતા. મધુર વાદ્યો પણ સાથેસાથે વાગી રહ્યાં હતાં.

વડથી થોડેક દૂર રથ થોભાવી રાજા-રાણી ચાલતાં જ વડ પાસે પહોંચ્યાં. કહેવાતા યોગીશ્વરના ચહેરાપર નજર પડતાં જ રાણી પામી ગઇ કે તે કોણ હતો! તેણીને તે સાથે ભય પણ થયો કે રખેને ચોર રાત્રીવાળી ઘટના ખુલ્લી કરે અને રાજા વ્હેમાય! જેમ-તેમ હિંમત એકઠી કરી રાણી નીચે મુખે ઉભી રહી,

હવે વંદનવિધિ શરૂ થઇ. દિવાને યોગીશ્વરને સાષ્ટાંગ દંડવત્ કરી સમાધિ ઉતારવા અને મહારાજાને પુત્રની આશિસ્ આપવા અરજ કરી.

અરજનો કાંઇ જ પડઘો પડયો નહિ!

હવે રાજાએ નશીબ અજમાવ્યું!...યોગીશ્વરના પગપર શિર ઝૂકાવી કૃપા માગી!

આય એક મનુષ્ય હતો કે જે કૃપાની ભીખ માંગી રહ્યો હોવા છતાંય પડઘો પડતો નહતો!—અને જેની સ્હામે તે ભીખી રહ્યો છે તે પણ એક મનુષ્ય હતો કે જેને વગર માગ્યે રાણીએ કૃપા આપવા માંડી ત્યારે સ્વીકારવા ના કહી શકયો હતો!

અને છતાંય સમાજ કહે છેઃ રાજા તે **રાજા** અને ચોર તે **ચોર**!...પણ **ઢોરને** શું ખબર કે ખરૂં **જોર** ક્યું! **ઘોર** નિદ્રામાં પડેલી દુનિયા કૃત્રિમ સિદ્ધાન્તોનો **શોરબકોર** કરતી વૃદ્ધ બની તો પણ ગોર કરતાં શિખી નહિ!

રાજાની પ્રાર્થના ખાલી ગઇ ત્યારે તેણે રાણીને ફરમાવ્યું કે તેણીએ હવે નશીબ અજમાવવું!

આ આજ્ઞા તેણીને માટે ભયંકર હતી પણ બીજો ઉપાય નહતો.

ફરમાવ્યા મુજબ તેણીએ પોતાનું શિર યોગીશ્વરના ચરણપર મૂક્યુ. મ્હોમાંથી તો અક્ષરવટીક ન નીકળી શક્યો.

તથાપિ એ ધ્યેય મૂર્ત્તિનો સ્પર્શ થતાં જ ચોરના આખા બદન-માં વિદ્યુત્‌નો ચમકારો થયો! તે સાથે જ તે ભાનમાં આવ્યો!

ખુલેલાં લાલ નેત્રો સ્થિર થઇ જોવા લાગ્યાં!

ચોતરફથી 'યોગીશ્વર મહારાજની જય!' એવો સંયુક્ત ધ્વનિ થયો.

"આ શું? લોકો કેમ? ધૂમધામ શાની?...અને આ બાજુ મ્હારા પગ આગળ રાણી?...એકલી આવવાની હતી ત્હેને બદલે આટલા મ્હોટા જનસમૂહ સાથે?...અને આ...તો રાજા પોતે! રે એ તો વળી પગે પડે છે!"

ત્હેને આ બધું સ્વપ્ન હોય એમ ઘડીભર લાગ્યું! પણ બીજી જ ક્ષણે એ સ્વપ્નનો ખ્યાલ રાજાએ દૂર કર્યો—કારણ કે તેણે પ્રા-ર્થના શરૂ કરી અને યોગીશ્વરની સમાધિની શક્તિથી પુત્રનું વરદાન પામવાની આશા જાહેર કરી!

હવે તે સ્હમજ્યો! સ્વપ્નમાથી જાગ્રતિમાં હવે તે આવ્યો?

તુરત જ તેણે નેત્રો બંધ કર્યાં અને મનન કર્યું.

એક રાણીનો વિશ્વાસ ! અને તે વિશ્વાસે ત્હેને રાણી જ માત્ર નહિ પણ દરબારીઓ અને પ્રજાજનો સહિત રાજા પણ ત્હેના ચરણોમાં લાવી આપ્યાં હતાં !

આહ ! હવે શું તે રાણીની 'કૃપા' ઇચ્છે ? જેને રાજા **સહિત** રાણી નમે તે શું હવે રાણીનો **ઉમેદવાર** બની શકે ?

**એક**નું જ ધ્યાન ! **માત્ર** એકનું !...પણ તેણે **સઘળું** દૃષ્ટિ સમક્ષ હાજર કર્યું હતું !

**સઘળું** જેને મળ્યું પડયું છે ત્હેને કઇ **એક** ચીજની **ઇચ્છા** રહેવી સંભવે ?

(૩)

મનન પૂરું થયું. આંખો ફરી ખુલી.

" માતા—"

રાણીનો ભય ભૂતની માફક ભાગ્યો ! સાથે જ શંકા અને લજ્જા પણ અલોપ થઈ !

" માતા ! પરમાત્મા ત્હારી ઇચ્છા પૂર્ણપણે પૂરશે !" અને તે મૂઠીઓ વાળીને દોડયો,—દોડયો, દોડયો અને એવો દોડયો કે પાછું ફરીને નજર કરવાએ થોભ્યો નહિ !

એક રાણી એનો ભેદ સ્હમજી, પણ તે સ્હમજીને સમાઇ ગઇ.

રાજા પ્રસન્ન થયો કે ત્હેને યોગીશ્વરના આશિર્વાદથી ગાદીવારસની પ્રાપ્તિ થશે.

સુંદરે સુંદર શબ્દોમાં કહ્યું હતું કેઃ

બહિશ્ચિત્ત ચિતવૈ અનેક,
અંતરચિત્ત ચિતવન એક;
પરમચિત્ત ચિતવન નહિ કોઇ,
ચિતવન કરત બ્રહ્મમય હોઇ !

**અંતરચિત્ત**નો ચમત્કાર જોઇ ચૂકેલો ચોર લોકોમાંથી નાશીને બીજે ક્યાં જાય-સિવાય કે ગુરૂ પાસે, કે જ્યાં ત્હેને એક વધુ લૂટ મળવી શક્ય હતી ! તે લૂટ તે બીજી કોઇ નહિ પણ '**પરમચિત્ત** ચિતવન'ની ચાવી !

મ્હોટામાં મ્હોટા શ્રીમતની ચોરી કરવાની વિદ્યા શિખવનાર ગુરૂને શોધતો શોધતો ચોર હિમાલયના બરફથી ઢંકાયલા શિખરપર આવી પહોંચ્યો, જ્યાં એક ગુફામાં પેલા જૂના જોગી અખંડ જાગતા બેઠા હતા.

ચોરને જોતાં જ યોગી બોલ્યોઃ "કેમ રે, મ્હોટા રાજાઓના ઘરની ચોરી કરતાંય કાંઇ ઊણું રહ્યું કે અહીં આવવું પડયું ?"

"પ્રભો !" ચોર બોલ્યો "તે વખતે મ્હારો ગજ ન્હાનો હતો ! મ્હને સૌથી મ્હોટો શ્રીમંત રાજા જ લાગતો હતો ! પણ હવે એથીએ મ્હોટા શ્રીમંતને મ્હેં ઓળખ્યો છે ! ચોરી જ કરવી તો શું કરવા એટલું અધુરૂં રાખવું ?" અને તેણે સઘળી વીતક કહી સંભળાવી.

"હવે કહે," યોગીએ પૂછ્યું "કે એ સઘળો ખેલ કરનાર-કરાવનાર ત્હારા શિષ્યને ત્હેં ઓળખ્યો ?"

"**મ્હારો** શિષ્ય ?" ચોર બોલ્યો "હું પોતે જ આપનો એક અદનો શિષ્ય થવા આવ્યો છું ત્યા મ્હને શિષ્ય કેવો ! દેવ ! મ્હારો સ્વીકાર કરશો ?"

"એક શરતે !" યોગીએ કહ્યું "ત્હને રાણીપર ફીદા કરાવનાર,

તેણીના વચનપર વિશ્વાસ કરાવનાર, ત્રણ દિવસ સુધી એક જ ર
ત્હેને સ્થિર રાખનાર ત્હારા શિષ્યને **પ્રથમ** ઓળખ, **તો જ**
**ઓળખવાને તું યોગ્ય બનીશ** અને તો જ ત્હેને શિષ્ય
હું સ્વીકારી શકીશ."

થોડીવાર મૌન રહી ચોર બોલ્યો: "દેવ! મ્હેં તે ચકમ ચે
હવે ઓળખ્યો! એનું નામ છે મન! એ જ સઘળા ખેલ
કરાવે છે!"

"ખરૂ ?" યોગીએ કહ્યું "પણ જો તું એને ઓળખી શ
એ નિરંકુશ બેઅદબ ગુલામના સ્વરૂપને પિછાની શકયો, તો તે
પાળેલા કુતરા જેવો થઇ રહેશે! એ જબરો **ભટકાઉ** અને
**ભસનાર** છે, પણ એનુ ભટકવું તથા ભસવું **ત્હારા જ બ**
**આધારે** થાય છે! એ બલ એને **ક્યારે** પીરવું અને **ક્યારે**
તે તું માલીકની 'મોજ' પર અવલંબિત છે. જ્યાં પણ એંઠ ન
પડે છે ત્યાં દોડી જઈ મ્હોં નાખવાની એ શ્વાનને ભૂખડુ
છે, પણ ત્હારી **આજ્ઞા વગર** થતી એવી તમામ ક્રિયા પ્રસંગે
એને એક **લાત** મારી લેવી, એટલે આઘાત પામેલો તે બે
વચ્ચે પૂછડી છૂપાવતો ચૂપાચૂપ **બોડમાં** ભરાઈ બેસશે અને ચો
માફક નીચી નજર ઉંચે કરવાનીય હિમત નહિ કરે! હા, જ
ત્હારી મોજ ત્હેને ફરમાવશે ત્યારે ત્હારા બલને આધારે તે ગમે
શિકારને પણ પકડી ત્હારી સમક્ષ હાજર કરશે અને ત્હેમાં
ઘાલવાની ઇચ્છાયે નહિ કરે! ત્હેની નિરંકુશ સ્થિતિમાં તે અહીં
ભટકવાની અને ભસવાની જ શક્તિ ધરાવે છે, વધુ નહિ;
અંકુશવાળી સ્થિતિમાં તો તે એક પવનવેગી અશ્વની ઝડપ અને
જેવી શિકાર પકડવાની શક્તિ ધરાવે છે અને તે વખતે એનું
પણ ઓર હોય છે. એ તેજ તે પછી એની કૂતરીઓને પીરશે

જેઓ ત્હેને ત્હારી આજ્ઞાનો અમલ કરવાના કામમાં એ જ તેજવડે મદદગાર થશે. અને ખરેખર તે દૂત્તાને એક બે નહિ પણ દસ સ્ત્રીઓ છે, જેમાંની પાંચને જ્ઞાનેન્દ્રિયો અને પાંચને કર્મેન્દ્રિયો એવા નામથી તું જાણે છે !"

"સ્હમજ્યો, દેવ !" ચોર બોલ્યો "હજી કાંઈ ફરમાવો.'

**યોગી:**—પ્રથમ તો જે વૃત્તિઓ ત્હારા ચિત્તમાં ઉદ્ભવીને ત્યાંથી વિષયો (objects) તરફ જાય છે ત્હેમને જવા ન દે, રોકી રાખ.

**ચોર:**—સ્હમજ્યો, દેવ !

**યોગી:**—પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોથી દુનિયા અને દુનિઆમાંના પ્રાણી પદાર્થ બન્યા છે. તેઓ પૈકીના આકાશનો ગુણ **શબ્દ** છે અને તે **કાનોનો** વિષય છે. કાનોને શબ્દનું જ્ઞાન થાય છે તે બીલકુલ **સહજ** હોય છે, જ્યારે બાકીની ચાર ઈન્દ્રિયો (સ્પર્શ, રૂપ, રસ, ગંધ) ને પોતાના વિષયોને ગ્રહણ કરવા સારૂ કાંઈ નહિ ને કાંઈ શ્રમ સેવવો પડે છે (જેમકે, રૂપ જોવા સારૂ આંખો ખોલી જોવું પડે છે); તેમજ વળી શબ્દ અથવા નાદમાં મન જેટલું તલ્લીન થાય છે તેટલું બીજા કોઇ વિષયમાં થતું નથી. તેથી 'શબ્દ' માં મન લાગવાથી સઘળી ઈન્દ્રિયોની ક્રિયા અટકી પડે છે અને ચિત્ત આકાશ જયેમ વ્યાપક અને **નિષ્ક્રિય** બને છે. **કયા શબ્દમાં** મન લગાવવું સ્વાભાવિક થઈ પડે તે હું હમણાં જ કહીશ, પણ તે પહેલાં કહી લઉં કે, મન કે જેનું સ્વરૂપ જ સંકલ્પવિકલ્પ છે તે કાં તો ભૂતકાળનું સ્મરણ અને કાં તો ભવિષ્યનુ ચિંતન કરવાની હઠ કરે છે: વર્ત્તમાનના વિચાર તો પ્રમાણમાં ઘણા જ થોડા. તેથી મનને **એકજ** ચિંતવનમાં રોકી

દેવું કે જેથી ભૂત–ભવિષ્યનાં સ્મરણ–ચિંતન થવા ન પામે અર્થાત્ ચિત્તવૃત્તિઓનો નિરોધ થાય.

**ચોરઃ**—'શબ્દ' માં મન કેમ લગાડવું તે ફરમાવશો, ગુરો ?

**યોગીઃ**—શ્વાસોશ્વાસની ક્રિયાનું બરાબર અવલોકન કરીશ તો ત્હને માલુમ થશે કે ચોવીશ કલાકમાં ૨૧૬૦૦ શ્વાસોશ્વાસ ચાલે છે. જરા વધુ બારીકીથી અવલોકન કરીશ તો જણાશે કે પ્રત્યેક શ્વાસોશ્વાસમાં અંદર ખેંચાતા શ્વાસમાં **स** એવો ધ્વનિ અને બહાર કઢાતા શ્વાસમાં **ह** એવો ધ્વનિ સભળાય છે. આ **स**કાર અને **ह**કાર પર વધારે બારીક અવલોકન કરશે તો અંદર ખેંચેલા વાયુમાં **सो** અને હોઠ બંધ કરી બહાર છોડાતા વાયુમાં **हम्** એવો ધ્વનિ સંભળાશે...**सो–हम्...सो**=તે; **ऽहम्**=હું...'તે હું'...તે કે જેની શોધમાં આખી દુનિયા ફરે છે તે જ હું....ઈશ્વર હું... બ્રહ્મ હું...હું પોતે 'તે' હોવાથી તો દમબદમ **सोऽहम्** નો જાપ આપોઆપ મ્હારા સ્થુલમાં પણ ચાલ્યો રહે છે !

**ચોરઃ**—આશ્ચર્ય ! મ્હારી અંદર જ મ્હારો ઈશ્વર અહોનિશ નાદ કરતો રહ્યો છે–પોતાના હોવાપણાનો ઢંઢેરો પીટતો રહ્યો છે–તે છતાં હું અધાપિ પર્યંત ત્હેનાથી અજ્ઞ જ રહેવા પામ્યો છું !

**યોગીઃ**—શ્વાસોશ્વાસને **સાધી** ત્હારા લક્ષમાં બેસાડશે તો એ 'અભ્યાસ' ને પરિણામે ત્હારું દેહાભિમાન નહિવત્ થવા પામશે, ચિત્તની શુદ્ધિ થશે, 'જ્ઞાન' થશે. આ પ્રમાણે અભ્યાસ ચાલુ રાખવાથી ત્હારો મન નામનો શિષ્ય ત્હને પૂર્ણ અધીન થશે અને ચિત્તવૃત્તિઓનો નિરોધ થવાથી તું 'યોગી' બનીશ. વૃત્તિઓ મનની સખીઓ છે. મન ચૂપ થયું એટલે વૃત્તિઓનો ખેલ પણ અટક્યો અને પછી આત્મજ્ઞાનની પ્રાપ્તિ સુલભ થાય. પણ હવે હું જઈશ;

હમણાં મ્હારો શિષ્ય અત્રે આવશે તે ત્હને કાંઇ અભ્યાસ કરાવશે.

યોગી ગયા અને શિષ્ય (જેને યોગીઓની ભાષામાં "ડૉજો" કહે છે) આવી પહોંચ્યો. આવતાં જ તેણે 'ધૂણી'માં **ચાર લાકડાં** નાખી ધૂણીને પ્રદિપ્ત કરી અને ચોરને ઉદ્દેશીને કહ્યું: "ગુરૂસ્થાનમાં આવેલા નૂતન મિત્ર! ધ્યાન આપ! હિરણ્યગર્ભ પોતાની રાત્રીનો આરંભ થતાં જ આ જગતનો પ્રલય કરે છે,—અને તેવી જ રીતે આપણ યોગીબાલો પિણ્ડ–બ્રહ્માણ્ડનો લય કરી **શૂન્યમાં** ડેરો નાખીએ! આવ, આવ, પૃથ્વીતત્ત્વનો લય કર! બોલ: '**પૃથ્વીમાં પૃથ્વી મળો! ૐ ગુરૂનો આદેશ!**'

"આહ! સુષુમ્ણા પ્રદિપ્ત થાય છે! પૃથ્વી ફાટે છે! જબરા કડાકા થાય છે! સ્થાવર જંગમ સર્વ કાંઇ એક બીજા સાથે અથડાઇ એક બીજામાં મસળી જઇ પૃથ્વીના એક પિણ્ડ રૂપ બને છે! નદીઓ અને પહાડો, વૃક્ષો અને મહેલો,—રે અજ્ઞાનના દારૂથી છકી દુનિયાનું અધિપતિપણું પોતા પાસે હોવાનો દાવો કરતી આખી મનુષ્યજાતિ જોતજોતાંમાં અદૃશ્ય થાય છે! થોડી મીનીટ પહેલાં પોતાના પેટ પર રૂઆબથી પગ મૂકી ચાલતા ઘમંડી મનુષ્યને ચુપચાપ સહન કરી રહેતી પૃથ્વીમાં આટલી બધી શક્તિ છૂપાયલી પડી હશે એવું કોઇએ સ્વપ્નમાં પણ નહિ ધાર્યું હોય!

"પણ સ્હામેથી પેલું કોણ ધસ્યું આવે છે! ઓહ! એ તો જળની રેલ! હ, હં! પૃથ્વીનો ગુણ જે 'ગંધ' તેણે જ ત્હેને આમંત્રણ આપ્યું લાગે છે.

"બોલ: '**જળમાં જળ મળો! ૐ ગુરૂનો આદેશ!**' જોયું? ચોતરફ જળ જ જળ ફેલાઇ રહ્યું! નક્કર પૃથ્વી પ્રવાહી રસ બની ઘૂઘવે છે અને ઉછાળા મારે છે! નક્કર રૂપે સ્થિર દેખાતી

મૈયામાં કેટલું સામર્થ્ય છૂપાયલું પડયું હતું તે હવે તેણીના આ દેદારથી સ્હમજી લે! કેટલી બધી શક્તિ છૂટી થઈ છે, અને કેવી આકાશ સુધી ઉછળી રહી છે!

"પણ જો! એ જળનો ગુણ જે 'રસ' તે તેજને માંગી રહ્યો છે! બોલ, બોલ: '**તેજમાં તેજ મળો! ૐ ગુરૂનો આદેશ!**'...આહા, સૂક્ષ્મ અગ્નિ ચોતરફ જ્વાળાઓ ફેંકી જળને શોષવા લાગ્યો! આકાશમાંનો સૂર્ય પણ ઢંકાઈ ગયો! આખું આકાશ પણ જ્વાળાઓથી પ્રકાશમય બન્યું! જળમય પૃથ્વી સદંતર તેજો-મય બની! કેવું દિવ્ય દર્શન!

"પણ, આશ્ચર્ય! અગ્નિનો ગુણ જે 'રૂપ' તે પોતાના પતિ વાયુને આવ્હાહન કરે છે! બોલ, બોલ: '**વાયુમાં વાયુ મળો! ૐ ગુરૂનો આદેશ!**'...જોયો પેલો રાક્ષસી બદનવાળો મદમાતો છકેલો વાયુ પૂર જોશથી ધસ્યો આવે છે તે! અગ્નિને તે શાન્ત કરે છે અને તેણીના આખા બદન પર પોતાની ગાદી જમાવે છે! તેજોમય પૃથ્વી સદંતર વાયુરૂપ બની ધૂધવાટ કરે છે! છાતી પત્થરની કરજે, આ મસ્તી જોઈ રહેવાને પણ વજ્રની છાતી જોઇએ!

"અને હવે જો એ વાયુના ચેકડા! તે આકાશ સુધી ઉછળે છે! હા, હા, સ્હમજ્યો! વાયુનો ગુણ જે સ્પર્શ તે આકાશને ભેટવા ઇચ્છે છે! બોલ, બોલ: '**આકાશમાં આકાશ મળો! ૐ ગુરૂનો આદેશ!**'...

"વાહવાહ! વાયુને ભેટતાં જ આકાશ ત્હેને ગળી જાય છે! સારી સૃષ્ટિ આકાશમય બની ગઈ! રૂપ અને રસ, સ્પર્શ અને ગંધ કાંઇ હવે ન રહ્યું! માત્ર વર્ણવિભાગ વગરનું આકાશ, કે જેનો ગુણ 'ધ્વનિ' છે તે નાદ કરી રહ્યું છે! આહ, કેવો ઘેરો

નાદ એકસરખો ચાલી રહ્યો છે! આ નાદ મ્હારા હૃદયનો કબજો લેછે! એની એ જોહુકમી પણ કેવી મીઠી લાગે છે! અરે, આ પ્યારો જુલમગાર તો ધીમે ધીમે મ્હારા ખૂણે ખૂણા પર આસન જમાવવા લાગે છે! મ્હને નિદ્રા જેવી અસર થવા લાગે છે!"

અને એટલું બોલતાંમાં તો યોગીબાળ નાદબ્રહ્મમાં લીન થયો! અક્રિય થયો!

ચોર પણ નાદબ્રહ્મમાં લીન થયો!

તેઓને હમણાં ચન્દ્રમા ગળી ગયો હતો!...બ્રહ્મનું સમષ્ટિ મન એ જ ચન્દ્રમા!

આ સ્થિતિ પછી એને જ્ઞાન આપવું નિષ્ફલ નહિ જાય એમ સ્હમજી યોગી તે વખતે ત્યાં હાજર થયા, અને પોતાના યોગબળથી બન્નેને જાગ્રત્ સ્થિતિમાં પાછા આણ્યા.

બન્ને શિષ્યોએ પ્રણામ કર્યાં. પછી યોગીએ પોતાના જૂના શિષ્યના હાથમાં કેટલાક તાડપત્રના લેખો મૂક્યા અને કહ્યું: " લે, આ ગુપ્ત નોંધપોથી! ત્હારા આ નવા મિત્રને એમાંથી જીરવાય એટલું થોડું થોડું વાંચી સ્હમજાવજે. એને એથી **માર્ગ** મળશે અને ત્હને **પૂર્ણતા** મળશે. પણ ખબરદાર, **અતિ સહાયનો** દોષ રખે કરતો! એ જિજ્ઞાસુને પોતાને મનન કરવા દેજે, એકાએક ત્હેને સ્પષ્ટીકરણ કરી સ્હમજાવવાની 'ખુજલી'ને વશ રખે થતો! એની પાસે પુષ્કળ 'તપ' કરાવજે! **પૂરી** કિંમત ભરાવજે! આંખો ઉંચી જાય એટલી હદની કિંમત ભરાવજે! એમ તો એ પક્કો ચોર છે, પરન્તુ '**પ્રમાણિક** ચોર' છે! પારકી મહેનતનું કાંઈ પણ પૂરો પસીનો વળ્યા વગર લેવા ન ઇચ્છે એવો **ખાનદાન ચોર** છે, જેથી પારકા પસીના પર પોતાની 'શાહુકારી' સ્થાપતા કીડાઓ જેવો 'મક્તીઓ' તો નથીજ!

તો પણ, હવે એને અનુભવ કરાવજે કે ત્હેની પ્રમાણિકતા જેટલી કિમત ભરી શકે છે ત્હેના કરતાં પણ ત્હારો **યોગ** વધારે કિમત વસુલ કરવાની તાકાદ ધરાવે છે ! આ નોંધપોથીમાં તું **નવ નોંધો** જોશે. એકંદર ૨૪ 'નોંધો' છે, જેમાંની ૧૫ હવે પછી **ત્હારી** યોગ્યતા જોયા બાદ આપવામાં આવશે. હા, **ત્હારી** યોગ્યતા ! **શિખનાર** કરતાં **શિખવનાર**ની યોગ્યતા પર વધારે લક્ષ આપવું જોઇએ છે. દુનિયાને યોગ્યતા વગરના શિક્ષકોએ જ 'કંગાલ' બનાવી છે ! દુનિયાના લોકો નીતિથી અને ધર્મથી પોતાને અગવડ કે કષ્ટ ભોગવવુ પડશે એ **ભયથી** અનીતિ સેવે છે કે જે એમને ઓર વિશેષ 'કંગાલ' બનાવે છે; અને દુનિયાના લોકોના શિક્ષકો **ભલાઈ** અને **દયા**ના રોગથી 'કંગાલ' બની એ કંગાલ્યતને જ પવિત્રતાનું મ્હોટું નામ આપી લોકોને ઓર વધુ કંગાલ્યતના ઢોળાવપર ગબડાવે છે ! આપણ યોગીઓનો ધર્મ એ બન્ને કંગાલ્યતોથી 'ચેતતા'– જાગ્રત્–'અખંડ જાગ્રત્' રહેવું એ જ છે. એ 'જાગ્રતિ' પોતા પર જ બલાત્કાર કરાવે તો પછી બીજાની દયા એને સ્પર્શે પણ ક્યાંથી ? જે અખંડ બળતા અગ્નિ સ્હામે આપણે અહોરાત્રી અડ્ડો જમાવી બેસીએ છીએ તે અગ્નિ જેવા 'તેજોમય' અને તેવા જ 'સર્વભક્ષી' થવાની આપણામાં તાકાદ ન ખીલવીએ તો આપણી ઉપાસના સર્વ વ્યર્થ છે ! યાદ રાખજે, બરાબર યાદ રાખજે, બચ્ચા ! કે યોગીઓ અને જ્ઞાનીઓને મ્હોટામાં મ્હોટો ભય કોઇ દિશાનો હોય તો તે **સત્ત્વની** દિશાનો જ ! એ સુવર્ણ બેડીને તોડે નહિ તે યોગીનો બચ્ચો નહિ ! "

અને એટલુ બોલતાંમાં તો યોગી પોતાની સમાધિગુહા તરફ પવનવેગે ચાલ્યો ગયો.

( ૪ )

હવે આપણા ચોરને ન્હાનીશી લંગોટ આપવામાં આવી! શરીરે અખંડ બળતી 'ધૂણી'ની 'ખાખ' ચોળવામાં આવી! દિનચર્યા અને રાત્રીચર્યાના ઉગ્ર નિયમો આપવામાં આવ્યા. અને જ્યારે ન્હાના-માં ન્હાની ક્રિયા પણ **વિના પ્રયાસે** પરિપૂર્ણ બનવા પામે એટલી હદ સુધી એનું મન કેળવાયું ત્યારે એને યોગીની નોંધપોથીમાંથી શિક્ષણ આપવાની શરૂઆત કરવામાં આવી.

એ નવ નોંધો નીચે મુજબની હતી.

## નોંધ ૧ લી.

**શિષ્ય, જિજ્ઞાસુ, ભક્ત, વિચારક કે શોધકને* પુરૂષાર્થથી જે પરમસત્ય પ્રાપ્ત થાય તે આ પ્રમાણેનું:—**

| 'अस्ति.'[૧] | 'भाति.' | 'प्रिय.' | 'नाम-रुप.' |
|---|---|---|---|
| = | = | = | = |
| પંચભૂતાત્મક ઇશ્વરીય[૨] સૃષ્ટિ. | ચાર ખાણ.[૩] | 'આત્મા.'[૬] (મનોમય સૃષ્ટિ) | સ્થૂલ-સૂક્ષ્મ. |
| 'महाकरण' ('શીવ' ભાન) | | | 'જીવ' માન. |

માણસ 'મરે' ત્યારે નામ-રૂપ મટી જાય, પરન્તુ અંતર સંપત્તિ રૂપ કર્મવિપાક[૪] જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી, **શીવ** એટલે

---

* શોધક દશામાં 'પ્રમાણિક' શોધને પરિણામે મનુષ્ય જે જાણી શકે છે તે એ કે પોતે જીવ, વ્યક્તિ, મર્યાદિત શક્તિવાળો પ્રાણી છે, અને પોતાની હયાતી અમર્યાદ શક્તિવાળા ઇશ્વર (શીવ)ને આભારી છે. પોતાની અશક્તિનું ભાન જ એને ઇશ્વરની માન્યતા આપે છે. 'જીવ' 'શિવ' એ બે શ્રદ્ધાઓ (convictions) રૂપી સ્થંભો ઉપર એના જીવન-

કલ્યાણ અથવા મોક્ષ જ એને એના કારણ–બીજથી એનું મન જ્યાં હોય ત્યાં ત્હેનામાંના પવન અને અગ્નિ (=પ્રાણો) કે જે મૃત્યુ-

ની ઇમારત ઉભી હોય છે. વાંચીને કે સાંભળીને માત્ર 'માની' લેવાની આ વાત નથી. વાંચેલા–સાંભળેલા પર સ્વતંત્ર રીતે પોતાના અનુભવ અને બુદ્ધિના ઉપયોગ પૂર્વક મનન કરતાં આવી એને 'શ્રદ્ધા' સ્વભાવતઃ રચના પામે. અને તો જ તે 'પ્રમાણિક માન્યતા'–પોતાની માન્યતા કહેવાય, અને તે દ્વારા તે આગળ વધી શકે.

૧ મહાકારણ અથવા ઇશ્વરને अस्ति, भाति, प्रिय રૂપે અથવા सत्, चिद्, आनंद રૂપે માનવાનું સ્વાભાવિક કારણ એ છે કે મનુષ્ય પોતાને નાશવંત, જડ, દુઃખમય જુએ છે અને તેથી ઉલટા ગુણો જ ઇશ્વરમાં તે ઇચ્છે અને તેથી તેવી જ કલ્પના કરી શકે. આ ત્રિપુટી પર અનેક દિશાથી–અનેક દૃષ્ટિબિંદુથી પ્રકાશ નાખીને જોવું જોઇએ. એમ કરવાથી જ્ઞાન ઘણું વિસ્તરવા પામશે અને દિવ્યતા પ્રગટશે.

૨ કુદરતી જગત્, કે જે મનુષ્યને આકાર બદલતું પણ સદંતર નાશ ન પામી શકે એવું લાગે છે તે.

૩ કુદરતી જગત્ અથવા પાંચભૂતોના જોડાણથી બનતાં વિવિધરૂપોઃ સ્વેદજ, અંડજ, જરાયુજ, ઉદ્ભિજ્જ. (ચાર 'યોની,' ચાર 'ગતિ')

૪ કર્મ એટલે ક્રિયા નહિ પણ ક્રિયા કરાવનાર મનની જંખના, તૃષ્ણા, અમુક ભોગ ભોગવવાની વાસના પ્રકટી હોય તે. એ વાસના કે તૃષ્ણા મનુષ્યના કારણ શરીરમાં હોય અને તે જ પોતાની તૃપ્તિ માટે પુનર્જન્મ લેવડાવે. નિયમ છે કે દરેક તૃપ્તિ યજ્ઞ માગે! તૃપ્તિ માંગતી વાસના જ ક્રિયા–પ્રતિક્રિયા (action and re-action) માં ધકકેલે, એ બન્ને દ્વારા 'પીડા' થાય, એ વડે જ અનુભવ થાય અને અનુભવવિસ્તાર જ મુક્તિદ્વારે પહોંચાડે! કેવી ભયંકરતા રૂપ હયાતી! 'ભુક્તિ જ બંધન રચે છે' અને 'મુક્તિ જ પુનર્જન્મ નામની ભેટ કરે છે' એ સૂત્રની ગંભીરતા કોણ સમજે?

૫ Things are attracted by the nature of the Sub-conscious mind. માણસના ઉપર જે ગુજરે છે તે તમામ તેણે એક વાર

કાળ સુધી સાથે હોય છે ત્હેમની મારફત મોકલે છે અને ત્યાં પછી એ બીજને અનુરૂપ નામ-રૂપ આવી મળે છે.[૫]

---

ઇચ્છેલું હતું !–એટલું જ કે એના જાગતા ભાનને ત્હેની ખબર નથી. જે કાંઈ બને છે તે સિવાય બીજું બની શકત જ નહિ, અને ઇચ્છવાજોગ પણ હોય નહિ. પોતાને ' જોઇતું' હતું તેજ મનુષ્યે પોતે ઘડ્યું હતું !

૬ 'Atma' or the 'Joy' in Existance—this 'beautiful' conception demands terrible searching. No Shástra will tell one what this *really* is, as the highest Shástras themselves honestly confess. They have spoken of it in very beautiful and tempting terms and dictated activities that would *lead* one to this Kâshi or Luminous Eternal Town, but have at the same time always preserved their 'honesty before the eagle-eyed ones' by saying that it is accessible only to those "few" who have unlearnt all Shástras and have purged themselves of all conceptions, all learning, all followings as so many 'Vásaná's,—to the unclad 'Gopi'! All that they are meant for is to tempt man to act, think, desire *whole-heartedly* regardless of ease and possession, of 'green garden' and honour dependent on public opinion, so that the healthy tension would create a pleasant sensation which in its turn would enable him to *dare* and *enjoy* all daring. This *result*, of course, cannot be generated by any theory however abstract or however grand. The keen-eyed one has to remember that Sanskrit words are not *mere* words, but they are so formed as

# नोंध २ जी.

## પ્રત્યક્ષ* આત્માને ત્હેની ઉંચી ભૂમિકાથી જ્યાં જ્યાં નજર પડે ત્યાં ત્યાં જે આપોઆપ 'દેખાય' છે ×તે:—

to convey certain sense, to connote certain thing or feeling or action or state; and that as the very word suggests, Sanskrit is a cultured language, the language 'built' by a highly cultured race which needs select words to express in shortest space its choicest experiences and sentiments. Let him also bear in mind that the higher the growth, the greater is the mysticism. Greatness instinctively loves the Veil! So little is spoken and so much is kept 'understood'! Keeping this much before his mental eyes, let one refer to a Sanskrit Dictionary and see the derivation of the word 'Atma', then let him think out the various attributes given by all bible-writers to Atma. He will then have quite a new light! At a stroke he will then understand what was meant by तप, ध्यान, योग, ज्ञान, त्याग, प्रेम, मुक्ति, and he will no longer stand in need of choosing between theism and atheism, between मायावाद and ब्रह्मवाद, between the so-called शुद्धाद्वैत and partial अद्वैत.

* જેને અંદર પ્રકાશ થયો હોય એવો મનુષ્ય.

× પહેલી નોંધમાં મથાળે 'પ્રાપ્ત કરવાનું' લખ્યું હતું, આ નોંધમાં 'દેખાય' છે એમ લખ્યું છે. પહેલી દશામાં માણસ 'શોધનાર' હોય છે; બીજી દશામાં શોધવું લગભગ સંપ્યું હોય છે. તે જ્યાં નજર કરે ત્યાં એની અંદરનો પ્રકાશ પડે અને 'દેખાય'. He 'finds', not 'seeks'.

| 'अस्ति.' | 'भाति.' | 'प्रिय.' |
|---|---|---|
| = | = | = |
| હિરણ્યગર્ભ જ્યોતિ. | 'પ્રત્યક્' આત્માને મહાન જ્યોતિના પ્રકાશથી દેહદ્વારા દેખાય છે તે. | મન કે જે 'સારી'–'માઠી' ઇચ્છાવડે પાક (પરિણામ) નીપજાવે છે તે. |
| ઇશ્વર. | જગત્[1] | જીવ. |
| अ | उ | म् |

ॐ

આનું જ નામ 'ત્રિવેણી સંગમ'! એ જ ॐ! એ ત્રિવેણી-સંગમ અથવા ॐ સાથે પોતાના મનને જે **જોડે** છે તે જ જોગી (યોગી).

એ જોડાયલું ભાન યોગની પ્રક્રિયાવડે ઉપજાવ્યા બાદ એને કાયમની ભૂમિકારૂપ બનાવવા માટે 'અભ્યાસ' તરીકે યોગી રટન કરે છે કે:—

**" ત્રિવેણીકે તીરપે, સાધો ! જલાહલ જ્યોત !**
**" ચીંટીકા[2] સંચર નહીં, પાવ પલક મત છોડ[3] ! "**

---

૧ પહેલી નોંધમાં 'સૃષ્ટિ' શબ્દ હતો ત્હેને બદલે આ નોંધમાં 'જગત્' શબ્દ છે. સૃષ્ટિ શબ્દ સર્જવાની ક્રિયા સૂચવે છે અને તે દ્વારા જ કર્ત્તા સૂચવે છે. જગત્ શબ્દ નિરંતર વહન સૂચવે છે અને તે વહન પણ 'દેખાય છે.'

૨ કીડી પણ જ્યાં પ્રવેશ પામી શકે નહિ એટલું નક્કર–ઠસોઠસ–જ્યોતિમય ભાન.

૩ એ ભાનમાં કોઇ પણ જાતના વિકલ્પને ક્ષણભર પણ પ્રવેશ કરવા દેતો નહિ! એ ભાનને સ્થાયી બનાવ! ભૂમિકારૂપ–પ્રકૃતિરૂપ–instinct રૂપ બનાવ. 'ભાવ'ને 'ભાન' બનાવ! સ્વભાવને સ્વરૂપમાં પલટાવ! નીચલા ભાનપર આવવા જેવો 'પ્રમાદ' ક્ષણભર પણ થવા દેતો ના! 'અખંડ જાગ્રત્' રહે!

# નોંધ ૩ જી.

જમણી આંખ તે 'ઇન્દ્ર' ('પુરૂષ').

ડાબી આંખ તે 'વિરાટ'* (ઇન્દ્રાણી, પ્રકૃતિ, 'ઇન્દ્ર'નું 'ભોજ્ય').

'ઇન્દ્ર'–'ઇન્દ્રાણી'ને આંખોને સ્થાનેથી સુષુમ્ણા માર્ગે હૃદયને સ્થાને લાવે તો ત્યાં તેઓનો પરસ્પર સંયોગ થઇ જમણી આંખની ઉપરનો ભાગ કે જેને '**ત્રિકુટી મહેલ**' અથવા '**દશમ દ્વાર**' કહે છે ત્યાં આપોઆપ જ્યોતિ પ્રકટે. +

---

* વિરાટ શબ્દનો અર્થ સંસ્કૃત કોષમાં આ પ્રમાણે છે: Inner beauty, Spelndour, a Kshatriya, the first progeny of Brahma. જર્મન ફીલસુફ ફ્રેડરિક નિત્શે 'Will-to-power' એ શબ્દથી જે ભાવ સૂચવવા માગે છે તે આ હોય. 'પુરૂષ, અને હેની ઇચ્છાશક્તિ (નહિ કે 'ઇચ્છા'), એમ જે દ્વંદ્વ યોગીઓને મુખે રમી રહ્યું હોય છે તે દ્વંદ્વમાંની ઇચ્છાશક્તિ એ જ વિરાટ અથવા Will-to-Power. 'ઇન્દ્ર' પોતાની એ Will-to-power ની 'મસ્તી' જોઇને જ પ્રસન્ન થાય. આ ઇચ્છાશક્તિ એ કોઈ 'કલ્પના' કે 'સ્વપ્ન' નું નામ નથી, પણ dynamic power (શક્તિ) છે. દરેક વિજેતા કે યોદ્ધામાં તે હોય છે. મહાભારતની પાંડવવનવાસવાળી ઘટના અહીં યાદ કરવા જેવી છે. પાંડવો બાર વર્ષ દેશવટો ભોગવવા બાદ (અર્થાત્ બાર વર્ષ સુધી પાંચ ઇન્દ્રિયોને બાહ્ય ક્રિયાઓમાં પ્રવર્તાવ્યાબાદ અને એ રીતે સહનશક્તિ ખીલવ્યા બાદ) એક વર્ષ વિરાટનગરીમાં રહ્યા હતા–અને છૂપે વેશે રહ્યા હતા; અર્થાત્ ઇન્દ્રિઓને અંતર્મુખ પ્રવર્તાવી હતી તેથી એમની ઇચ્છાશક્તિ એટલે અંશે પ્રકટી કે એ વડે એમણે ગુમાવેલું રાજ્ય પાછું મેળવવાનો પુરૂષાર્થ સેવ્યો અને હેમાં વિજય મેળવ્યો.

+ ઇચ્છાશક્તિ જેનામાં પ્રદિપ્ત થઇ છે એવો માણસ ઉપર કહેલી

## નોંધ ૪ થી.

મેરૂના ઉચ્ચતમ શિખર પરનો અનુભવઃ—

| ભૂમંડળમાં સર્વત્ર વિશ્વજ્યોતિ. | = | પિણ્ડ-બ્રહ્માણ્ડમાં વ્યાપ્ત ચિત્ત ચૈતન્ય. | = | પ્રાજ્ઞ બુદ્ધિ (મનુષ્ય દેહનો નિર્લેપ સાક્ષી.) |
|---|---|---|---|---|

**ત્ર ણે અ ભિ ન્ન.**

સ્થૂલથી કે સૂક્ષ્મથી પિણ્ડમાં કે બ્રહ્માણ્ડમાં સ્વેચ્છાપૂર્વક થતા 'વ્યાપાર' (=ક્રિયા, કર્મ, activity)ની જે બાહ્ય અસર ત્હેને 'કારણ' (effect) કહે છે. પ્રત્યેક 'વ્યાપાર' પાછો પ્રતિક્રિયા (re-action)નું રૂપ લે અને જ્યાંથી તે જન્મ્યો હતો ત્યાં અસર ઉપજાવે. જો તે

---

ક્રિયાનો અભ્યાસ કરે તો એનામાં જ્ઞાનનો પ્રકાશ થાય છે. આ જ્ઞાન, બુદ્ધિવાદ વડે કરાતાં અનુમાનો અને શોધોનાં જે પરિણામને સામાન્ય રીતે જ્ઞાન કહેવામાં આવે છે ત્હેનાથી ભિન્ન હોય છે. દીવાની જ્યોતથી ચીજ આપોઆપ દેખાય, હાથ પસારીને અંધારામાં ચીજ શોધાય છે એમ નહિ; આ દૃષ્ટાંત ઉપર કહેલાં બે જાતનાં જ્ઞાનો વચ્ચેનો મહાન ભેદ સ્હમજવામાં સહાયક થઇ પડે એવું છે. આ જ્ઞાન જે કાંઇ દૃશ્ય દેખાડે તે દૃશ્ય બીજાઓને ગમે તેવું ભયંકર લાગવા છતાં જેને તે દેખાયું ત્હેને તો આનંદ રહે છે નિત્શે આને Joyful Wisdom એવું નામ આપે છે. Alexender Dumas "Count of Monte Cristo" નામના પોતાના નૉવેલમાંના નાયકની કલ્પના કરવામાં આ જ્ઞાનનો પ્રતિનિધિ આળેખવા ઇચ્છતો જણાય છે. આટલી હકીકત સ્હમજ્યા પછી એ નૉવેલ વાંચનારને ઘણો રસ પડવા સાથે ઘણું શિખવાનું મળશે. મહાભારતના અભ્યાસીને તો આ કાઉન્ટ ઑફ મૉન્ટીક્રિસ્ટો ઓર વિશેષ પ્રકાશ પાડનાર થઇ પડશે અને શક્તિ દુનિયાવી જીવનમાં—ન્હાની મ્હોટી ઘટનામાં—કેવી રીતે કામ કરે એની વિગત જાણવા મળશે. ત્યાં પણ નાયકને ( પાંડવોને જેમ વનવાસમાં મોકલ્યા છે તેમ ) જેલના ભોંય-

વ્યાપાર વ્યક્તિગત ભાનમાંથી પ્રગટ્યો હોય તો પ્રતિક્રિયા વ્યક્તિગત મનને જરૂર 'દુઃખ'રૂપ અસર ઉપજાવે; જો તે સમષ્ટિ ભાનમાંથી પ્રગટ્યો હોય તો પ્રતિક્રિયા સમષ્ટિપર પડવાથી અને વ્યાપી જવાથી વ્યક્તિના મનને દુઃખરૂપ થઈ શકતી નથી અને જો તે પ્રાજ્ઞબુદ્ધિનો વ્યાપાર હોય તો પ્રતિક્રિયા એ અગ્નિને સવિશેષ પ્રદિપ્ત કરનાર થઇ પડે.

## नोंध ९ मी.

| अ | उ | म् | | ॐ |
|---|---|---|---|---|
| અધઃશૂન્ય | મધ્ય શૂન્ય | ઉર્ધ્વશૂન્ય | } | (ચૈતન્ય) |
| (ચંચલ મન) | (સબલ પવન) | (જીવ) | | |

ચોથો—કેવલ પરબ્રહ્મ.

---

શામાં મોકલ્યો છે અને ત્યાં એક જ્ઞાનીની અદ્ભૂત સોબત ('સત્સંગ')ની યોજના કરી છે. મહાન પ્રવૃત્તિઓ ફતેહમંદીથી કરનાર તે નાયક ક્યાંથી લેપાતો નથી, એ તો એની ખાસ ખૂબી છે. શત્રુઓ ઉપર વૈર લેવાની રીત પણ મહત્તાસરી છે, અને કોઈ પણ વૃત્તિને તાબે થતો નથી એ એની અદ્ભૂતતા છે. પુસ્તકની ખાસ ખૂબી તો એ છે કે એમાં અશક્ય ઘટનાનો ઉલ્લેખ મુદ્દલ નથી અને દરેક ઘટના વિસ્તારથી તેમજ સુયુક્ત અપાઇ છે. એ પુસ્તક કથાના રસ ખાતર તો ઘણાઓ વાંચે છે પણ ધર્મજ્ઞાનવાળાઓ પોતાના જીવનને દિવ્ય બનાવવાના માર્ગસૂચન તરીકે એ ગ્રંથનું વાંચન કરવા પ્રેરાયા હોય એમ દેખાતું નથી એ જ આજના જમાનાનું 'નિર્માલ્ય'પણું.

The material world is the play-ground and also the object of enjoyment, of the Will-to-Power in Man. As the Man harbours the Woman in his heart so does the Yogi harbour the Universe in his heart But he enjoys her not at her bidding, not under compulsion or out of *need*, but out of overflowing energy and hence his actions are 'beyond good and evil' and are in the long run always beneficial to the progress of mankind.

શીવાજી નામક ભવ્ય 'મૂર્તિ' ઘડનાર કુશળ 'કારીગર' રામદાસ સ્વામીએ આ અનુભવ આ પ્રમાણે 'ગાવા' પ્રયત્ન કર્યો હતોઃ—

અનુહાત વાજવી પુંગી, બાવા જોગી !
અનાદિ જુગાચા અતીત, દોની દોઉ મન પવન સૂત,
જાલી શીવલી સત્ય ધાતુત, ચૌખાણીચી કેલી વિભૂત,
લાવીલી અંગી—અનુહાત૦

ચૌ શૂન્યાચા ઘાતલા વાટા, ગગન શૂન્યાત ગોવીલ્યા જટા,
ત્યાણે મેરૂચા કેલા સોટા, સમસાગર હે કેલે ગોટાં
મીનમાર્ગી—અનુહાત૦

ચૌદા ચક્રાચી બાંધલી મઠી, હાતી ઘેઉન જ્ઞાન તુંબડી,
ચન્દ્ર સૂર્ય દીપ જોડી, લાવિલી સિંગી,—અનુહાત૦

અસા તો સંન્યાસી નિર્ગુણ, નિર્લોભ નિરંજન,
કરતો ત્રિવેણીચે સ્નાન, દીસતો ભમરગુંફેતુન,
અસા તો જોગી—અનુહાત૦

અસા તો ગોસાવી ભેટલા, પિયાલા બ્રહ્મીચા પાજલા,
રામદાસ ત્યાચા ચેલા, જુગાનજુગી,—અનુહાત૦

યોગીબાવા 'અનહદ નાદ'નું બ્યુગલ વગાડે છે !

અનાદિ યુગોથી (સ્વભાવતઃ) અતીત (નિર્લેપ) એવો તે મન અને પવન (પ્રાણો) એ બે નામના તાંતણાવડે સત્ય નામની જાળી ગુંથે છે ! ચાર ખાણ (સ્વેદજ, અંડજ, જરાયુજ અને ઉદ્‌ભીજ)ની તેણે ભસ્મી બનાવી છે અને હેને અંગપર (સ્વરૂપ પર) લગાવી છે !

ચારે 'શૂન્ય' ( અધઃશૂન્ય, મધ્ય શૂન્ય, ઉર્ધ્વ શૂન્ય અને મહાશૂન્ય ) નોહિસાબ ચૂકતે કર્યો છે ! એ ચારે શૂન્યોરૂપી જટાને ગગનશૂન્યમાં અર્થાત્ હૃદયરૂપી ગુહામાં મિલાવી દીધી છે !

મેરૂ* ( દૃષ્ટિનો અગ્ર, દૃષ્ટા ભાવ )નો સોટો બનાવી સાતે સાગર (સપ્ત ધાતુ )ને એકાકાર કર્યા,—એ મહદ્ કાર્ય તેણે કેવી રીતે કર્યું તે કોણ જાણી શકનાર છે?—કારણ કે એ કાર્ય મીન–માર્ગીનું છે. ( માછલીની ગતિ, ન કળી શકાય એવી ગતિ—અથવા વિહંગમ ગતિ એટલે પક્ષીની ગતિ–જેવી એ ક્રિયા છે ).

ચૌદ ચક્રનો ( પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને ચાર અંતઃકરણો તેમજ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એવી એ ચૌદ પૈકી દરેકની ત્રણ ત્રણ ત્રિપુટીઓ—એમ સર્વનો ) તેણે મઠ બનાવ્યો છે, અને હાથમાં જ્ઞાનરૂપી તુબડી રાખી છે ! ચંદ્ર (અપાન) તથા સૂર્ય (પ્રાણ) બન્ને પ્રકાશોને ત્રિકુટ પર સરખી લીટીમાં લાવે છે, તેથી સિંગી વાગે છે અને અણહદ નાદનો સાક્ષાત્કાર થાય છે !

---

* દૃષ્ટિનો અગ્ર ( દૃષ્ટા; દૃષ્ટા–દૃશ્ય–દર્શન એવી ત્રિપુટીનો પણ જે દૃષ્ટા તે, નિરપેક્ષ દૃષ્ટા ) એ જ 'મેરૂશિખર'; ઉંચી ભુમિકાપર સ્થિત થઇને વિશ્વને જોનાર. એ દૃષ્ટાની સ્હામે સત્રાવી (મૂળ માયા) નામની સુંદરી ઉભી છે ! અનુષ્ઠાન (અનુભવ) કરવા ઇચ્છનારે એ સુંદરીનો અનુભવ લેવાનો છે—'દૃષ્ટા'નો કાંઇ ઓછોજ અનુભવ લેવાય છે ! તેણીએજ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રને પ્રસવ્યા છે ! અને ચાર વાચા ( પરા, પશ્યન્તી, મધ્યમા, વૈખરી ) પણ તેણીએ જ પ્રકટાવી છે ! અને તે છતાં તેણી હમેશ કન્યારૂપે રહે છે, કે જે કન્યા 'પરવસ્તુ' ( શુદ્ધ ચૈતન્ય ) માંથી પ્રગટી હતી !

બ્રહ્મા=સર્જન શક્તિ, Creative power. વિષ્ણુ=વ્યાપક શક્તિ, વિકાસ શક્તિ, પાલન અને પ્રગતિ કરનાર શક્તિ, The power that developes and exploits. રૂદ્ર ( શંકર )=સંહારક શક્તિ, સડો અટકાવનાર શક્તિ, રૂપાંતરની ભૂમિકા તૈયાર કરનાર શક્તિ.

પરાનું સ્થાન નાભી, પશ્યન્તીનું સ્થાન હૃદય, મધ્યમાનું સ્થાન કંઠ, અને વૈખરીનું સ્થાન મુખ.

એવો તે નિર્ગુણ, નિર્લોભ, નિરંજન 'સંન્યાસી' છે! ત્રિવેણીનું સ્નાન કરે છે! ભ્રમરગુફામાંથી દેખાય છે,–એવો તે 'યોગી' છે!

એવો તે ગોસાંઈ (યોગીશ્વર) મ્હને ભેટયો અને મ્હને બ્રહ્મીનો પ્યાલો (જ્ઞાનકેફ) પાયો! અને કાં ન પાય?–કારણ કે હું રામદાસ એ યોગીશ્વરનો અનંતકાળથી શિષ્ય છું!

## नोंध ६ ठी.

ધડ અધડસેં અવાજ કૈસે હોતા જી?
કૌન ભરતા? કૌન ઉડાતા જી?
કૌન નિસાન ઠેરાતા હૈ? ધડ અધડસે૦

**ओहं** ભરતા, **सोहं** ઉડાતા જી;
ચૈતન્ય નિસાન ઠેરાતા હૈ. ધડ અધડસે૦

બંદૂક નહીં વાકો, ગજ નહીં હોતાજી,
બિન ગોલી માર લેતા હૈ. ધડ અધડસે૦

હોતા અવાજ કોઇ ગ્યાની નર સુનતાજી,
સમજ સમજ મુસકાતા હૈ! ધડ અધડસે૦

**ओहं–सोहं** એ જાપનો અભ્યાસ કરવાથી મન અમન થાય છે અને વૃત્તિ મધ્યસંધિમાં ઠેરવાથી અહંસ્ફૂર્તિ ધલાઇ જાય છે, જેને પરિણામે **सोहं सोहं** એવી અખંડ ધ્વનિ–અનહદનાદ વિના–પ્રયત્ને સંભળાયા કરે છે. કરવાપણું ત્હેમાં ન હોય. તેમજ ત્રિકુટીમાં તુરત સુરત એક કરવાથી દશમદ્વાર માંહેની જ્યોતિનો પણ સાક્ષાત્કાર થાય, કે જે સાક્ષાત્કાર સ્થુલ ચક્ષુથી નહિ પણ ત્રીજે ડોળો કે જેને 'શીવયોગીનો ડોળો' કહે છે ત્હેના વડે થાય.

આ અભ્યાસમાં ધ્યાન જ્યોતિનું (સગુણનું નહિ); ફ્ક્ત નિર્ગુણ નિરાકાર.

ત્રિકુટ મહેલ પર જ્યોત જલત હૈ,
　　　　ચૌદિશ ભયા ઉજીયારા !
જ્યોત પ્રકાશી રૂ દરશન પાયા,
　　　　મિટા ચૌરાશીકા ફેરા !
શૂન્ય શિખર ઘર મેરા, મેરે અવધૂ !
　　　　**શૂન્ય શિખર ઘર મેરા !**

—કબીર.

* * *

ગગનમંડલમેં ઝુંડા રોપ્યા, બંગલા અજબ બનાયા,
ત્રિકુટિસંગમ 'બાલક' ખેલે, એસા રૂપ દિખાયા—
**'નગર'મેં 'રમતા રાવલ' આયા !**

—ગોરખનાથ.

* * *

જલમલ જલમલ જ્યોત જલત હૈ, આરીસેમેં આરસી !
**આપમેં** ખોજો, હો સાધો !—સદ્દગુરૂ બોલે 'ફારસી' !

* * *

## नोंघ ७ मी.

કુંડલિની કે જે અધોમુખ છે અને તેથી સુષુમ્ણાદ્વાર બંધ રહે છે તે કુંડલિનીને ઉર્ધ્વમુખ કરવાની જરૂર છે. તે બે રીતે થઇ શકે: (૧) ગુદાને એડીથી બંધ કરી પ્રાણાયામ કરવા 'પુરક–રેચક–કુંભક ગુરૂ બતાવે તેવી રીતે કરવા.) (૨) સ્વતઃ કરવા યોગ્ય રીત એ છે કે, શ્વાસોશ્વાસ સાથે જાપઅજંપા **ઉલટી રીતે** જપવા, અને રેચકને લંબાવતા જવું.

'મૂલ' બાંધો, 'નામ' શોધો,
પિઓ અચ્છા પાન રે.
સુષુમ્ણા ઘર કરો આસન,
મિટે આવાજાન રે !

* * *

પ્રાણ હૃદયસ્થાનમાંથી બહાર નીકળી બાર આંગળના અવકાશમાં ગમન કરે છે, જ્યાં થોડો વખત સ્થિર રહી, ત્યાંથી અપાન રૂપ ધારણ કરી પુનઃ હૃદયકમળમાં જ સ્થિર થાય છે. હૃદયમાંથી જે શ્વાસ બહાર આવે છે તે સૂર્ય પ્રમાણે ગરમ હોવાને લીધે ત્હેને 'સૂર્યસ્વર' અથવા 'પ્રાણ' કહે છે. આ પ્રાણ જ્યારે બહારથી ફરી હૃદયમાં આવે છે ત્યારે તે ઠંડો થાય છે તેથી ત્હેને 'અપાન' અથવા ચંદ્રસ્વર કહે છે. તાત્પર્ય કે, સૂર્ય (પ્રાણવાયુ) હૃદયને ગરમ રાખે છે, જેથી ખાધેલા અન્નનું પાચન થાય છે.

હવે અપાન રૂપી ચંદ્ર જે વખતે બહાર નીકળી પ્રાણરૂપી સૂર્યમાં લીન થાય છે તે વખતે હૃદયકમલમાં અનંત તત્ત્વો–મુખ્યત્વે ૬૦ થી ૬૫ તત્ત્વો–પ્રકટ થાય છે, જે તત્ત્વોમાં મન સ્થિર કરવાથી સુખદુઃખાતીત થવાય છે.

તે જ પ્રમાણે, પ્રાણરૂપી સૂર્યસ્વર અપાનરૂપી ચંદ્રમાં લીન થાય તો જન્મ–મરણ ટળે છે અને મોક્ષ થાય છે.

**દેહ હી મેં એક દેવ બિરાજે,**
**ગુરુ ગણેશા બૈઠા હોજી;**

ત્રિકુટિ મહેલપે હુઆ ઉજીયારા,
દ્વાદશ અંગુલ* પૈઠા;
મોરે સાધો ! ઐસી અલખ નિશાની હોજી !
ગુરૂગમ્ય વિરલે જાની;
મોરે સાધો ! ઐસી 'અનુભવ' નિશાની હોજી !

—મત્સ્યેન્દ્રનાથ.

* * *

અનહદ શબ્દ ઉઠે રણુકાર,
ઉહાં વસીયે સોહી દરબાર—
ઠાકોર મેરા, અનહદ શબ્દ ઉઠે રણુકાર !

કાયાનગર અવિનાશીરાજા હોજી,
ગુરૂ મેરા નિરાધાર,
આતમરા આધાર,
ઘડીપલક અબ કૈસે ભૂલું ?
દમદમ હરદમ ચેત સંભાલ ! ઉહાં વસીએ૦

ઇડા પીંગલા સુષમણ શોધો હોજી,
જહાં ચડે મેરૂદંડ પવન દો ધાર,
ત્રિવેણીકે પેલે પાર
અગમ ખુલ ગયે બીશ કમાડ ! ઉહાં વસીએ૦

---

* ત્રિકુટિથી બાર આંગળ ઉંચે બ્રહ્મરંધ્ર, ત્યાંની જ્યોતિમાં ભળાઈ જઇ પોતે જ જ્યોતિસ્વરૂપ થયો (યોગને હિસાબે) તેમજ (જ્ઞાનને હિસાબે) બાર (પાંચ ભૂત, મન, બુદ્ધિ, અહંકાર, કાલ, દેશ, ગુણ, કર્મ)ના આઘાતથી ઉત્પન્ન થતી 'સૃષ્ટિ'ને વટાવી ગયો.

ઉંચે ચડકર અગમ ઘર ગોતો હોજી,
જાકુ મેરે સદ્‌ગુરૂ દેત સિઆર*
ઉલટા પવન ગગનમેં ડોલે,
જલમલ જ્યોતિ અલખ અપાર !— ઉહાં વસીએ૦

શશી ઘર શૂર, શૂર ઘર શશી હોજી,
જહાં ચંદ્રમા સુરજ ઝળકે ઝણકાર,
ત્રિવેણિકે પેલે પાર
અખંડ બરશે અમિરસધાર !—ઉહાં વસીએ૦

જો જન ચલે અગમસે આગે હોજી,
જહાં ઉડે ન પંછી, લગે ન વાર,
અગમ અગોચર દૂર પિયાણુ,
શૂન્યમેં દરશે અલખ અપાર !—ઉહાં વસીએ૦

જ્ઞાનપુરિ સદ્‌ગુરૂજીકે શરણે હોજી,
જાકી નૂરતસુરત અગમ હૈ ધાર,
ઉંચો પરશ્યો ગઢ ગિરિનાર,
ભગવી ધ્વજા ફરકે ગુરૂદ્વાર—ઉહાં વસીએ૦

—જ્ઞાનપુરિ.

* * *

પ્રાણવાયુ બહાર કહાડી જેટલો વખત સ્થિર રાખશો તો (=બહિર કુંભક) તેટલો વખત કલ્પના થવા જ પામશે નહિ (તુષ્ણી સ્થિતિ અથવા નિર્વિકલ્પ હાલત થશે) અને સર્વ ભ્રાન્તિ દૂર થશે. અપાન સ્વરને (ચંદ્ર સ્વરને) અંદર સ્થિર રાખશો તો (=અંતર

* ઇસારો.

કુંભક) પરમ પદની પ્રાપ્તિ થશે. આ બન્ને કુંભક રેચક-પૂરક વગર પણ થઇ શકે છે, પરન્તુ અભ્યાસીએ તો ચારે પ્રાણાયામો શિખવા જોઇએ; તો જ ઉપર કહેલો 'કેવલ કુંભક' થઇ શકે.

* * *

ચંદ્રમા સુરજ દોઉ ઉલટ સમાણા,
ચૌદિશ ભયા કે ઉજિયારા
મેરે સદ્‌ગુરુ દાતાજી! અગમ નિશાન તુમ્હારા હોજી!
—ગોરખનાથ.

* * *

બંકનાડ, બહે કરાડ,
ચંદા સૂરજ સાખીયા!
ગંગા-જમુના હુઆ મેલા
ત્રિવેણી બિરાજ્યા!

—ધૂણીનાથ.

* * *

દોઉ સુર સાધી જગાવે કોઉ ભઠ્ઠી,
માંહ્ય અમિરસ ભરિયા ભાઇ હોજી!
આવન-જાવનકા મિટ ગયા શેષા,
ટૂટ ગઇ જમફાંસી!
ગગનમંડળ ઘર કિજે, હો યોગી!
શૂન્ય શિખર ગર બાંધો રાજેસર!
બંકનાડ રસ ઉલટી નાડરસ પિવણા હોજી!
મૈંને મેરે બિતર સુરંગ ચલાઇ,
ભેટયા ગઢરા રાજા હોજી!

મનવા મેરા શિખરગઢ ચઢિયા—
  સો મગન હુઆ રંગ લાગા હોજી।
ગગનમંડલમેં રહત હમારી,
  શૂન્યશિખર ઘર મેલા હોજી।
કહે કબીર સુન ભાઈ સાધો।
  ઔર ન દૂંગા ફેરા હોજી।

—કબીર.

* * *

ખૂબ 'ખબર' કર 'ખોજો' કાયા ગુરૂગમસે—
  ગુરૂગમસે રે ખૂબ ખબર કર ખોજો કાયા હરદમસે।
ઔઘટ ઘાટ ફિરકે આયા, ઓહં સોહંસે તાર લગાયા
  ત્રિવેણી જા તાર મિલાયા રે
  સો ચલના હૈ ભાઈ અગમસે—અગમસેરે ખૂબ ખબર૦
**ચાચરી—ભૂચરી—ખેચરી** માયા, વાસનાકી પૂતલી લેકે છિપાયા।
  અખંડ જ્વલિત જ્યોત જગાયા રે
  સો ગુરૂકે ઇલિમસે—ઇલિમસેરે ખૂબ ખબર૦
**અગોચરી** અનહદ ધૂન ગાજે, અહોનિશ અમર પુરૂષ બિરાજે,
  ક્રોડો દીન લાજેરે સો સુષમણકે સંગમસે—સંગમસેરે૦
ભ્રમરગુહામેં બ્રહ્મનિશાની, ચંદ્રમા સૂરજ દોઉ ઉલટ સમાયા રે,
  ઝંકનાડ રહેજે ઘર આયા, સો ઉગ્યા હૈ ભાઇ અગમસે—અગમસે રે.
નાદ બુંદ એક ઘર લાયા, ઇસિ બિધ પૂરણબ્રહ્મ કમાયા રે,
  જિનુ ખોજ્યા તિનુ પાયા, સો ગુરૂકે કદમસે—કદમસે રે૦

* * *

સ્વરૂપ; કાન અને મ્હોં આકાશના સત્ત્વગુણ તથા રજોગુણ સ્વરૂપ; એ રીતે અખીલ સૂક્ષ્મ સૃષ્ટિ અપંચીકૃત ભૂતસ્વરૂપ છે, એમ ચિંતન કરીને અપંચીકૃત ભૂતોનું પણ લયચિંતન કરવું.

* * *

પૃથ્વી જલનું 'કાર્ય' છે, તેથી જલસ્વરૂપ છે.

જલ તેજનું 'કાર્ય' છે, તેથી તેજસ્વરૂપ છે.

તેજ વાયુનું 'કાર્ય' છે, તેથી વાયુસ્વરૂપ છે.

વાયુ આકાશનું 'કાર્ય' છે, તેથી આકાશસ્વરૂપ છે.

આકાશ તમોગુણપ્રધાન પ્રકૃતિનું કાર્ય હોઇ પ્રકૃતિસ્વરૂપ છે.

માયાની અવસ્થા વિષે પણ પ્રકૃતિ છે, તેથી પ્રકૃતિ માયાસ્વરૂપ છે.

પ્રધાન, પ્રકૃતિ, માયા, અવિદ્યા, અજ્ઞાન એ સર્વ **એક** જ વસ્તુનાં ભિન્નભિન્ન **નામો** છે. (બધાં કાર્યોને પોતામાં લીન કરીને **પ્રલયમાં સ્થિત જે ઉદાસી સ્વરૂપ** ત્હેને 'પ્રધાન' કહે છે. સૃષ્ટિના ઉપાદાન યોગ્ય તમોગુણપ્રધાન સ્વરૂપને 'પ્રકૃતિ' કહે છે. જેમ દેશ-કાલ આદિ **સામગ્રી વગર** દુર્ઘટ પદાર્થોની ઇંદ્રજાળથી ઉત્પત્તિ થાય છે ત્યાં ઇંદ્રજાળને 'માયા' કહે છે, તેમ અદ્વિતીય એવા બ્રહ્મમાં ઇચ્છાદિ દુર્ઘટ છે ત્હેને ઉત્પન્ન કરે છે તેથી 'માયા' કહેવાય છે. સ્વરૂપને આચ્છાદિત કરે છે તેથી 'અજ્ઞાન' કહે છે. બ્રહ્મવિદ્યાથી નાશ થાય છે એ કારણથી એને વળી 'અવિદ્યા' પણ કહેવાય. તેમજ ચૈતનના આશ્રય વગર **સ્વતંત્ર** અસ્તિત્વ ન હોવાથી 'શક્તિ' પણ કહેવાય છે.) આમ પ્રકૃતિ આદિ 'પ્રધાન'ના જ ભેદ છે, જેથી પ્રધાનસ્વરૂપ છે. તે પ્રધાન બ્રહ્મચૈતનની શક્તિ પુરૂષથી જૂદી નથી તેમ ચેતનમાં પ્રધાનરૂપ શક્તિ બ્રહ્મચેતનથી જૂદી નથી. **એવી રીતે** આત્માથી જૂદા મનાતા તમામ પદાર્થો અને ભાવોને બ્રહ્મવિષે લયચિતન કરીને 'તે અદ્વય બ્રહ્મ હું જ છું' એમ અદ્દવું.

મહાવાક્યનો વિચાર કરવા છતાંય, બુદ્ધિમંદતાના કારણથી કે કોઇ પ્રતિબંધને લીધે, જેને અપરોક્ષ જ્ઞાન (realization) ન થવા પામે તેણે ઉક્ત લયચિંતનરૂપ **ધ્યાન** અવશ્ય કરવું.

* * *

**ધ્યાન** અને **જ્ઞાન**માં ભેદ છે.

કોઇ પદાર્થનું પ્રત્યક્ષ **જ્ઞાન** કરવામાં પદાર્થ અને ઇન્દ્રિ એ બેની જરૂર છે. જેનું જ્ઞાન કરવું છે તે પદાર્થને 'પ્રમેય' (=માપવાનો -જાણવાનો વિષય) કહે છે, અને જ્ઞાન કરનાર ઇન્દ્રિને 'પ્રમાણ' [=માપનાર, જાણનાર, કિંમત આંકનાર, Valuator) કહે છે. જ્ઞાન કરવામાં 'પ્રમાણ' અને 'પ્રમેય' બેની આવશ્યકતા હોય. આ ક્રિયા **વિધિ** (આજ્ઞા, પ્રેરણા) અને **પુરૂષની** ઇચ્છાને અધીન નથી, જ્યારે ધ્યાન તો આ બેઉને અધીન છે. ધ્યાન પ્રેરણા કે આજ્ઞાથી જ થવા પામે અને ત્હેમાં પુરૂષની ઇચ્છા, વિશ્વાસ (faith), આગ્રહ (હઠ) અવશ્ય જોઇએ.

અંતઃકરણની કામના રૂપ **રજોગુણની** વૃત્તિ એનું નામ 'ઇચ્છા'.

નિરંતર ધ્યેયાકાર ચિત્તવૃત્તિ તે 'ધ્યાન'. વૃત્તિમાં વિક્ષેપ થાય તો **હઠ**થી–આગ્રહથી–બલાત્કારથી વૃત્તિને પુન. સ્થિર કરવી, તો જ 'ધ્યાન' થાય.

* * *

ધ્યાનની રીત વિચારીએ:–

ૐ ('પ્રણવ' અક્ષર)માં બ્રહ્મસ્વરૂપ શ્રદ્ધવું. તે પ્રણવરૂપ બ્રહ્મ હું જ છું, એ રીતે ક્ષણમાત્ર અંતરરહિત પોતાની મતિને સ્થિર કરવી. એ, પ્રણવની 'ઉપાસના' અથવા 'ભક્તિ' અથવા 'ધ્યાન'.

એ ઉપાસના બે પ્રકારે થઈ શકે, બ્રહ્મને સગુણ કલ્પીને ત્હેમાં

જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ 'અવસ્થા'ઓનો પણ જે 'સાક્ષી' તે તુરીય !

જે કાંઇ દેખાય છે તે બધું 'અવિદ્યા' અથવા 'માયા'. સત્ત્વ, રજસ્, તમસ્ એ ત્રણે ગુણો પણ 'અવિદ્યા'. તેથી પાર થવાનો પુરૂષાર્થ કરવો.

જેને લોકો 'જાગ્રતિ' કહે છે તે તો મ્હોટામાં મ્હોટું અર્થાત્ દીર્ઘકાળનું સ્વપ્ન ! એ બન્ને 'અવસ્થા'ઓ ભ્રમ છે.

જ્યારે જ્ઞાન થાય છે ત્યારે ઉપલી બે અવસ્થાઓ તે હું નહિ એમ તે સ્હમજે છે; તો પણ હું કોણ એવું ભાન હજી ઉગ્યું હોતું નથી.

સુષુપ્તિ તે જ છે કે જ્યાં પોતાનું જ્ઞાનસ્વરૂપ કળતું નથી. કારણ કે એ સ્થિતિમાં આપણો અહંકાર અંધકારમાં લય થાય છે.

પછીની જે તુરીયાવસ્થા ત્હેનો અનુભવ પોતાના અનુભવથી જ લેવો.

જાગ્રત્–સોવત્–સુષુપ્તિ નિદ્રા*
**તુરીયામાં તાર મિલાયા.**
બોલે મત્સ્યેંદર સુનો ગોરખજી
**જિનુ ખોજ્યા તિનુ પાયા !**

---

* ત્રણે સ્થિતિઓ નિદ્રારૂપ એટલે અંધકાર અથવા અજ્ઞાનરૂપી આવરણથી ઘેરાયલી છે. એ ત્રણેના તાર તુરીયામાં મેળવવા, એટલે કે અન્વય–વ્યતિરેક (Synthesis & Analysis) થી પોતાના સાક્ષીપણાને ઓળખી લે તેજ સ્વસ્વરૂપને પામે. અહીં સોમિયાને અવકાશ નથી,– પોતે 'શોધવું' જોઇએ, પુરૂષાર્થ જોઇએ.

## નોંધ ૮ મી.

**જેમ** માટીની વસ્તુઓ અંદરથી અને બહાર માટી જ છે, અર્થાત્ માટીનાં સર્વ 'કાર્યો' માટીસ્વરૂપ જ છે; અને **જેમ** ફીણ વગેરે જળનાં 'કાર્યો' જલસ્વરૂપ જ છે; **તેમ** જે જેનાં 'કાર્યો' છે તે હેના કારણસ્વરૂપથી ભિન્ન નથી.–અર્થાત્ 'કાર્ય' **એ 'કારણ'સ્વરૂપ જ છે.**

બધા 'પ્રપંચ'નું* મૂળ 'કારણ' **ઈશ્વર** છે; તો સઘળો પ્રપંચ ઈશ્વરસ્વરૂપ જ છે! બધાં 'કાર્યો' ઇશ્વરસ્વરૂપ જ છે! અને એ ઇશ્વર તે હું પોતે–એ પ્રમાણે 'લયચિંતન' કરવું.

સ્થૂલ બ્રહ્માણ્ડ પંચીકૃત ભૂતોનું 'કાર્ય' છે. તે એવી રીતે કે: પૃથ્વીનું 'કાર્ય' તે પૃથ્વીસ્વરૂપ, જલનું કાર્ય તે જલસ્વરૂપ, ઇત્યાદિ. તેમજ પંચીકૃત ભૂતો વળી અપચીકૃત ભૂતોનું 'કાર્ય' છે; જેથી, અપંચીકૃતસ્વરૂપ જ પંચીકૃત ભૂતો છે. અને અંતઃકરણાદિ સૂક્ષ્મ સૃષ્ટિ પણ અપંચીકૃત ભૂતોનાં 'કાર્યો' હોઇ તે પણ અપંચીકૃતભૂતસ્વરૂપ જ છે. તેમાં અંતઃકરણો બધા ભૂતોના **સત્ત્વગુણ**નાં 'કાર્ય' અને તેથી સત્ત્વગુણસ્વરૂપ છે; ભૂતોના **રજોગુણ** અંશનું કાર્ય જે પ્રાણ તે રજોગુણસ્વરૂપ છે; ગુદાઇન્દ્રિય પૃથ્વીના **રજોગુણ** અંશનું કાર્ય હોઇ તે પૃથ્વીના રજોગુણ સ્વરૂપ છે; ઘ્રાણેન્દ્રિય પૃથ્વીના **સત્ત્વ**ગુણ અંશનુ કાર્ય હોઇ તે સત્ત્વગુણસ્વરૂપ છે; રસના તથા ઉપસ્થ જલના સત્ત્વગુણ તથા રજોગુણ સ્વરૂપ; આંખ અને પગ તેજના સત્ત્વગુણ સ્વરૂપ; ત્વચા અને હાથ વાયુના સત્ત્વગુણ તથા રજોગુણ

---

* પ્રપંચ (પ્ર=આગળ ને આગળ, વિશેષે + પંચ=પંચભૂત)= પાંચ ભૂતોને વિશેષે ફેલાવવા તે, અથવા પાંચ ઇન્દ્રિયોને ક્રિયામાં ધકેલવી તે; ક્રિયામાત્ર. ક્રિયામાત્રનું મૂળ ઇશ્વર (Will-to-Power)

સ્વરૂપ; કાન અને મ્હોં આકાશના સત્ત્વગુણ તથા રજોગુણ સ્વરૂપ; એ રીતે અપ્પીસ સૂક્ષ્મ સૃષ્ટિ અપંચીકૃત ભૂતસ્વરૂપ છે, એમ ચિંતન કરીને અપંચીકૃત ભૂતોનું પણ લયચિંતન કરવું.

* * *

પૃથ્વી જલનું 'કાર્ય' છે, તેથી જલસ્વરૂપ છે.
જલ તેજનું 'કાર્ય' છે, તેથી તેજસ્વરૂપ છે.
તેજ વાયુનું 'કાર્ય' છે, તેથી વાયુસ્વરૂપ છે.
વાયુ આકાશનું 'કાર્ય' છે, તેથી આકાશસ્વરૂપ છે.
આકાશ તમોગુણપ્રધાન પ્રકૃતિનું કાર્ય હોઇ પ્રકૃતિસ્વરૂપ છે.
માયાની અવસ્થા વિષે પણ પ્રકૃતિ છે, તેથી પ્રકૃતિ માયાસ્વરૂપ છે.

પ્રધાન, પ્રકૃતિ, માયા, અવિદ્યા, અજ્ઞાન એ સર્વ **એક** જ વસ્તુનાં ભિન્નભિન્ન **નામો** છે. (બધાં કાર્યોને પોતામાં લીન કરીને **પ્રલયમાં સ્થિત જે ઉદાસી સ્વરૂપ** ત્હેને 'પ્રધાન' કહે છે. સૃષ્ટિના ઉપાદાન યોગ્ય તમોગુણપ્રધાન સ્વરૂપને 'પ્રકૃતિ' કહે છે. જેમ દેશ-કાલ આદિ **સામગ્રી વગર** દુર્ઘટ પદાર્થોની ઇંદ્રજાળથી ઉત્પત્તિ થાય છે ત્યાં ઇંદ્રજાળને 'માયા' કહે છે, તેમ અદ્વિતીય એવા બ્રહ્મમાં પ્રપંચાદિ દુર્ઘટ છે ત્હેને ઉત્પન્ન કરે છે તેથી 'માયા' કહેવાય છે. સ્વરૂપને આચ્છાદિત કરે છે તેથી 'અજ્ઞાન' કહે છે. બ્રહ્મવિદ્યાથી નાશ થાય છે એ કારણથી એને વળી 'અવિદ્યા' પણ કહેવાય. તેમજ ચૈતનના આશ્રય વગર **સ્વતંત્ર** અસ્તિત્વ ન હોવાથી 'શક્તિ' પણ કહેવાય છે.) આમ પ્રકૃતિ આદિ 'પ્રધાન'ના જ ભેદ છે, જેથી પ્રધાનસ્વરૂપ છે. તે પ્રધાન બ્રહ્મચૈતનની શક્તિ પુરૂષથી જૂદી નથી તેમ ચેતનમાં પ્રધાનરૂપ શક્તિ બ્રહ્મચેતનથી જૂદી નથી. **એવી રીતે** આત્માથી જૂદા મનાત તમામ પદાર્થો અને ભાવોને બ્રહ્મવિષે લયચિંતન કરીને 'તે અદ્વય બ્રહ્મ હું જ છું' એમ શ્રદ્ધવું.

મહાવાક્યનો વિચાર કરવા છતાંય, બુદ્ધિમંદતાના કારણથી કે કોઇ પ્રતિબંધને લીધે, જેને અપરોક્ષ જ્ઞાન (realization) ન થવા પામે તેણે ઉક્ત લયચિંતનરૂપ **ધ્યાન** અવશ્ય કરવું.

* * *

**ધ્યાન** અને **જ્ઞાન**માં ભેદ છે.

કોઇ પદાર્થનું પ્રત્યક્ષ **જ્ઞાન** કરવામાં પદાર્થ અને ઇન્દ્રિ એ બેની જરૂર છે. જેનું જ્ઞાન કરવું છે તે પદાર્થને 'પ્રમેય' (='માપવા'નો –જાણવાનો વિષય) કહે છે, અને જ્ઞાન કરનાર ઇન્દ્રિને 'પ્રમાણ' [=માપનાર, જાણનાર, કિંમત આંકનાર, Valuator) કહે છે. જ્ઞાન કરવામાં 'પ્રમાણ' અને 'પ્રમેય' બેની આવશ્યકતા હોય. આ ક્રિયા **વિધિ** (આજ્ઞા, પ્રેરણા) અને **પુરૂષની** ઇચ્છાને અધીન નથી; જ્યારે ધ્યાન તો આ બેઉને અધીન છે. ધ્યાન પ્રેરણા કે આજ્ઞાથી જ થવા પામે અને ત્હેમાં પુરૂષની ઇચ્છા, વિશ્વાસ ( faith) , આગ્રહ (હઠ) અવશ્ય જોઇએ.

અંતઃકરણની કામના રૂપ **રજો**ગુણની વૃત્તિ એનું નામ 'ઇચ્છા'.

નિરંતર ધ્યેયાકાર ચિત્તવૃત્તિ તે 'ધ્યાન'. વૃત્તિમાં વિક્ષેપ થાય તો **હ**ઠથી–આગ્રહથી–બલાત્કારથી વૃત્તિને પુન. સ્થિર કરવી, તો જ 'ધ્યાન' થાય.

* * *

ધ્યાનની રીત વિચારીએ:–

ૐ ('પ્રણવ' અક્ષર)માં બ્રહ્મસ્વરૂપ શ્રદ્ધવું. તે પ્રણવરૂપ બ્રહ્મ હું જ છું, એ રીતે ક્ષણમાત્ર અંતરરહિત પોતાની મતિને સ્થિર કરવી. એ, પ્રણવની 'ઉપાસના' અથવા 'ભક્તિ' અથવા 'ધ્યાન'.

એ ઉપાસના બે પ્રકારે થઈ શકે; બ્રહ્મને સગુણ કલ્પીને ત્હેમાં

મતિ સ્થિર કરવાથી, અગર બ્રહ્મને નિર્ગુણ કલ્પીને ત્હેમાં મતિ સ્થિર કરવાથી.*

કાં તો **પરબ્રહ્મ**રૂપથી પ્રણવનું ચિંતન કરાય, અગર તો **અપરબ્રહ્મ**-રૂપથી ( નિર્ગુણ બ્રહ્મ તે જ પરબ્રહ્મ અને સગુણ બ્રહ્મ તે અપરબ્રહ્મ ).

પરબ્રહ્મ રૂપથી પ્રણવનું ચિંતન કરે તો મોક્ષ થાય; અપરબ્રહ્મ-રૂપથી કરે તો બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય.

નિર્ગુણ ઉપાસનાનો પ્રકાર આ પ્રમાણેઃ—જે કાંઈ 'કારણ' 'કાર્ય' વસ્તુ છે તે ઓંકાર સ્વરૂપ છે, તેથી સર્વ રૂપ ઓંકાર છે. હરએક પદાર્થમાં **નામ** અને **રૂપ** એવા બે 'ભાગ' છે,–જો કે 'રૂપ' ભાગ પોતાના 'નામ' ભાગથી પ્રથક્ નથી. નામસ્વરૂપ જ રૂપભાગ છે; કેમકે પદાર્થનું 'રૂપ' (=આકાર)એ ત્હેના **નામ**થી નિરૂપણ કરીનેજ **ગ્રહણ** અથવા **ત્યાગ** થાય છે. કાંઇ નહિ ને કાંઇ નામ બોલ્યા વગર કેવળ આકારથી વ્યવહાર સિદ્ધ થતો નથી. એ જોતાં 'નામ' જ **સાર** છે. અને 'આકાર'નો નાશ થવા બાદ પણ 'નામ' શેષ રહે છે–જેમકે ઘટનો નાશ થવા પછી પણ માટી તો બાકી રહે છે.) ઘટ માટીથી જૂદી વસ્તુ નથી, માટીસ્વરૂપ જ છે. તેવીજ રીતે 'આકાર'નો નાશ થવા બાદ પણ, માટીની જયેમ, બાકી રહ્યું જે 'નામ' ત્હેનાથી કાંઈ આકાર જૂદો નથી,–નામસ્વરૂપ જ આકાર છે. અથવા, જેવી રીતે જૂદી જૂદી જાતના ઘટોમાં ફક્ત માટી જ છે અને સર્વ ઘટો પરસ્પરથી વિરોધી છે, તેથી સર્વ ઘટો 'મિથ્યા' પણ સર્વ ઘટોમાંની **માટી** 'સત્ય', એટલું જ નહિ પણ ઘટોના આકાર અનેક હોવા છતાં એ સઘળામાં 'ઘટ' એવું નામ **સામાન્ય** છે (અર્થાત્ આકારો પરસ્પરવિરોધી હોવા છતાં નામ એક

---

* જૈન શાસ્ત્રો અર્હંત્ અને સિદ્ધની ઉપાસના બતાવે છે તે પણ આ મુજબજ.

અનુગત છે, જેથી મિથ્યા આકારો પણ સત્ય નામથી જૂદા **નથી**), તેવી જ રીતે **સર્વ** પદાર્થોના આકારો પોતપોતાના નામથી જૂદા નથી પરંતુ નામસ્વરૂપ જ છે. તેમજ વળી તે બધાં નામો 'ઓંકાર' એવા 'નામ' થી જૂદા નહિ, પણ ઓંકારસ્વરૂપ જ છે. (**વાચક** શબ્દને* 'નામ' કહેવાય છે.)

"તમામ 'કાર્ય' એ 'કારણ સ્વરૂપ છે" એ તો આપણે જોઈ ગયા. એ ન્યાયે, ઓંકારનું 'કાર્ય' જે વાચક **શબ્દ**રૂપ નામ તે પણ ઓંકારસ્વરૂપ જ છે. એમજ વળી પદાર્થોનો આકાર નામસ્વરૂપ હોઈ અને નામમાત્ર ઓંકારસ્વરૂપ હોઈ **आकार** પણ ઓંકાર-સ્વરૂપ જ છે. **सर्वस्वरूप** ૐ છે.

જેમ સર્વસ્વરૂપ ઓંકાર છે તેમજ વળી સર્વસ્વરૂપ બ્રહ્મ છે, જેથી ઓંકાર બ્રહ્મરૂપ છે;-અથવા ૐ **'ब्रह्म'नो 'वाचक'** છે, અને બ્રહ્મ 'વાચ્ય' છે. 'વાચ્ય' અને 'વાચક'નો અભેદ હોય. આ રીતે પણ ૐ બ્રહ્મરૂપ!

જે અક્ષર બ્રહ્મવિષે **અધ્યસ્ત** (attributed) છે તેને બ્રહ્મ **અધિષ્ઠાન** ( ભૂમિ, આલંબન, સ્થંભ ) છે. અધ્યસ્તનું સ્વરૂપ અધિ-ષ્ઠાનથી ભિન્ન ન હોઈ શકે. એ રીતે પણ ૐ બ્રહ્મસ્વરૂપ છે.

માટે, ઓંકારનું બ્રહ્મરૂપથી **ચિંતન** કરવું.

વળી, બ્રહ્મરૂપ ઓંકારનુ આત્માથી પણ અભેદ ચિંતન કરવું.

આત્મા અને બ્રહ્મનો અભેદ છે.

---

*વેદો 'શબ્દ'માંથી ઉદ્ભવ્યા. જે કાંઈ બોલાય-લખાય છે તે બધું 'શબ્દ'માંથી ઉત્પન્ન થાય છે.

## નાધ ૧ મી.

જેમ **બ્રહ્મના** ચાર પાદ ('ભાગ') કહ્યા છે તેમ **આત્માના** પણ ચાર પાદ ('અંશ') કહ્યા છે.

બ્રહ્મના ચાર પાદઃ—૧ વિરાટ્, ૨ હિરણ્યગર્ભ, ૩ ઇશ્વર, ૪ **તત્પદનો** લક્ષ્ય **ઈશ્વર** સાક્ષી.

આત્માના ચાર પાદઃ—૧ વિશ્વ, ૨ તૈજસ્, ૩ પ્રાજ્ઞ, ૪ **ત્વંપદનો** લક્ષ્ય **જીવ** સાક્ષી.

જીવસાક્ષી તે જ 'તુરીય'.

સમષ્ટિ સ્થૂલ પ્રપંચ સહિત ચૈતન એ જ 'વિરાટ.'

વ્યષ્ટિ સ્થૂલ અભિમાની એ જ 'વિશ્વ'.

વિરાટની તથા વિશ્વની ઉપાધિ સ્થૂલ છે, તેથી **વિરાટરૂપ જ વિશ્વ** છે.

વિરાટરૂપ વિશ્વનાં **સાત અંગ** છેઃ—(૧) સ્વર્ગલોક મૂર્ધ છે, (૨) સૂર્ય નેત્ર છે, (૩) વાયુ પ્રાણ છે, (૪) આકાશ ધડ છે, (૫) સમુદ્રાદિરૂપ જલમૂત્રસ્થાન, (૬) પૃથ્વી પગ છે, (૭) જે અગ્નિમાં હોમ કરીએ તે અગ્નિ 'મુખ' છે.

વિરાટ તથા વિશ્વનાં ૧૯ મુખ છેઃ—પાંચ પ્રાણ, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, ચાર અંતઃકરણ. એમને 'મુખ' કહેવાનું કારણ એ કે એમના **વડે** ભોગ ભોગવાય છે, અથવા **એમનાથી** સ્થૂલ શબ્દાદિકોને બહિર્વૃત્તિથી જાગ્રતાવસ્થામાં ભોગવાય છે. (વિરાટ્ રૂપ વિશ્વ સ્થૂલનો ભોક્તા એને 'બહિર્વૃત્તિ' કહે છે અને 'જાગ્રતાવસ્થાવાળો' એમ પણ કહેવાય.)

* * *

પ્રાણાદિક ઓગણીસ, કે જે ભોગનાં **સાધન** છે, ત્હેમના વિષે દશ ઇન્દ્રિયો અને ચાર અંતઃકરણ એમ ચૌદ 'કરણ' પોતપોતાના વિષય તેમજ પોતપોતાના દેવતા (deity, spark, તનમાત્રા) ની **સહાયતા** ચાહે છે. ('દેવતા' અને વિષયો' એ બેઉના સહકાર વગર ભોગ જ અશક્ય. તેથી જ તો, પાંચ પ્રાણ અને ચૌદ ત્રિપુટી એ, વિરાટરૂપ વિશ્વનાં 'મુખ' કહેવાય છે. (ત્રિપુટી=સમુદાય, ઝુમખો.)

## ત્રિપુટીઓની ટુંક સ્હમજ.

| **અધ્યાત્મ** (ક્રિયાશક્તિવાળી તથા જ્ઞાનશક્તિવાળી ઇન્દ્રિયો અને અંતઃકરણો). | **અધિભૂત** ('અધ્યાત્મ'ના **વિષય**, objects for enjoyment) | **અધિદૈવ** (અધ્યાત્મને **સહાયક** દેવતા) |
|---|---|---|
| કાન | શબ્દ | દિશા |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| આંખ | રૂપ | સૂર્ય |
| જીભ | રસ | વરુણ |
| નાક | ગંધ | અશ્વિનીકુમાર |
| વાક્ | વક્તવ્ય | અગ્નિ |
| હાથ | પદાર્થગ્રહણ | ઇંદ્ર |
| પગ | ગમન | વિષ્ણુ |
| ગુદા | મલત્યાગ | યમ |
| ઉપસ્થ | જનનક્રિયા | પ્રજાપતિ |
| મન | મનન | ચંદ્રમા |
| બુદ્ધિ | બોધવ્ય | બૃહસ્પતિ |
| અહંકાર | અહંકારનો વિષય | રૂદ્ર |
| ચિત્ત | ચિંતનનો વિષય | ક્ષેત્રજ્ઞ (સાક્ષી) |

આ ૧૪ ત્રિપુટીઓ તથા ૫ પ્રાણ એમ ૧૯ એ વિરાટરૂપ વિશ્વનાં 'મુખ' છે.

જેમ વિરાટથી વિશ્વનો અભેદ છે તેમજ ૐની પ્રથમ માત્રા જે अ ત્હેનો પણ વિરાટરૂપ વિશ્વથી અભેદ છે; કેમકે બ્રહ્મના ચાર પાદમાં પ્રથમપાદ વિરાટ છે અને આત્માના ચાર પાદમાં પ્રથમ વિશ્વ છે. તાત્પર્ય કે વિશ્વ–વિરાટ–અકાર ત્રણેનો અભેદ છે.

જે સાત અંગ ઓગણીશ મુખ વિશ્વનાં કહ્યાં તે જ મુજબ તૈજસનાં પણ સ્હમજવાં,–ભેદ એટલો જ કે, વિશ્વનાં અંગ–મુખ તો **ઈશ્વિરકૃત** છે, જ્યારે તૈજસ્નાં જે ઇન્દ્રિયો–દેવતા–વિષયરૂપ ત્રિપુટીઓ અને મુખાદિક અંગો, તે **મનોમય** છે. તૈજસ્નો ભોગ સૂક્ષ્મ છે–જો કે ભોગ (સુખ–દુ:ખનું જ્ઞાન થવું) એમાં સ્થૂલતા અગર સૂક્ષ્મતા કહી શકાય નહિ, તથાપિ બહાર જે શબ્દાદિક વિષયો છે ત્હેના સંબંધથી જે થતો સુખ–દુ:ખનો સાક્ષાત્કાર એને 'સ્થૂલ' કહી શકાય અને માનસ્ જે શબ્દાદિક ત્હેમના સંબંધથી જે ભોગ થાય ત્હેને 'સૂક્ષ્મ' કહી શકાય. એ જ કારણથી વેદમાં વિશ્વને સ્થૂલનો ભોક્તા અને તૈજસ્ને સૂક્ષ્મનો ભોક્તા કહ્યો છે. વિશ્વ બહિરપ્રજ્ઞ છે, જ્યારે તૈજસ્ અંતર પ્રજ્ઞ છે, કારણ કે વિશ્વની અંતઃકરણની વૃત્તિરૂપ પ્રજ્ઞા **બહાર** જાય છે, જ્યારે તૈજસ્ની જતી નથી.

જેમ વિશ્વ અને વિરાટનો અભેદ છે, તેમજ તૈજસ્ને પણ હિરણ્યગર્ભરૂપ જાણવો. પ્રાજ્ઞને ઈશ્વિરરૂપ જાણવો; બન્નેની 'કારણ ઉપાધિ' છે. આ પ્રાજ્ઞને વળી 'પ્રજ્ઞાનઘન', 'આનંદભુક્' પણ કહે છે.

ચેતનના પ્રતિબિંબ સહિત જે અવિદ્યાની વૃત્તિ તે અધ્યાત્મ; અજ્ઞાનથી આવૃત્ત જે સ્વરૂપાનંદ તે અધિભૂત અને ઈશ્વિર તે અધિદેવ.

એમ વિશ્વ બહિરપ્રજ્ઞ છે, તૈજસ્ અંતરપ્રજ્ઞ છે, પ્રાજ્ઞ પ્રધાન ઘન છે.

એવો જે ત્રણેનો ભેદ છે તે **ઉપાધિના** કારણથી છે. વિશ્વની સ્થૂલ, સૂક્ષ્મ અને અજ્ઞાન એમ ત્રણ ઉપાધિ છે; તૈજસ્‌ની સૂક્ષ્મ અને અજ્ઞાન એમ બે; પ્રાજ્ઞની માત્ર અજ્ઞાન ઉપાધિ. ત્રણેમાં અનુગત જે ચેતન છે તે ત્રણેની ઉપાધિથી રહિત છે. ત્રણે ઉપાધિનો અધિષ્ઠાન તુરીય છે, કે જે બહિરપ્રજ્ઞ નથી તેમ અંતરપ્રજ્ઞ નથી તેમ પ્રજ્ઞાનઘન પણ નથી, કર્મેન્દ્રિયો કે જ્ઞાનેન્દ્રિયોનો કે બુદ્ધિનો પણ વિષય નથી. તે કોઇ શબ્દનો વિષય થઈ શકે નહિ. તે જ સાક્ષી, શુદ્ધબ્રહ્મ.

જેમ આત્માનાં બે સ્વરૂપ તેમજ ઓંકારનાં પણ બે સ્વરૂપ છે. અકાર, ઉકાર, મકાર એ ત્રણે માત્રા રૂપ જે વર્ણ છે તે તો અપરમાર્થ રૂપ છે, અને ત્રણે માત્રામાં વ્યાપક એવો જે અસ્તિ–ભાતિ–પ્રિયરૂપ અધિષ્ઠાન ચેતન છે તે પરમાર્થ રૂપ છે.

વ્યષ્ટિ અને સમષ્ટિ જે સ્થૂલ પ્રપંચ તે સહિત વિશ્વ અને વિરાટનો અકારથી અભેદ જાણવો.

સૂક્ષ્મપ્રપંચ સહિત જે હિરણ્યગર્ભ રૂપ તૈજસ્ ત્હેને ઉકાર રૂપ જાણવો. કારણ ઉપાધિ સહિત જે ઇશ્વર રૂપ પ્રાજ્ઞ છે તેજ મકાર રૂપ જાણવો.

* *

સ્થૂલ ઉપાધિના કારણથી ચેતનમાં વિરાટપણું અને વિશ્વપણું પ્રતીત થાય છે. સ્થૂલ સમષ્ટિની દૃષ્ટિથી વિરાટપણું અને સ્થૂલ વ્યષ્ટિની દૃષ્ટિથી વિશ્વપણું છે. અને સમષ્ટિ વ્યષ્ટિ સ્થૂલની દૃષ્ટિ વિના વિરાટભાવ અને વિશ્વભાવ પ્રતીત થાય નહિ,—માત્ર ચેતન પ્રતીત થાય.

સમષ્ટિ સૂક્ષ્મ ઉપાધિની દૃષ્ટિથી ચેતનમાં હિરણ્યગર્ભતા, અને વ્યષ્ટિ સૂક્ષ્મ ઉપાધિની દૃષ્ટિથી તૈજસતા પ્રતીત થાય છે. સૂક્ષ્મ ઉપાધિની દૃષ્ટિ વગર હિરણ્યગર્ભતા તથા તૈજસતા પ્રતીત થાય નહિ.

સમષ્ટિ અજ્ઞાન ઉપાધિની દૃષ્ટિથી ચેતનમાં ઇશ્વરતા, અને વ્યષ્ટિ અજ્ઞાન ઉપાધિની દૃષ્ટિથી ચેતનમાં પ્રાજ્ઞતા પ્રતીત થાય છે. અજ્ઞાન ઉપાધિની દૃષ્ટિવગર ઇશ્વરતા તથા પ્રાજ્ઞતા પ્રતીત થાય નહિ.

**જે વસ્તુ જેના વિષે બીજાની દૃષ્ટિથી પ્રતીત થાય તે ત્હેના વિષે પરમાર્થથી હોય નહિ.**

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ એ ઉપાધિઓની દૃષ્ટિ ત્યાગવાથી ચેતન સ્વરૂપમાં કોઈ પ્રકારનો ભેદ પ્રતીત થાય નહિ; અને અનાત્માથી પણ ચેતનનો ભેદ નથી, કારણ કે અનાત્મ દેહાદિક અવિદ્યાકાલમાં પ્રતીત થાય છે; પરમાર્થથી નહિ. ત્હેમનો પણ ચેતનથી ભેદ બને નહિ. એમ સર્વભેદરહિત, અસંગ, નિર્વિકાર, નિત્યમુક્ત, બ્રહ્મ રૂપ આત્મા ઓંકારનું લક્ષ્ય સ્વયંપ્રકાશ રૂપ તે ઉપાસકને ભાન થાય છે. તેથી હિરણ્યગર્ભ લોકમાં વસનારને 'સંસાર' જ ન હોય !

* * *

આવી ઘણીએ 'નોંધો'* યોગીએ 'ડાહળા' ને આપી હતી કે જેથી ડાહળો નવા શિષ્યને શિક્ષણ આપવાના ઉદ્યમ દ્વારા પોતે પણ પ્રગતિ કરતો રહે.

---

* આવી ઘણી 'નોંધો' તૈયાર કરાયલી પડી છે. તે અમૂલ્ય નોંધો કોઇ વખતે અલાયદા ગ્રંથમાં અપાશે.

અને નવો શિષ્ય એ સાંભળીને જ મન વાળતો નહોતો; જ્ઞાનમાર્ગ તેમજ ધ્યાનમાર્ગ બન્નેનો પોતે **અભ્યાસ** કરતો. કારણ કે લાંબા કાળના અભ્યાસથી જ એક ઉંચો 'ભાવ' સ્થાયી 'ભાન', રૂપ બનવા પામે છે.

એક ઉંચો 'ભાવ' થવો તે એટલે દરજ્જે જરૂર આવકારદાયક છે કે, એ ભાવ પ્રગટવા પામે એટલા માટે હલકા ભાવોને અને હલકા ભાનને દબાવું પડયું. પણ એ ભાવ જ્યાં સુધી ચીરસ્થાયી **બનાવવામાં** ન આવે, જ્યાં સુધી એને પોતાનું સ્થિર આસન બનાવવામાં ન આવે ત્યાં સુધી મનુષ્યને હલકા ભાવો વખતો વખત અસર કરવાના જ. જ્ઞાનમાર્ગ કે ધ્યાનમાર્ગ એટલા જ માટે યોજવામાં આવ્યા છે કે જેથી મનુષ્ય પોતાની સ્થિર ભૂમિકા બતાવી શકે અને એ સ્થિરતા જમાવ્યા પછી દોડવાની, કૂદવાની, ગુલાંટ ખાવાની, નાચવાની, ઉડવાની શક્તિ પ્રાપ્ત કરે. આકાશમાં ઉડતાં એરોપ્લેન અને સમુદ્રતલેટીની નીચે ગતિ કરનારી ટૉરપીડો આશ્ચર્યજનક ક્રિયાશીલ હોવા છતાં **અંદરથી** એમનું સમતોલપણું અને સુવ્યવસ્થિતપણુ કેવું અસાધારણ હોય છે તે વિચારવા જેવું છે. **મિકૅનીક્સ** એ જેમ મનુષ્યકૃત યંત્રોનું સાયન્સ છે તેમ **યોગ** એ શરીરયંત્રનું સાયન્સ છે. એ સાયન્સ વડે મનુષ્યને દિવ્ય (majestic) બનાવી શકાય છે.

કેટલેક કાળે આપણો મિત્ર ચોર પણ સમર્થ યોગી, દિવ્ય પુરૂષ, બનવા પામ્યો અને હવે તો તે જે દિવસે એક યોગીને ભોજન આપવાની હઠ ત્હેને સૂઝી હતી તે દિવસને યાદ કરી કરી ત્હેને આશિર્વાદ આપતો હતો! અને એને એમ કરતો જોઈ ગુરૂ હશીને કહેતાઃ જરાસી મીઠાઇ—અને તે પણ ચોરીના દામની -આપીને ત્હેં ઠીક માલ લૂટયો! પણ ફિકર નહિ, બાપનો જ માલ છે, લૂટાય એટલો લૂટ! જે લુટી જાણે છે તે જ છૂટી જાણે છે!

# કાલ શું છે: વ્યાલ કે બૉલ ?

"કાલ બડો **ભયંકર** છે, મિત્ર! જેમજેમ ત્હેનો વિચાર કરૂં છું તેમ તેમ એનું વ્યાઘ્ર સ્વરૂપ મ્હારા તરફ અગ્નિ ઝરતી આંખોથી ઘૂરકીઆં કરે છે! એ સેતાનને તૃપ્તિ જ નથીઃ મ્હારા વડીલનો ભક્ષ કર્યો, ભાઇને ખાધો, કંઈ કંઇ સ્નેહીઓને સુંધીસુંધીને લીધા, અહા! ત્હેની આંખો મ્હને ડરાવે છે–કમ્પાવે છે!"

અશ્રુભરી આંખે બુદ્ધસિંહ બોલ્યો.

ત્હેનો મિત્ર જ્ઞાનદેવ સ્હામે જ બેઠો હતો. તે પૂરો પ્રેમી હતો. મિત્રના દુઃખની એને કદર નહતી એમ કાંઈ નહોતું, પરન્તુ એનું જ્ઞાન એવું **નક્કર** હતું કે ત્યાં દુઃખ–સુખ ફરકી શકતાં નહતાં તો પછી કોઇના દુઃખ–સુખની 'સહાનુભૂતિ' (Sympathy) નામની સૅકંડ–હૅન્ડ ચીજને તો ત્યાં અવકાશ જ કેવો હોય? તે આનંદમસ્ત હતો અને મિત્રના દુઃખને **આનંદનું પગથીઉં** બનાવવાની **શક્તિ** ધરાવતો હતો!

"દોસ્ત બુદ્ધસિંહ !" જ્ઞાનદેવ બોલ્યો "ત્હેં કહ્યું કે તું કાલનો વિચાર કર્યા કરે છે,–હા, અને એ ત્હારા વિચારે જ એને **નામ-રૂપ** આપ્યું અને સાથે સાથે **ભયંકરતા પણ** આપી ! નહિ તો તે ત્હારી પાસે આવ્યોય ન હોત,–કારણકે મ્હારી મોજ માટે મ્હેં ત્હેને બૉલ બનાવી રાખી મૂક્યો હતો !"

"શું ? એ **વ્યાલ** ત્હારો **બૉલ** છે ?" બુદ્ધસિંહ સ્તબ્ધ થયો "જેણે મ્હારા સ્નેહીઓને ખાધા ત્હેને શું હુ નથી પિછાનતો કે તું આવી મજાક કરે છે ?"

"ખરેખર તું ત્હેને **નથી** જ પિછાનતો; અને નથી પિછાનતો **તેથી જ** ત્હારામાં ડર પેદા થયો, અને પછી ડરનો **વિચાર કર્યા કરવાથી** તે અપરિચિત અને દેહરહિત તત્ત્વ ત્હને **ભયંકર દેહવાળો વ્યાલ દેખાયો !"**

**બુદ્ધસિંહ:**—એ બધું ત્હારા કહેવા માત્રથી હું સ્હમજી શકું છું, પણ એણે મ્હારા સ્નેહીજનોનો ભક્ષ કર્યો એ 'હકીકત' (fact) હું કેમ ખોટી માની શકું ?

**જ્ઞાનદેવ:**—જનતાને જે જે 'હકીકત' લાગે છે તે તમામ **વસ્તુત:** 'ભૂત' હોય છે, અસત્ હોય છે, કલ્પના હોય છે ! **'હકીકત' સદા 'કલ્પના' તળે છૂપાયલી રહે છે !** ત્હેં 'હકીકત' માની જે કહ્યું તે એ જ કે કાળે ત્હારા સ્નેહીજનોનો **ભક્ષ કર્યો;** પરન્તુ હકીકતમાં ( in fact ) ત્હારા સ્નેહીજનો પ્રતિક્ષણ, કાળથી **ખેલતા હતા** અને ખેલતા ખેલતા ત્હારી નજરેથી–ત્હારી **આજની** નજર આગળથી–દૂર ચાલ્યા ગયા, જ્યાં પણ તેઓ તું જેને 'કાળ' કહે છે તે બૉલથી ખેલ જ કરી રહ્યા છે ! જ્યારે તેઓ ત્હારી નજર સ્હામે હતા ત્યારે બૉલથી ખેલતાં ખેલતાં જે જે **જાત**ની રમતોની

ઇચ્છા કરી હતી અને જે રમવાનો હજી ત્હેમને પ્રસંગ મળ્યો નહતો તેની **બાકી રહી ગયેલી** ઇચ્છિત રમતો હવે તેઓ તે જ કાલના **સાધન**થી રમશે !...આ કાંઇ હું અલંકારમાં બોલતો નથી, 'હકીકત'માં જેમ **બને** છે તે જ કહું છું...**જરા** અવલોકન કર, **જીવન**નું પોતાનું અવલોકન કર ! જો, કાંઈ કરવાનું ન હોય ત્યારે ત્હને **બેચેની** થાય છે ને ? મુઝારા જેવું થાય છે ને ? એ મુઝારો દૂર કરવા તું શું કરે છે ?...'કાંઈક' કામ ઇચ્છે છે,–અને પછી કામ **મેળવે** છે. કામ કરવામાં ત્હને **રસ** પડે છે, અને કાળ (સમય) વહી જાય છે–એવી રીતે કે કેટલો કાળ ગયો તે ત્હને જણાતુંય નથી ! ત્હારી પોતાની હયાતીનુંય ત્હને વિસ્મરણ થાય છે. 'હયાતી' કે જેને ગેલી 'મુઝવણ' નડતી હતી તે હયાતીનું જ તે મુઝવણભરી–તે દુઃખમય હયાતીનું વિસ્મરણ કોણે કરાવ્યું ? કાળે જ ! કહે એ 'કાળ' ત્હારા આનંદસ્વરૂપનું ભાન કરાવનાર ત્હારો 'દદો' નહિ તો બીજું શું છે ?

બુદ્ધસિંહ મનનમાં પડયો. જાણે કાંઈ વિદ્યુત્‌નો ઝબકારો જોતો હોય તેમ તે ચમકયો અને બોલ્યોઃ "ઓ...હો ! એ કાળ તો મ્હારૂં જ **નીચલું સ્વરૂપ** ! મ્હારૂં આનંદસ્વરૂપ જયારે ભાવમય સૃષ્ટિ રચે ત્યારે એ ભાવમાંય આનંદ કાયમ રાખવા માટે ભાવે જ રચેલું નીચલું સ્વરૂપ એ જ કાળ ! અને એણે જ વળી રચ્યાં 'ક્ષેત્ર' અને 'દ્રવ્ય' !...હવે મ્હને સ્ફૂરે છે કે કાળનોય 'દાદો' હું ભાવની સૃષ્ટિમાં ખેલવા આવ્યો ત્યારે દ્રવ્ય અને ક્ષેત્રમાં મુંઝાઇ પડયો અને 'દ્રવ્ય–ક્ષેત્ર'ને 'હું' માની બેઠો ! એ જ હિસાબે મ્હેં કાળ કે જેને 'દ્રવ્ય–ક્ષેત્ર' નથી પણ જે દ્રવ્ય–ક્ષેત્રનોય કર્ત્તા છે ત્હેનાપર દ્રવ્ય–ક્ષેત્ર આરોપ્યાં અને એને ભયંકર વ્યાલ કે વાઘરૂપે કલ્પ્યો !...અરે,... અરે...એ દ્રવ્યક્ષેત્ર તો મ્હારા પુત્ર 'ભાવ'નાય પુત્ર 'કાલ'નાં સંતાન છે ! એ પૌત્રોના સંગમાં રહેવાથી હુંય એમના જેવો બાલિશ થયો,

બાળકોની માફક ભૂતોને કલ્પનારો અને તે કલ્પનાથી જ ડરનારો થયો !...ચાલ, હવે, દોસ્ત ! હું મ્હારૂં અસલ ખાનદાન સ્વરૂપ ધારણ કરૂં છું. મ્હારી પૌઢના ધારણ કરૂં છું-અને તે અત્યારસુધી ભયંકર લાગતા કાલને પાછો 'ભાવ'માં જ લય કરૂં છું, કે જે 'ભાવ'-માંથી તે જન્મ્યો હતો અને પછી તે 'ભાવ'ને પણ સંપાવી લઇશ! ...વળી પાછો જયારે વિલાસ કરવો હશે ત્યારે 'ભાવ'ને ફરી પ્રકટાવીશ. અને કાળરૂપી દડાને પણ તે ભાવ જ પ્રકટાવશે ! અરે, આ તો બડી 'મોજ' છે !

**જ્ઞાનદેવઃ**—'મોજ' નહિ તો બીજું શું ? દરેક પિતા પ્રિય પુત્રનો જન્મ થતાં જ 'કાળ'ને **નોંતરે** છે તે શું **અમસ્થો** જ ? પુત્ર મ્હોટો થાય, ભણે, પરણે, પિતા થાય, રળે, પુખ્ત ઉમરનો થઈ અનુભવી બને-અને **પછી** ? જેમ આ બધી એકપછી એક શ્રેણિઓ ઇચ્છી તેમ તે **પછીની** શ્રેણિ પણ **તે જ** ઇચ્છે છે, જો કે ત્હેને તે ઈચ્છાનું 'ભાન' નથી હોતું ! એ ગુપ્ત (Sub-conscious) ઇચ્છા છે ! બાળકથી જુવાન અને જુવાનમાંથી વૃદ્ધ-અને વૃદ્ધમાંથી વળી જુવાન જ થવાય ! બાળકમાંથી જુવાન થવાનું જેમ **ઈચ્છાય** છે તેમ વૃદ્ધમાંથી **બાળક** થવાનુંય **ઇચ્છાય** છે અને એ ગુપ્ત ઇચ્છા જ દેહપલટો કરાવે છે, જેને તું 'કાલ' કહેતો હતો !...

**બુદ્ધસિંહ**—એમજ, **બરાબર** એમજ ! '**હું વધું**'-જ્યાં છુ ત્યાંથી આગળ વધું-એ છૂપી ઈચ્છા જ મનુષ્યને ક્રિયામાં ધકેલે છે. એ ઇચ્છા જ એને બાળપણથી યુવાનીમાં અને યુવાનીથી વૃદ્ધાવસ્થામાં દોરવી જાય છે, તો પછી તે ત્હેને વૃદ્ધાવસ્થા આગળ **અટકવા** પણ કેમ દે ? **ત્યાંથી** પણ આગળ તો દોરે જ, અને એ જ નવો જન્મ ! કારણ કે વૃદ્ધાવસ્થા સુધીમાં જે પાકટ અનુભવો મળ્યા

હોય તે અનુભવોને ક્રિયામાં મૂકવાને લાયકની શક્તિ તે સ્થૂલમાં ન રહી હોય. તેથી જ **નવું અને વધારે સશક્ત** શરીર ધારણ કરવાના 'ઓરડા'માં જવાતું થાય.

**જ્ઞાનદેવ:**—અને એ ક્રિયાને–એ આગળ 'વધવા'ની ક્રિયાને જ દુનિયા 'પુનર્જન્મ' એવું 'નામ' આપે છે! એક વાત કહેવી રહી ગઇ: કેટલીક વખત મનુષ્ય વૃદ્ધાવસ્થામાં પહોંચ્યા **પહેલાં જ** આ દેહ છોડે છે અને નવો દેહ ધારણ કરે છે એ જોઈ મનનવગરના મનુષ્યો 'દુ:ખ' માને છે; કારણ કે તેઓને તે 'અકાલ મૃત્યુ' (premature death) લાગે છે! અકાલ એ શબ્દ જ મૃત્યુ સાથે બંધબેસતો નથી, એટલું મનન કોણ કરે છે? મૃત્યુ એટલે જ કાલ, ત્હેને વળી અકાલ એવું વિશેષણ કેવું? ક્યારે આવવું જવું તે કાળને જ ખબર નથી એવું બોલવું જ હમ્બગ છે! ખરી વાત એ છે કે માણસે કોઇ પણ વખતે કરેલી તિવ્ર ઇચ્છા જ્યારે સ્થૂલરૂપ લેવાની હોય છે ત્યારે–તેવે વખતે જો ત્હેનું શરીર ઇચ્છિત કાર્યને યોગ્ય નથી હોતું તો–અગર ઇચ્છિત કાર્યને અનુકૂળ સંજોગોનો અભાવ હોય છે તો–તે શરીર છોડી બીજું ધારણ કરે છે,–પછી ભલે તે વખતે તે બાળક હો વા યુવાન હો વા વૃદ્ધ હો! બાલક, યુવાન, વૃદ્ધ–એ તો 'મનુષ્ય'ની દૃષ્ટિએ છે; **કાળમાં પોતામાં** કાંઇ એવા ખંડ નથી, એવા **ભાવ** પણ નથી! તે તો આખા દડાની માફક **વહ્યા** કરે છે! વચ્ચે ખાડા આવે તો ખાડામાં જઈ વહ્યા કરે છે, ટેકરા આવે તો ટેકરા પર થઇ વહ્યા કરે છે!

**બુદ્ધસિંહ:**—ઠીક યાદ કરાવ્યું! **'ભાવ' જ સૃષ્ટિ રચે છે;** સૃષ્ટિનો એક અંકુર તે મનુષ્ય; અને મનુષ્યનો ભાવ જ મનુષ્યને નિત્યનવા સ્વાંગમાં મોકલે! કોઈ પણ ક્રિયા 'ભાવ' (idea) વગર

અન્ય સ્થાનેથી જન્મી શકતી જ નથી! ઇજનેર પ્રથમ **ભાવમાં** મકાન ચણે છે; પછી **સ્થૂલ** મકાન હયાતીમાં આવે છે! તેમ મનુષ્ય અનેક ભાવો રચે છે, એ સર્વને કાં તો તેણે નહિંસા કરવા જોઇએ-જો ત્હેને 'ખેલ' સંપાવવો હોય તો; **અગર** તે તે ભાવો સ્થૂલ રૂપ ધારણ કરે તે રૂપમાં **ખેલવા** તૈયાર રહેવું જોઇએ! પછી કાલનો અને પુનર્જન્મનો ભય જ ક્યાં રહ્યો?

**જ્ઞાનદેવઃ**—હં, એ જ હું કહેતો હતો! એ 'ભય' આપણે જ **આરોપ્યો** હતો,—આપણામાંના અજ્ઞાને જ તે દોરી પર સાપ આરોપ્યો હતો!—અને પછી આપણને જ ભય અને આશ્ચર્ય થવા પામ્યાં હતાં! પણ ત્હેનીય શું દરકાર છે? તે ભય અને આશ્ચર્ય પણ **નીચલા** ભાનમાં છે, એમાં ઘડીભર તડફડવાનીય મોજ કરી પાછા આપણા મૂળ સ્થાને-વાદળાને વિંધીને અડોલ ઉભેલી સાતમી ટેકરી પર-ઉડી ગયા ત્યાં નથી એ ભય કે નથી એ આશ્ચર્ય કે નથી એ બન્નેનો જનક **અજ્ઞાન**!

**બુદ્ધસિંહ**—ત્યાં શું કરવા એ ન હોય? આપણું શું ખાય છે? સીનેમાની ફીલ્મ વીંટાયલી પડી હોય તો ભલેને પડી હોય! આપણે ત્હેને ન ઉકેલીએ ત્યાં સુધી એ બિચારી ક્યા ઉકલવાની કે વિસ્તરવાની હતી? અને આપણે જ એને પડદો, પ્રકાશ અને ગતિ ન આપીએ તો કાળ, ભય, આશ્ચર્ય એ કોઇ પણ 'ચિત્રો' ક્યાં 'દેખાવા'નાં હતા?

**જ્ઞાનદેવઃ**—ઓહો દોસ્ત! ત્યારે ખેલવા દે એ ફીલ્મને! ખેલવા દે એ કાળના **ચિત્રને** અને ચિત્રના દડાને! જે 'જોવા' માંગે છે ત્હેને માટે ભલે તે અમર તપે!

# म्हारां त्रण स्वरूपोनो विलास.

કાલઃ—કૌન જાગે ?

બાવાઃ ધર્મ જાગે,
પાપ સોવે,—
ઇશ્કસે વિરહ રોવે !

કાલઃ અય કાઠ !—
તુઝે ઉઠત મારૂં, બૈઠત મારૂં,
મારૂં જાગત-સોતા—
ચાર જૂગોમેં જાલ હમારા,
તૂ કહાં રહેગા બાવા અવધૂતા ?

કાઠઃ ઊઠત સમરૂં, બૈઠત સુમરૂં,
સુમરૂં જાગત-સોતા—
ચાર જૂગોમેં રહૂં ન્યારા,
તબ કહિયે બાવા અવધૂતા !

કાલઃ સકલ ધરતીકી બનાઉં ડબી,
આકાશકા બનાઉં પારા,
ચાર જૂગોમેં અગ્નિ જલાઉં-
તૂ કહાં રહેગા કાઠ ન્યારા ?

બાવાઃ પકડૂં કમાન પ્રેમકી,
સૂરત-નૂરતકી ચલાઉં તીર;
જિન્હેં પ્રકૃતિ માર દી-
ઉસે ન કાલકી પીડ !

કાલઃ પાવ પલકકી ખબર નહીં-
કરત કાલસોં સાજ ?
કાલ અચાનક મારહિ—
જ્યૌં તીતરકો બાજ !

બાવા: ધરતીસે ચૌડે અરૂ આસમાનસે ઉંચે-
ઇન્દ્રિયનકે જતિ, અરૂ જીન્હાકે શૂચે-
ઇન્દ્રિ-જીન્હા એક હી ઢાલ,
ઇસવિધ કાઠ બચહિ કાલ !

કાલ: જબ ગગન તારે છીપ જાંયગે-
ધાવલ મહેલ કૈલાસ—
એકમેક હો જાંયગે,
તબ કહાં રહેગા હરિકા દાસ ?

કાઠ: જબ ગગન તારે છીપ જાંયગે-
ધાવલ મહેલ કૈલાસ-
એકમેક હો જાંયગે,
તબ હરિકે સુખમેં રહેગા હરિકા દાસ !

કાલ: હાં આઓ તૂં કાઠ !
વહાં જાઓ તૂં કાઠ !
તૂં હો કરણ-કારણ સાર-
તેરેહી ભેજ્યા આવે કાલ !

બાવા: આવે કાલ—
કાલસોં ખાય !
ક્યા કહેં બાવા:
" જ્યોતમેં જ્યોત સમાય !"

કાઠ: બાવા !—
ચૌદહ તબક કાલકે બશ !-
મેં કહાઁ જાઉં કાલસે ભગ ?

બાવા: કાલકે બશ હૈ—
નામ ર રૂપ !
અય કાઠ ! શરપે રહને દે-
કાલ કબૂલ !

# રામદાસ સ્વામીનું 'પ્રાયશ્ચિત્ત.'

ગુન્હો, ગુન્હો, ગુન્હો!......જ્યાં પગ મૂકો ત્યાં ગુન્હો! જ્યાં દૃષ્ટિ કરો ત્યાં ગુન્હો! અરે દુનિયામાં જન્મ લેવો એ જ ગુન્હો! કયું કૃત્ય એવું છે કે જેને એક યા બીજી વ્યક્તિએ, એક યા બીજા સમાજે, એક યા બીજા રાજ્યે, એક યા બીજા સમયમાં 'ગુન્હો' ન ઠરાવ્યો હોય? અને જ્યારે દરેક કૃત્ય એક યા બીજાની દૃષ્ટિએ 'ગુન્હો' જ છે તો પછી કયું કૃત્ય કરવું અને કયું ન કરવું એ બાબતનો **નિર્ણય** કોણ કરી **શકવાનું** હતું?

અય જીગર! તું પોતે જ ગુન્હો! અય જીંદગી! તું પોતે જ ગુન્હો! અય દુનિયા! તુ પોતે જ ગુન્હો અને તું પોતે જ ગુન્હાનો દંડ માંગનાર!

એ દંડ માંગનાર—પ્રાયશ્ચિત આપનાર—પવિત્ર કરનાર 'ઇજારદારો'ની સંખ્યા પણ એટલી જ મ્હોટી ભયંકર છે! તમે કાંઈ કર્યું, કાંઈ લખ્યું, કાંઇ બોલ્યા, કાંઇ વિચાર્યું,-બસ હજારો વ્યક્તિઓના

ગુન્હેગાર થઇ ચૂક્યા! સમાજના ગુન્હેગાર! રાજ્યના ગુન્હેગાર! વ્યક્તિઓનાય ગુન્હેગાર! અને બધા ત્હમને 'દંડ' આપવા–પ્રાયશ્ચિત્ત આપવા એકપગે ઉભા જ છે;–કારણ? કારણ કે તે બધા ત્હમને 'ગુન્હા'થી મુક્ત કરવા–પવિત્ર કરવા–ત્હમારી 'દયા' ખાવા ઇચ્છે છે! કેવી 'દયાળુ' દુનિયા!

આહ, દયાળુ દુનિયા!...સબર કર, દૂર થોભ! મ્હને જરા ત્હારા હૃદયથી સયમ કરવા દે! ત્હારૂં અંતર તપાસવા દે! આહાહાહા! જબરી મજાક! 'અહીં' તો શ્વેતવર્ણી દયાનું નામનિશાને જણાતું નથી અને કાળીમેસ 'ઇર્ષા' નું જ ધાબું નજરે પડે છે! ક્રિયાત્મક **શક્તિ** ધરાવતા પુરૂષની, અશક્તોને 'ઇર્ષા' જ થાય; અને એ 'ઇર્ષા' જ એની ક્રિયાને 'ગુન્હો' નામ અપાવરાવે, અર્થાત્ શક્તિ **ધરાવવી** એ જ ગુન્હો ગણાય અને શક્તિવાનને શક્તિના ઉંચા આસનેથી લોકમતરૂપી હુક વડે નીચે જમીન પર પટકી પાડવો એનું જ નામ 'પ્રાયશ્ચિત્ત', અને એનું **બીજું** નામ 'ક્રીમીનલ કોડ'!

આજ સુધી કોઇ પણ 'સમાજ' 'પ્રાયશ્ચિત્ત' વડે, કે કોઇ પણ રાજ્ય 'દંડ'વડે, કોઇ મનુષ્યનું 'હૃદય' પલટાવી શક્યાનો દાખલો મળ્યો નથી, કે કરાયલા કૃત્યનું પરિણામ અટકાવી શકાયુ હોય એવોય દાખલો મળ્યો નથી,–અને તે છતાં દુનિયાપરના તમામ સમાજો અને તમામ રાજ્યો 'પ્રાયશ્ચિત્ત' અને 'શિક્ષા' કરવાનો પોતાનો 'હક્ક' ક્ષણભર પણ છોડતા નથી,–રે ઢીલો પણ કરતા નથી! એ જ દુનિયાની ખૂબી! કહો કે **દુનિયા એટલે જ પ્રાયશ્ચિત્ત! દુનિયા એટલે અખંડ જેલ!**

પણુ તે છતાં એ 'જેલ'ને પણ 'મહેલ'–બાદશાહી મહેલ–વિલાસનો મહેલ–**બનાવવાની** નિપુણતા ધરાવનાર કોઇ રડયોખડયો સિંહ પણુ આ દુનિયામાં ક્વચિત્ ક્વચિત્ અવશ્ય નીકળી આવે છે!

સિંહ તો સિંહ જ! 'જંગલ'માં 'મંગળ' કરનારો સિંહ! સમાજ-રૂપી જેલ વચ્ચે નિજાનંદથી પ્રેરાતી મનમાની ક્રિયા–ભયંકરમાં ભયંકર ક્રિયા–ખેલતો સિંહ!

પણ સિંહનેય 'પ્રાયશ્ચિત્ત' આપનારા આ દુનિયામાં **નથી** પડયા એમ રખે કોઇ સ્હમજતા! 'પાપ' અને 'ગુન્હા'ની સાક્ષાત્ મૂર્ત્તિરૂપ દુનિયા **સર્વત્ર** 'પાપ' અને 'ગુન્હો' જ જુએ છે અને પ્રાયશ્ચિત્ત અને દંડ આપવારૂપ વૈરની અગ્નિ એના હૃદયમાં ધખી રહી હોય છે, તે શું ત્હેનું ચાલે ત્યાં સુધી 'સિંહ'ને પણ છોડે કે? અરે, રામ રામ કરો! ખુદ **રામ**ને પણ ન છોડે,–**રામદાસ**નેય ન છોડે,–પછી ભલેને તે યવનવિધ્વંસક **શિવાજી** મહારાજનોય ગુરૂ હોય તેથી શું?

* * *

**રામદાસ** સ્વામી જ્યારે પણ બહાર નીકળતા ત્યારે ગોફણ તો એમના ખભે લટકતી જ રહેતી. એક દિવસ એક **બ્રાહ્મણે** ત્હેમને પૂછયું: "સંન્યાસી થઇને આ ગોફણ કેમ રાખી છે?"

એમ તો 'સિંહો' 'ઘેટાં'ઓથી વાતે કરતા અભડાય!–પણ જ્યારે પૂર કેફમાં હોય–મસ્તીમાં હોય–ત્યારે ઘેટાંઓથીય 'વિલાસ' કરી લેવાને સિંહને કાંઈ પ્રતિબંધ નથી હોતો.

"ભૂદેવ!" સ્વામી બોલ્યા "એ ગોફણ તો 'ઉડતાં પક્ષી પાડવા' માટે છે! **એક** જ ધાએ હું **પક્ષીને જમીન** પર પાડી શકું છું." અને એ જ ક્ષણે એક પક્ષીઓનું ટોળું ત્હેમના માથા પર જ ઉડતું દેખાયું. "તમે કહેતા હો તો આ ટોળામાંનું એક પક્ષી એક જ ઘાથી હમણાં નીચે પાડી બતાવું!"

"થવા દો, ત્યારે" એવા શબ્દો બ્રાહ્મણના મુખમાંથી નીકળતાં વાર જ સ્વામીએ ગોફણ હાથમાં લીધી અને પક્ષી પર

નિશાન તાકયું. જોતજોતાંમાં પક્ષી જમીન પર પટકાઇ ઘડીભર તરફડી અક્રિય થયું.

"ત્રાહી! ત્રાહી" ભૂદેવ બોલ્યો "જોયા આ સંન્યાસીનાં પરાક્રમ! આવી હત્યા, આવું પાપાચરણ! અરે લોકો, દોડો, દોડો, અને જુઓ આ સાક્ષાત્ પાપમૂર્ત્તિનાં કારસ્તાન!"

વિવાહમાં લોકોને એકઠા કરવા હોય તો તો આમંત્રણ આપવા ઘેરઘેર માણસો મોકલવાં પડે છે, પણ કોઇની ફજેતી થતી હોય હોય ત્યાં તો આમંત્રણની પણ જરૂર ન પડે! કોઇ પડે, કોઇની ફજેતી થાય, કોઇ ઉંચે દરજ્જેથી હીણપદ પામે, એ તો લોકોની 'ખુશાલી'નો વિષય! **સશક્ત પ્રત્યે કીડાઓની સહજાસહજ ઇર્ષા–નિષ્કારણ દ્વેષ એનું જ નામ 'દુનિયા'!**

મુડદાને ફોલી ખાવા જેમ ગીધો ઉભરાઇ આવે તેમ એક સંન્યાસીની **ફજેતી**નું 'જોણું' જોવા બ્રાહ્મણો અને અન્ય લોકોનું ટોળું ઉભરાઇ આવ્યું.

"અરેરે, બિચારૂં નિર્દોષ પક્ષી મરી ગયું!" એક બોલ્યો.

"એ અબોલનો પક્ષ લઇ આ પાપીને સજા કરવી જ જોઇએ" બીજો બોલ્યો.

"**નબળાની** વાર કરવી એ મહાપુણ્ય છે" એમ ત્રીજો બોલ્યો.

"એને 'પ્રાયશ્ચિત્ત' આપવું જ જોઇએ." ચોથાએ આંખો કહાડીને કહ્યું.

પાંચમો તો દોડીને ગાયનું મૂત્ર, છાણ અને માટી લઇ આવ્યો અને સ્વામીના શરીર પર ચોળવા લાગ્યો. એમ કરતાં એ પશુની વિષ્ટા તેણે મહાપુરૂષના મ્હોંમાં પણ બળાત્કારે ઘુસાડી દીધી!

, સ્વામી ચૂપચાપ ઉભા હતા. દુનિયાની વૈરવૃત્તિના ગંદા ખેલના 'દ્રષ્ટા'નું મ્હોં આ ફારસ જોતાંજોતાં વચ્ચેવચ્ચે જરાજરા મલકાઈ જતું હતું.

પણ હજી તો પ્રાયશ્ચિત્ત વિધિનો એક જ અંક થયો હતો !

* * *

નજીકમાં જ **ભાગીરથી** વહેતી હતી ! સ્વામીને ત્યાં લઈ જવામાં આવ્યા. તે અખંડ વહેતા નિર્મળ પ્રવાહમાં સ્વામીને ધકેલી જઇ એમની હથેળીમાં **ભાગીરથી**નું જળ મૂકવામાં આવ્યું અને પછી એક **બ્રાહ્મણ** બોલ્યોઃ " બોલો હવે કે મ્હારૂં પાપ આ પવિત્રામાં હોમું છું!"

"હરગીજ નહિ" **રામદાસ** સ્વામી બોલી ઉઠયા **" એ પવિત્રામાં પાપ હોમવાનું મહાપાપ મ્હારાથી કદાપિ નહિ બને !* शान्तम् पापम् ! शान्तम् पापम् ! "**

બસ જોઈ લ્યો 'દયાના ફીરસ્તા'ઓની મઝા ! કોઇ ગાળો દેવા લાગ્યું, કોઈ હાથ ઉગામવા લાગ્યું અને કોઇ બૂમ મારવા લાગ્યું કે " એની 'તાકાદ' છે કે તે 'શાસ્ત્રો' અને 'શાસ્ત્રી'ઓની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે ? "

ચોતરફ ગરબડાટ મચી રહ્યો. મીનીટ, પાંચ મીનીટ, દશ મીનીટ, વીસ મીનીટ પસાર થઈ, પરંતુ **રામદાસ** સ્વામી આંગળામાંનું પાણી **ભાગીરથી**માં નાખતાએ નથી અને **બ્રાહ્મણો**નો બળબળાટ સમ્પતોય નથી.

---

* The philosopher meant to say : To me Life is no Sin. Far be it from me that I be guilty of attributing wickedness or sin to Life which is Joy !

પણ સ્હામેથી દોડતું કોણ આવે છે ભલા? અરે એ તો શ્વાસભર દોડતો ભાગીરથીમાં પ્રવેશ કરે છે અને સ્વામીનાં ચરણોમાં મસ્તક ઝુકાવે છે! એના આખા શરીરે કોઢ નીકળ્યા છે. એમાંથી નીકળતા પરૂથી એનું આખું શરીર ભયંકર દુર્ગંધ મારે છે.

બ્રાહ્મણો એને જોઈ દૂર હટયા અને દુર્ગંધ નહિ સહન થવાથી બધાએ પોતાનાં આંગળાં વડે પોતપોતાનાં નાક દાબી રાખ્યાં,–જાણે કે પ્રાણાયામ શિખનારો વર્ગ ચાલતો ન હોય!

"દેવ!" તે કોઢીઓ રામદાસ સ્વામી પ્રત્યે બોલ્યો "આપના પવિત્ર કરકમળના સ્પર્શથી અમૃતરૂપ બનેલું તે જળ મુજ કંગાળ પર પડવા દો, કે જેથી આ કાયાનું કલ્યાણ થાય! આ કાયાએ કરેલાં અનેક કાર્યોના પડઘા તરીકે એમાં કોઢ નીકળ્યા છે–એનું કરેલું એણે ભોગવી લીધું છે. એની મુદ્દત પુરી થવાનો આ જ સમય છે અને તેમાં નિમિત્ત રૂપ આપના કરકમળમાંનું જળ જ થવાનું છે એવું દર્શન મ્હને ગઇ રાત્રે સ્વપ્નમાં થયું હતું. ત્યારથી હું આપને શોધતો રહ્યો હતો અને હમણાં જ ખબર મળવાથી અહીં દોડી આવ્યો છું. જેને 'તરશ' છે ત્હેને એ ભાગીરથીનું* જળ** મળવા દો, ગુરો!"

અને સહજાસહજ સ્વામીની હથેળીમાંનું જળ તે કોઢીપર ઢળી ગયું. તે જ ક્ષણે ત્હેના કોઢ× અદૃશ્ય થયા અને કાયા તેજ મારવા લાગી!

બ્રાહ્મણોનાં મ્હોં જ ખવાણાં પડી ગયાં. તેઓ એક બીજા તરફ જોવા લાગ્યા. બધાની જીભો થંભાઇ ગઈ. સર્વત્ર ભયકર ચુપકી ફેલાઈ રહી.

---

*ભાગીરથી=ઉગ્ર વેગવાળી અને પવિત્ર ગંગાની ત્રણ શાખાઓમાંની એક. જ્ઞાન, શક્તિ.

**The Concept that purifies and energizes Man.

× કોઢ=ફરજ; ઇચ્છા, વાસના.

સ્વામી નદીમાંથી બહાર નીકળી આવ્યા અને તેમ કરતાં એક ચાંગળું જળ હાથમાં લેતા આવ્યા.

મરેલા પક્ષી પાસે આવી બ્રાહ્મણો પ્રત્યે કહેવા લાગ્યાઃ "ભૂદેવો! ત્હમારી પ્રાયશ્ચિત્તવિધિ તો સમાપ્ત થઈ ગઇ, અને પક્ષી તો હજીએ મરેલું પડયું છે! ત્હમે આટલા બધા એ બિચારાની વારે દોડી આવ્યા અને એને મારનારને 'સજા' કરી ચૂકયા તોય પક્ષીને થયેલું 'નુકસાન' તો પાછું આવ્યું નહિ. ત્યારે કબુલ કરો હવે કે ત્હમારી શિક્ષા નુકસાન પાછું મેળવી આપવા માટે થતું દયાળુ કાર્ય નહિ પણ ક્રોધ ભળતું જ તત્ત્વ છે! કબુલ કરો કે **એકને** નુકસાન થયું હતું ત્હેની જગાએ **બેને** નુકસાન થાય એ જ ત્હમારૂં પ્રાયશ્ચિત્ત! અને કબુલ કરો કે પહેલાં જે નુકસાન થયું તે પણ ત્હમારા જ કારણથી, ત્હમારી જ પ્રેરણાથી. 'ગુન્હો' કે 'પાપ' એને ઉત્પન્ન કરનાર ત્હમેજ અને એ ગુન્હાના પ્રાયશ્ચિત્તનું ભૂત જગાડી બીજા એક **વધુ** પ્રાણીને –અને તે પણ **મનુષ્ય** પ્રાણીને–ત્હમારી **જાતનાને–જ** નુકસાન કરવાની આત્મઠગાઈ એ જ ત્હમારી 'પંડિતાઇ' અને 'ભલાઇ'! કાં તો આ વાત કબુલ કરો, અગર તો પક્ષીનો જીવ પાછો લાવી આપો!"

ભૂદેવો કમ્પ્યા! પગે પડયા! કોઢીઆના કોઢ ક્ષણમાં દૂર થવારૂપ ચમત્કાર નજરે જોવાથી ચમત્કારને નમસ્કાર થઈ ગયા!

"સ્વામી!" વડો પંડયો બોલ્યો "સત્ય છે, હજારવાર સત્ય છે આપનો પ્રત્યેક શબ્દ! 'ગુન્હો' એવી ભાવના (concept) ઉત્પન્ન કરનાર જ અમે છીએ અને મનુષ્યબંધુનું હૃદય ગુન્હામય કરી દંડનાર પણ અમો છીએ. અમારો 'દંડ' **થઈ ચૂકેલું** નુકસાન પાછું લાવી શકતો નથી તેમ કહેવાતા ગુન્હેગારનો હૃદયપલટો પણ કરાવી શકતો નથી. અમે પ્રાયશ્ચિત્ત અને સજાના નામે એક પાપનો **વધારો**

કરીએ છીએ. અમારા ઉપર કૃપાદૃષ્ટિ કરો: એક ઘાએ પક્ષીને પાડતા બ્રહ્મજ્ઞ પુરૂષના હાથમાંના જળથી કયો કોઢ–કયો ભવરોગ–ન ટળે? પણ પ્રથમ આ પક્ષી જીવતું થાય એ અમો સર્વની પ્રાર્થના છે."

"સર્વની ઇચ્છા એ જ બ્રહ્મનો વિલાસ!" રામદાસ સ્વામી બોલ્યા અને તેમણે પક્ષીપર પાણી છાંટ્યું.

નિદ્રામાંથી ઉઠતું હોય તેમ પક્ષી* 'જાગ્યું' અને બન્ને પાંખો ફફડાવતું પુનઃ આકાશમાં ઉડ્યું.

અને તે જ ક્ષણે પુરૂષસિંહ પણ પોતાના એકાકી વન તરફ દોડી ગયો.

અને લોકો પોતાની દુનિયા તરફ સીધાર્યા, જ્યાં પાપ અને પ્રાયશ્ચિત્ત, ગુન્હો અને દંડ, સજોડે અને યાવતુચંદ્રદિવાકરૌ શાસન કરે છે! ત્હેના નેકી પોકારનારા દરરોજ લલકારે છે કે "**અમે પક્ષીને મરાવ્યું છે! અમર જીવો પક્ષી!**"



## 'पश्चात्ताप'नी वाढकाप.

પશ્ચાત્તાપ =

**પાછળથી** થતો તાપ, ક્લેષ.

**ક્રિયાની** પાછળથી થતો તાપ, ક્લેષ.

**ત્રણ પ્રશ્નો: કોને? કોના વડે? કેવી રીતે?**

**કોને?**–જેનામાં બુદ્ધિતત્ત્વ પ્રકટ થઇચૂક્યું છે તેવા મનુષ્યને:'જીવ'ભાવને.

**કોના વડે?**–'સમાજ'ને વરેલી, 'ધર્મ'ને વરેલી, 'રાજા'ને વરેલી બુદ્ધિથી.

---

* The Soul awoke from Delusion of Sin and then the healthy Soul naturally flew to boundless regions and activities!

**કેવી રીતે ?**:–" '**સમાજ**'નો તું **આભારી** છે, અને સમાજને હેં હારા અમુક કાર્યથી નુકસાન કર્યું છે", " '**ધર્મ**'થી **રક્ષાયલો** છે, છતાં ધર્મને હેં હારા અમુક કાર્યથી ઇજા કરી છે," " **રાજા** કે રાજ્યથી તું **જીવે** છે, છતાં રાજાને હારા અમુક કાર્યથી હેં નુકસાન પહોંચાડ્યું છે."–એવા એવા ' ખ્યાલ ' ઉપજાવી એ ખ્યાલ વડે તે પોતે પોતાના હૃદયમાં નિરંતર બળ્યા કરે, સમાજ–ધર્મ–રાજા મૂર્ત્તિમાન ભયરૂપ બની એના ચિત્તમાં ખૂંચ્યા કરે, એવું હીપ્નોટીઝ્મ એ જ પશ્ચાત્તાપ.

એ હીપ્નોટીઝ્મ પ્રથમ વ્યક્તિ ઉપર **બહારથી** થાય; **પછી,** વ્યક્તિ પોતે એવું હીપ્નોટીઝ્મ **પોતાપર** કરે. Self-*hypnotism*.

'જીવ'ને, બીજા 'જીવો' અથવા જીવ પોતે, ઇર્ષાથી અથવા ગતાનુગતિક પ્રકૃતિથી, સુખ માટે કરેલા કાર્યનું **સુખરૂપ ભાન** થવા ન દેવા માટે, ભયભીત બનાવનારૂં ભૂત એ જ ' પશ્ચાત્તાપ ' અથવા પ્રાયશ્ચિત્ત અથવા પસ્તાવો.

એ બની શકે **ક્યાં** ?–'જીવ' ભાન હોય ત્યાંજ; 'વ્યક્તિ' ભાનમાં.

જીવભાવનું સ્વાભાવિક લક્ષણ **અપૂર્ણતા,** જેમ **શીવ**નું **સમ્પૂર્ણતા.**

અપૂર્ણતાનું 'સંતાન' ઇર્ષા.

ઇર્ષાનું **સાધન** એ જ **પશ્ચાત્તાપ** !

તાત્પર્ય, જીવભાવને જ પશ્ચાત્તાપ થઇ **શકે.**

શીવભાવ, સમષ્ટિભાવ, જ્યાં છે ત્યાં **ઇચ્છાપૂર્વક** નહિ પણ **સહજાસહજ** ક્રિયા થતી હોવાથી, ક્રિયા દરમ્યાન 'આનંદ' જ છે; અને ક્રિયા થઈ રહ્યા **બાદ** તો ક્રિયાનું સ્મરણે રહેવા પામતું નથી, તો પછી 'મીઠું' કે 'કડવું' સ્મરણ રહેવાની વાત જ ક્યાં રહી ?

જ્યાં 'આગળ' નથી, ત્યાં 'પાછળ' પણ નથી, તેથી 'પશ્ચાત્તાપ' નથી જ.

પૂર્વાર્ધ તેમજ ઉત્તરાર્ધની તમામ કથાઓમાં સ્થળે સ્થળે ગુપ્ત રહસ્યો ('આંતર્જ્યોતિ'ઓ) ભરી પડી છે, જે સાચી જિજ્ઞાસાથી વાંચનારને જ કામ લાગશે. શબ્દોને પોતાના દાંતથી ફોડીને અંદરથી રહસ્ય કહાડવાના શ્રમ વગર રહસ્યનો 'આનંદ' પણ પ્રકટવો શક્ય નથી. ખાવામાં તેમજ વિષયસેવનમાં તેમજ હરેક પ્રકારની અર્થપ્રાપ્તિ માટેની ક્રિયામાં, એ નિર્માણ જ છે કે 'શ્રમ' વગર 'આનંદ' નહિ. વળી બીજો કુદરતી નિયમ એ પણ છે કે, ભૂખ અને અશક્તિ ભાગવી છે એક માણસને, અને અન્ન એને માટે ચાવી આપે બીજો માણસ, એવું બની શકે જ નહિ. દાંત કાંઇ માણસને ઉપાધિ તરીકે કે શોભા માટે અપાયા નથી; ક્ષુધાતૃપ્તિ અને શક્તિ માટે જરૂરના અન્નને હજમ થવા યોગ્ય બનાવી આપનાર 'સાધન' તરીકે જ એનું અસ્તિત્વ છે. તેમજ બુદ્ધિ પણ કાંઇ મનુષ્યને શોભા તરીકે કે મુંઝવણમાં નાખવા ખાતર અપાઇ નથી, પણ શબ્દો, ભાવો, ઘટનાઓને ફોડી-વિંધી એમાંથી આંતર્જ્યોતિ કહાડી પોતામાં દિવ્યતા તથા પ્રકાશ પ્રકટાવવા માટે જ છે. એ પણ 'કરણ' છે. એ 'કરણ'ને કસરત મળે એ અનિવાર્ય છે. ખરો જિજ્ઞાસુ ધીરતાવાળો હોય; તે ધીમે ધીમે શબ્દોને ચાવે અને પોતાની અંદરના રસ (અનુભવ) સાથે મેળવી પચાવે. છતાંય જ્યાં તે અટકી પડે ત્યાં ભોમીઓ મળી જ રહે. 'જે પોતાને મદદ કરે છે તેને ઈશ્વર મદદ કરે છે' એ સૂત્ર અહીં આબાદ લાગુ પડે છે.

## "રામાયણ તો મ્હારી જીવનકથા છે !"

ભરતરાજનું કોઇ સ્થિર કે ચોકસ નિવાસસ્થાન નહોતું. કોઇ વખતે ગામમાં તો કોઇ વખતે સીમમાં, કોઈ વખતે શહેરમાં તો કોઈ વખતે સ્મશાનમાં, કોઇ વખતે ગુફામાં તો કોઇ વખતે પહાડપર તે ફરતા રહેતા. કોઇ વખતે અજ્ઞાનીઓ વચ્ચે તો કોઈ વખતે પંડિતો વચ્ચે અને કોઇ વખતે તદ્દન એકાંતમાં જતા; અને કોઇ વખતે તો એકાંતમાં પણ એકાંત-પોતાથી પણ એકાંત સેવતા. કોઇ વખત તેઓ સક્રિય અને કોઇ વખતે અક્રિય થતા. કોઇ વખતે દયાનું, કોઇ વખતે ક્રોધનું, કોઇ વખતે લાગણીરહિતપણાનું આચ્છાદન ધારણ કરતા. કોઈવખતે પુરાણપ્રેમી (orthodox), કોઈ વખતે સુધારક (reformer), કોઈ વખતે અનેકાંતવાદી ( દૃષ્ટિબિંદુની વિવિધતા સ્વીકારનારા ) તો કોઈ વખતે તમામ વાદોને કલ્પિત ઠરાવનારા અને કોઈ વખતે તદ્દન ભાવાતીત બનતા. ટુંકમાં, નિજસ્વરૂપ કાયમ રાખીને અનેક સ્વાંગ કરતા, અથવા વિવિધતામાં ખેલતી એકતાની સાક્ષાત્ મૂર્તિરૂપ હતા.

આજે તેઓની સવારી મુમ્બાપુરીમાં આવી પુગી છે! તર્ક-શાસ્ત્ર અને રામાયણ-મહાભારત શિખેલા બેચાર પંડિતો ત્હેમને ઘેરો ઘાલી બેઠા છે. પ્રાચીન આર્ય સંસ્કૃતિ અને સાહિત્યનો વિષય પંડિતોએ છેડયો છે.

**પહેલો પંડિતઃ**—પ્રાચીન આર્ય સંસ્કૃતિ તો ઘણી ઉત્તમ હતી એમ અમારી ખાત્રી થઈ છે, પણ એ સંસ્કૃતિનો ચીતાર આપનારા રામાયણ-મહાભારત આદિ ગ્રંથો અને પુરાણો વાંચતાં અને એમાંની પહેલી જ દૃષ્ટિએ અસંભવિત લાગે એવી ઘટનાઓનો વિચાર કરતાં અમારી બુદ્ધિ ભ્રમમાં પડી જાય છે કે કાં તો પ્રાચીન આર્યો ખરેખર મહાન નહોતા અથવા તો એમનો ઉલ્લેખ કરનારા આ ગ્રંથકારો બુદ્ધિવૈભવમાં ઉતરતા હતા.

**બીજો પંડિતઃ**—બેહદ અતિશયોક્તિ, તદ્દન અશક્ય અને અસંભવિત ઘટનાઓના ઉલ્લેખ અને આડંબર એ, એ ગ્રંથોનાં લક્ષણો હોઈ બુદ્ધિ બળવો કરે એ સ્વાભાવિક છે.

**ત્રીજો પંડિતઃ**—અને મુખ્ય સવાલ તો એ થાય છે કે આટલા સુંદર ભાષાજ્ઞાનવાળા ગ્રંથકારોને આવી રચના કરવાનું પાલવ્યું જ કેમ હશે? એમનો આશય શો હશે? તેઓના લખાણની ચમત્કૃતિઓ જોતાં તેઓ લાગે છે તો વિદ્વાન, અને વિદ્વાનો કાંઈ આશય વગર તો પ્રવૃત્તિ સેવે નહિ!

**ચોથો પંડિતઃ**—કારણ વગર કાર્ય બને નહિ, અને આશય વગર પ્રવૃત્તિ પાલવે નહિ, એ કુદરતી નિયમ છે. એઓની કૃતિનો આશય શોધ્યા પહેલાં એમની કિંમત આંકવા કૂદી પડવું ન્યાયના નિયમને બાધક છે.

**મસ્તરાજઃ**—ઓ 'નિયમ'ના રક્ષકો ! ત્હમે નિયમમાં પણ 'રમી' જાણતા નથી તો નિયમના રાજ્યથી 'પર' વસનારને અને ત્હેને પીછાનનાર મહાજ્ઞાનીઓને તો ક્યાંથી જ જાણી શકો? નિયમો ત્હમે તર્કશાસ્ત્રના ગ્રંથમાં વાંચ્યા, પણ **જીવનની ઘટનાઓ** પર એ નિયમો **લાગુ પાડી** તે દ્વારા **'ઘટનાઓ'ને** જ વાંચવાની ત્હમે કાળજી કરી નથી. જો એમ કર્યું હોત તો 'પંડિત'ની દશામાંથી 'શોધક'ની દશામાં અને ત્યાંથી 'તત્ત્વવેત્તા'ની દશામાં પહોંચી ગયા હોત. વસ્તુ, મનુષ્ય, ઘટનાનું ખરૂં અંતર ઓળખવા માટે ઓળખનારમાં અમુક દરજ્જાનો **વિકાસ** જોઇએ, માત્ર બુદ્ધિ નહિ પણ વિકાસ-શ્રેણીપર ચ્હડેલું **ભાન** (Consciousness) જોઇએ. કિંમત આંકવાનો પદાર્થ અને કિંમત આંકનાર એ બેની અપેક્ષા પર જ 'કિંમત' છે; કોઇ પણ 'કિંમત' (valuation, judgment, feeling) **સ્વતંત્ર** ચીજ નથી, 'વસ્તુ' નથી. જૂદા જૂદા 'ભાન'વાળા—વિકાસ-ક્રમની જૂદી જૂદી ભૂમિકા ઉપર ઉભેલા જૂદા જૂદા મનુષ્યો એક જ ચીજની જે કિંમત આંકે, એક જ ચીજ માટે જે અભિપ્રાયો બાંધે તે બધા જૂદા જૂદા જ હોય. એટલું જ નહિ પણ એકનો એક માણસ જ વિદ્યાર્થી અવસ્થામાં એક ચીજ માટે જે અભિપ્રાયો બાંધે તે કરતાં જૂદો જ અભિપ્રાય તે જ માણસ પુખ્ત ઉમરે બાંધશે અને મહાવિદ્વાન થશે ત્યારે વળી જૂદો જ અભિપ્રાય બાંધશે. આ સર્વ **'ભિન્નતા'**ઓ 'અભિપ્રાય'ની છે, નહિ કે જે ચીજ માટે અભિપ્રાય બંધાયા તે **ચીજ**ની. અને એ ભિન્નતા જેમ તે ચીજમાં નથી તેમ કિંમત આંકનાર મનુષ્યમાં પણ નથી, પણ તે મનુષ્યની 'દશા'માં—ભૂમિકામાં—Stage માં—Consciousnessમાં—જે સ્થાને ઉભો રહી તે પેલી ચીજ પર દૃષ્ટિ ફેંકે છે તે સ્થાનમાં જ ભિન્નતા છે. ત્હમે રામાયણાદિ ગ્રંથોની અને ત્હેના ગ્રંથકારોની તુચ્છ કિંમત આંકી,

જ્યારે **બીજાઓ** જે પોતાને 'આસ્તિક' કહેવડાવે છે તેઓ ત્હેની અતિ ઉંચી કિંમત આંકે છે, અને **હું પોતે** તો કહું છું કે **રામાયણ** નામનો કોઈ ગ્રંથ જ નથી, **રામાયણ** તો મ્હારી પોતાની જીંદગીનું વહન છે, મ્હારી જીવનકથા છે !

**પહેલો પંડિત**;—શું સેંકડો વર્ષોપર લખાયલું બ્યાન એ આપની જીવનકથા ?

**બીજો પંડિતઃ**—દેવ ! આપનું શરીર તો તે વખતે હયાતીમાંય નહોતું !

**ત્રીજો પંડિતઃ**—મહાભારતાદિના ગ્રંથકારોની ગપ્પો કરતાં મસ્તરાજની ગપ્પ એકતસુ ન્હડે નહિ તો પછી મસ્તરાજ કેમ કહેવાય ?

**ચોથો પંડિતઃ**—મસ્તરાજજી કોઇ પણ ચીજ, યશ, પૂજા કે ગુરૂવૃત્તિની દરકાર વગરના છે તેથી એમના પર એવું આરોપણ કરવું ન્યાયવિરૂદ્ધ છે. એમના એ ગપ્પ જેવા **ભાસતા** કથનમાં કાંઈ જૂદો જ 'અર્થ' હોવો જોઇએ, જૂદો જ 'આશય' હોવો જોઇએ.

**મસ્તરાજ** (ચોથા પંડિત પ્રત્યે):—પંડિતજી ! ત્હમે એકલા બેસો અને આ ત્રણ ત્હમારા સોબતીઓને કહો કે ઘેર જઈ ફરી તર્કશાસ્ત્રનો અભ્યાસ કરી વધુ યોગ્યતા પ્રાપ્ત કરે અને ત્યારપછી જ મ્હને પ્રશ્ન કરવા આવે. એમના શબ્દો પર મ્હને ગુસ્સો છે એવું કાંઈ નથી, પણ તેઓ જ હમણાં તર્કશાસ્ત્રનો નિયમ કહી ગયા હતા કે 'આશય વગર પ્રવૃત્તિ સંભવે નહિ' તે મુજબ, તેઓને કોઇવાતે સ્હમજાવવાની પ્રવૃત્તિ સેવવાનું સ્વીકારવામાંય મ્હને કાંઇ આશય તો હોવો જ જોઇએ; અને સ્થૂલ કે સૂક્ષ્મ કોઇ પણ ચીજરૂપે બદલો હું નથી ઇચ્છતો એવી ત્હમો સર્વને ખાત્રી છે તો પછી મ્હને એક

જ આશય હોઈ શકે, અને તે એ કે ત્હમારા વિકાસક્રમમાં ટેકો કરવાનો. અને તે જ જો આશય હોય તો મ્હારે જોવું જોઇએ કે **શું કરવાથી** ત્હમો દરેકને વિકાસક્રમમાં ટેકો મળે? હું અગાઉ કહી ગયો તેમ ત્હમારી ભૂમિકાઓ (stages) ભિન્ન છે, કે જે ત્હમારા હુમણાંના શબ્દો પરથી હું કળી શક્યો છું. અને ભિન્ન ભૂમિકાવાળા માટે ટેકા કે ઇલાજ પણ ભિન્ન જ હોઇ શકે, એ ત્હમો તર્કશાસ્ત્રી-ઓ પાસે ભાગ્યે જ સાબીત કરવું પડે. એ ત્રણને હજી તર્કશાસ્ત્રમાં વધારે અભ્યાસ કરવા દો, કે જેથી તેઓ તર્કશાસ્ત્રની કલમો અથવા નિયમોને 'હજમ કરી' 'ભાન'રૂપ–પોતાના અંશરૂપ–બનાવવા પામે. એ સ્થિતિ પ્રાપ્ત થયા પછી તેઓ મ્હારૂં કથન સ્હમજી શકશે અને પચાવી શકશે. તર્કશાસ્ત્રના માર્ગથી તદ્દન અપરિચિત માણસને ત્હેના **લાગણી** તત્ત્વને સ્પર્શે એવી રીતની વાતથી જ્ઞાન આપવાનું શક્ય છે, પણ તર્કશાસ્ત્ર જેણે ખાધું છે તે તો જ્યાં સુધી તે 'હજમ' ન થાય ત્યાં સુધી અજીર્ણથી પીડાતો હોઇ ઉંચામાં ઉંચી વાનીનો પણ 'કુદરતી' સ્વાદ પામી શકશે નહિ. એનો **સ્વભાવ** તર્કશાસ્ત્ર તરફ ઢળતો હોઇ એ જ માર્ગ એને માટે શ્રેયસ્કર થઇ શકે, અન્ય નહિ, પરંતુ એ માર્ગનો છેડો પામ્યા વગર 'જ્ઞાન'નો અધિકારી તે થઇ શકે નહિ. એટલા જ માટે તો 'વેદાંત'-શાસ્ત્રોએ કહ્યું કે જાણવા-પણાનો–સ્હમજવાપણાનો અંત લેવો એટલે પછી જ્ઞાન–અજ્ઞાન બન્નેથી 'પર' એવું જ્ઞાનસ્વરૂપ પ્રાપ્ત થશે. તિવ્ર બુદ્ધિવાદની સીટીનું છેલ્લુ બિંદુ 'જ્ઞાન'માં વિરમે છે. બુદ્ધિવાદ વહેતા ઝરારૂપે ચાલુ વહેતો રહે, નિરંતર સ્થાન બદલ્યા કરે, તો જ 'તનદુરસ્ત' રહી શકે, 'જીવતો' રહી શકે અને આખરે અમર અનુભવના 'સાગર'માં ભળી શકે. આ પંડિતો તો હજી સુધી 'સ્થિર' 'અભિપ્રાયો'માં સડયા કરે છે, બુદ્ધિને વહેવડાવી શકતા નથી; નિયમોને પેટમાં રાખી રહ્યા છે–હજમ કરી

પુષ્ટ થઇ શક્યા નથી. એવા 'રોગી'ને તત્ત્વજ્ઞાનની 'માત્રા' આપવી એ તો એમને જ નુકસાન કરવા સરખું થાય. 'માત્રા' માત્ર નિરોગીને જ અપાય, કે જે તે વડે 'તાકાદવાન' બને. રોગીની તો જઠરાગ્નિ પ્રદિપ્ત કરવી પડે અને તે માટે કાષ્ટાદિ જ અપાય. કહો એમને કે જે ચીજવડે ત્હમને અજીર્ણ થયુ છે તે જ ચીજ ફરીથી વાપરી અજીર્ણને હટાડો અને ત્યાર પછી જ મ્હને મ્હોં બતાવજો, **નાહક** તકલીફ લેશો નહિ તેમ આપશોય નહિ."

ત્રણે પંડિતોનાં મ્હોં ઝીલાં પડયાં! એમનું સ્વમાન ધવાયું! હજી તો પ્રશ્નની શરૂઆત થઈ હતી એટલામાં તો એમને **મસ્તરાજે** પ્રશ્ન કરવા પુરતા અધિકારથી પણ વેગળા કર્યા હતા! બિચારા તર્કશાસ્ત્રી, ન્યાયવેત્તા પંડિતોનું કેવું મ્હોટુ અપમાન! પણ ફિકર નહિ, ગમે તેમ તોય **એક** પંડિત તો **મસ્તરાજના** દફતરમાં નોંધાયો હતો! એકને તો ત્હેમણે બેસવા અને વાર્ત્તાલાપ કરવાનો 'હક્ક' **આપ્યો** હતો. જોઇએ હવે એ હક્કનો ઉપયોગ કેવો અને કેટલો થાય છે!

ત્રણે પંડિતોના ચાલ્યા જવા બાદ જે પંડિત બેઠો હતો ત્હેના પ્રત્યે **મસ્તરાજ** બોલ્યાઃ " જો ભાઇ, ' સાંભળવું ' એ પણ મ્હોટી 'કલા' છે. હજારમાં એકાદ બે માણસો જ સાંભળતાં શિખ્યા હોય છે, બાકીના બધા 'બ્હેરા' હોય છે! સાંભળનારે બોલનારની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિ જોડી જ રાખવી જોઇએ, કે જેથી બોલનારનો **આશય** સાંભળનારમાં ખેંચાઈ આવે. બોલનાર અને સાંભળનાર સિવાયની આખી દુનિયા તે વખતને માટે જાણે કે હયાતી જ ધરાવતી નથી એવું 'એકાંત' મનથી ઉપજાવવું જોઇએ. એટલું જ નહિ પણ પોતાના બધા ભાવો અને વિચારોને–પછી તે ગમે તેવા 'સારા' 'સુંદર' કે 'ઉંચા' હોય તો પણ–**તે વખતને માટે** દાબી

રાખવા જોઇએ. પૂર્વના અનુભવો, શ્રવણો, મનનો, ખ્યાલો પૈકી કોઇને **શ્રવણ દરમ્યાન** અવાજ કરવાને સ્વતંત્ર રાખવા નહિ. અને એટલેથી પણ બસ થાય તેમ નથી. શ્રવણ કરાતી વાતમાં કોઇ એવી ઘટના કે સિદ્ધાંત કે દલીલ આવે કે જે શ્રોતાની લાગણીને આઘાત પહોંચાડે, તો તેવે વખતે તે 'લાગણી'ને પણ દાબી દેવી જોઇએ. એકવાર કહેનારના કથનનું સાંગોપાંગ ચિત્ર પોતાના હ્રદયમાં પડવા દેવું જોઇએ, પછી ભલે ત્હેની ચિકિત્સા પાછળથી કરવામાં આવે અને પોતાને અનુકુળ ન થઇ શકે તેવું તમામ ભલે બહાર ધક્કેલવામાં આવે. આ જ ખરૂં 'શ્રવણ' કહેવાય. અને આવું શ્રવણ ( Art of Hearing ) મનુષ્યવિકાસનું અનિવાર્ય સાધન છે. સ્થિરતા વગરના, તીવ્ર પિપાસા વગરના, અહંભાવમાં નાચકુદ કરનારા, 'આકર્ષવા'–'ઝીલવા' અને 'સગ્રહવા'ની તાકાદ વગરના લોકો પાસે ઉપદેશ દેવા કે તેવાથી વાતો કરવા કોઇ 'જ્ઞાની' તૈયાર ન જ હોય. 'સગ્રહવા' બાદ સંગ્રહાયલા તત્ત્વની સાથે કુસ્તી કરી 'અનુકૂળ'ને 'હજમ' કરવાનું અને 'પ્રતિકૂળ'ને ધકકેલી કહાડવાનુ જેનામાં સામર્થ્ય ખીલ્યું હોય તેવાની પાસે જ જ્ઞાનીઓ તત્ત્વજ્ઞાનની વાત કરે છે. તત્ત્વજ્ઞાન માટે **ખાસ કાન** જોઇએ !"

**પંડિત**—તદ્દન સાચું, દેવ ! તદ્દન સાચું ! આપની આજ્ઞા મુજબનું વાતાવરણ ઉત્પન્ન કરીને જ આપની વાણી શ્રવણ કરવા તત્પર બન્યો છું. મ્હારી તત્પરતા અથવા પિપાસા કેટલા અંશની છે તે હું કયા શબ્દોમાં કહી બતાવું? કૃપા કરી આપની યોજના જેમ હોય તેમ કથન ચલાવો.

**મસ્તરાજ**:—ભલા મુમુક્ષુ ! **રામાયણ** એટલે **રામનો** 'વિલાસ', **રામનો** 'ખેલ', **રામનું** વ્યવહારમાં વહેવું. 'રામ' એ શબ્દ જ પોતાનો

અર્થ પોતે કહી આપે છેઃ 'રમી' રહેલો તે રામ. રમવું એ બીજી બધી ક્રિયાઓ જેવી ક્રિયા છે, પણ બીજી ક્રિયાઓ કરતાં આ ક્રિયામાં એક **વિશેષતા** છે એ તું મ્હારા કહેવાથી નહિ પણ **પોતાના અનુભવથી** સ્વીકારી શકશે. 'રમવા'માં બીજી ક્રિયાની માફક ક્રિયાશીલતા અને ક્રિયાજન્ય થાક છે, પણ 'રમનાર'ને એ ક્રિયાશીલતાનું **'ભાન'** નથી હોતું તેમ થાકનું પણ ભાન નથી હોતું; **એટલું જ નહિ પણ** ઉલટો **'આનંદ'** લાગતો હોય છે. રમતમાં હાર થાય છે તો નિરૂત્સાહ, ખેદ, વ્યામોહ કાંઇ થતું નથી, કે જે લાગણીઓ 'રમત' સિવાયની બીજી બધી ક્રિયાની નિષ્ફળતામાં જરૂર હોય છે. રમતમાં, એથી ઉલટું, પોતાની જ હાર પોતાને **હસાવે છે.** અને રમતની જીત કાંઇ 'પ્રાપ્તિ' કરાવતી નથી, અને તે કારણથી થતો મોહ, મદ, લોભ એવો કાંઈ વિકાર **રમતની** જીતથી ઉદ્‌ભવતો નથી. **એ જ કારણ** છે કે, 'રમત' **દરેક સંજોગમાં, આનંદ અને બલ** જ આપવામાં પરિણમે છે, પછી ભલે રમતમાં જીત થઈ હોય કે હાર.

'રમત' નામથી ઓળખાતી 'ક્રિયા'માં બીજી તમામ ક્રિયાઓ કરતાં આ **વિશેષતા** છે, એટલું જ પ્રથમ અનુભવપૂર્વક નોંધી રાખ.

અને હવે વિચાર કે 'રામ' કોણ? તુરત તું જ પોતાને જવાબ આપશે કે, જે કોઇ પોતાના આખા જીવનને–જીવનમાં થતી દરેક ક્રિયાને–'રમત' માફક વહેવડાવી શકતો હોય તે. 'રમવા'ની–રમ્યા **કરવાની** યોગ્યતા જેનામાં પ્રકટ થઇ છે, જેણે ક્રિયામાત્રની અંદર રહેલા 'વિષ'ને નાબુદ કર્યું છે, જે હરએક શારીરિક તેમજ માનસિક ક્રિયામાં પોતાના સ્વાભાવિક આનંદ અને સ્વાભાવિક બલનો **વિલાસ માત્ર** જ કરતો હોય એવું **'ભાન' ખીલવી શક્યો** છે અને

એ જ 'ભાન' જેનામાં નિરંતર રહ્યું છે, તેવો કોઇ પણ પુરૂષ તે રામ છે. જેનું **અંદરનું** બલ એટલું પૂર્ણ છે કે એ **બલમાંથી વહેતી હરએક ક્રિયા** એને 'આનંદ'ના વિસ્તારરૂપ, **આનંદના ઓડકાર રૂપ** જ લાગતી હોય તેવા મનુષ્યને જો કોઈ અર્થસૂચક નામ અપાવું શક્ય હોય તો તે નામ 'રામ' જ છે.

હવે જરા આગળ ચાલ. 'રમત' ત્યારે જ સૂઝે છે કે જ્યારે કાયામાં આરોગ્ય અને સ્ફૂર્તિ હોય. સંપૂર્ણ આરોગ્ય અને શક્તિ એ **'રામ'ની ભૂમિકા** રૂપે હોય.

'રમત'માં—અને **માત્ર** રમતમાં જ—'આશય'ના ખ્યાલની ગેરહાજરી હોય છે. આ ક્રિયા કરવાથી મ્હને અમુક પ્રાપ્તિ થશે એવો કોઇ **આશય** રમત—ખેલ—ક્રિડામાં હોતો નથી. એ તો માત્ર શક્તિની સ્વાભાવિક અને મુગી પ્રેરણા હોય છે. તેવી જ રીતે 'રામ'ની દરેક ક્રિયા આશયના ખ્યાલ વગરની—નિર્હેતુક હોય છે; અને માત્ર એની અંદરના આરોગ્ય અને બલની 'પ્રેરણા'ના 'કાર્ય'રૂપે હોય છે.

હજી આગળ ચાલ. 'રમત'ને કોઇ 'સાચી'—'ખોટી' કહેતું નથી. તે નથી 'સાચી', કારણકે એમાંથી કાંઈ મેળવવાનું નથી; તેમ નથી તે 'ખોટી', કારણ કે રમાય છે તે તો પ્રત્યક્ષ જોવાય છે. 'સાચી' અને 'ખોટી' એવાં વિશેષણો જેને આરોપી શકાતાં નથી, 'ભલી' અને 'બુરી', 'પુન્યરૂપ' કે 'પાપરૂપ', 'સુખરૂપ' કે 'દુઃખરૂપ' એવું કાંઈ જેમાં નથી, ત્હેનું નામ 'રમત' છે. આ તો ત્હારો રમનાર તરીકેનો અનુભવ હોઇ તુ જાણે છે. તો એ જ સ્વાનુભવ પરથી હવે સ્હમજ કે રામ અથવા 'પૂર્ણ આરોગ્ય' વાળો પુરૂષ જે કાંઈ ક્રિયામાં વહેતો દેખાય તે ક્રિયા—**જોનારને** ભલે તે 'ભલી' કે 'બુરી' લાગે પણ—ત્હેને પોતાને મન 'ભલી' કે 'બુરી' ન જ હોય. **અને**

તેથી જ ત્હેને 'ભલી' કહેવાતી ક્રિયામાંથી ઉપજતો અભિમાન અને 'બુરી'માંથી ઉપજતો 'પશ્ચાત્તાપ' કે અફસોસ હોવાનો સંભવ જ નથી. અભિમાન એ **શક્તિને મર્યાદિત** કરનાર તત્ત્વ છે, અને ત્હેની ગેરહાજરીમાં શક્તિની સર્વવ્યાપકતા હોય છે. 'અફસોસ' એ શક્તિને ગુંગળાવી મારનાર તત્ત્વ છે અને ત્હેની ગેરહાજરીમાં આનંદ સ્થિર-અડોલરૂપે રહે છે. આટલા પરથી તું સ્હમજી ગયો હશે કે એક ન્હાનોસરખો-બે અક્ષર માત્રનો-શબ્દ 'રામ' મનુષ્યની કેવી ઉંચી ભૂમિકા અથવા પુર્ણાવસ્થા સૂચવનાર 'ચિન્હ' છે. એ 'શબ્દ'નો ઉચ્ચાર કાને પડવાની સાથે અગર મનમાં એ શબ્દનું સ્ફુરણ થવાની સાથે કેટકેટલા દિવ્ય ગુણોનું એકસાથે સ્મરણ થઈ આવે છે.

એ ગુણોનો વિસ્તાર કરી એમને આપણી સમક્ષ મૂર્ત્તિમાન કરવા અને એ ગુણો કેવી રીતે પ્રવૃત્ત થાય છે ત્હેનો ખ્યાલ આપી ગુણો (શક્તિઓ) કેળવવાનું 'સાયન્સ' આપણને શિખવવા—એ બે આશયથી જ-'**રામાયણ**' નામથી ઓળખાતું પુસ્તક રચાયું હતું.

**પંડિત**—'જીંદગી'નો અર્થ હું આજે જ શિખું છું. શાસ્ત્રો માત્ર અને અનુભવીઓના ઉચ્ચારો માત્ર, **જીંદગીને 'અર્થ આપતાં'** શિખવનાર શિક્ષાગુરૂ જ છે, એ સ્હમજ મ્હને હમણાં જ આવી. હાર-જીત માટે 'ચર્ચા' કરવાના સાધન તરીકે, કે જ્ઞાનના બોજાથી 'ભારેખમ' અને 'ગંભીર' બની સમાજમાં માનમરતબો મેળવવાના સાધન તરીકે, કે માત્ર ધંધાદારીનાં અનેક સાધનો પૈકીના એક સાધન તરીકે જ, આજ સુધી મ્હેં શાસ્ત્રો અને ગ્રંથો વાંચ્યાં હતાં અને ઉપદેશો અને ચર્ચાઓનું શ્રવણ કર્યું હતું. તેથી જ હું **વિકાસથી** બે-નશીબ રહ્યો. એટલુંએ સદ્‌ભાગ્ય કે તર્કશાસ્ત્રમાં ઉંડા ઉતરવાની કાળજી રાખી, જેથી 'પ્રશ્ન' કરવાની **તાકાદ** પ્રકટી અને એ તાકાદે

જ મ્હને આપ જેવા પરમપુરૂષ પાસે મોકલી આપ્યો, જેથી થોડી મીનીટોમાં મ્હને 'રામ' એવા એક **શબ્દ**માત્રની પીછાનદ્વારા **જીવન**-શાસ્ત્રનો મુખ્ય મંત્ર સ્હમજાવા પામ્યો. પ્રભો ! આપ જ **રા**માયણ-માંના **રામ** છો અને આપનું આ જીવન એ જ **રા**માયણ છે, એમાં મ્હને હવે લેશમાત્ર શંકા નથી. અને હવે મ્હને એ પણ સ્હમજાય છે કે હું પોતે પણ **છૂપો** 'રામ' છું; સ્વભાવતઃ જેનામાં કોઈ રંગ નથી એવી ક્રિયા માત્રમાં મનુષ્યના અધ્યાસોએ–અજ્ઞાને–અશક્તિએ 'આરોપેલી' ભલી અને બુરી એવી સંજ્ઞાઓ કે જે આજ સુધી દરેક ક્રિયા કરતી વખતે મ્હારા ચિત્તમાં રમતી જ રહી છે તે સંજ્ઞાઓ મ્હારા ચિત્તમાંથી હટાવી શકું તો હું પણ નિર્હેતુક ક્રિયામાં 'ખેલતો' 'રમતો' **રામ** જ છું.

**મસ્તરાજ**:—વાહ, મ્હારા પ્યારા આત્મજ ! ત્હેં ટુંક સમય-માં ઘણો પ્રદેશ કાપ્યો. જોયું, 'અધિકાર' સાથે 'શ્રવણકલા'નો સંયોગ થતાં કેવું ત્વરિત પરિણામ આવે છે ? એકચિત્ત થયેલો તીવ્ર નયાયિક, એને 'અનુભવી'ના સહજ ઇસારાનો ટેકો મળતાં, આશ્ચર્ય-જનક પ્રગતિ કરી શકે છે, એ વાત ત્હારા પોતાના દૃષ્ટાંત પરથી વિચારકોને તું સ્હમજાવી શકશે. પણ ત્હેં હમણાં કહ્યું કે, જો તું ક્રિયામાત્ર પર આરોપાતી 'ભલી' અને 'બુરી' એવી સંજ્ઞાઓને ત્હારા ચિત્તમાંથી હટાવી શકે તો તું પણ 'રામ' જ છે. ત્હેં તદ્દન સાચું વિચાર્યું છે અને ત્હારો એ સંકલ્પ પણ પ્રશંસાપાત્ર છે. પણ વ્હાલા 'વિચારક', **ચિત્તમાંથી** એ સંજ્ઞાઓને હટાવવી તે કાંઇ **સહેલી** વાત નથી. એ કાંઇ **માત્ર** 'સ્હમજવા'થી પતે તેવી વાત નથી. જ્ઞાનતંતુઓ ઉપર જેની લાંબાકાળથી છાપ પડી રહી છે, લોહીના પરમાણુઓમાં જે ઓતપ્રોત થયુંછે, ત્હેને કાંઈ 'એ અનિષ્ટ

છે, અસત્ય છે, દૂર કરવા યોગ્ય છે' એવી સ્હમજ**માત્ર** ઉખેડી શકે નહિ. ત્હેને અનુભવ હશે કે લાંબા વખતને લોહીવિકાર શસ્ત્રક્રિયા (operation) માંગે છે; અને ત્હેને એ પણ અનુભવ હશે કે ગંભીર શસ્ત્રક્રિયા માટે પ્રાણને **ઉંચે** ખેંચી જાય એવો **માદક** અને હવાઈ પદાર્થ સૂંઘાડી સ્થૂલ દેહના ભાનમાંથી બીમારને હટાવવો પડે છે. આ ક્રિયાનું સ્મરણ કર અને એ પર બારીકાઇથી મનન કર. (૧) લાંબા વખતને (chronic) વિકાર **શસ્ત્રક્રિયાને** બોલાવે છે. (૨) શસ્ત્રક્રિયા **બેહોશી** માગે છે. (૩) 'બેહોશી' તે **સ્થિતિનું** નામ છે કે જેમાં સ્થૂલ દેહનું ભાન હટી ગયું હોય છે અને તેથી સ્થૂલ દેહપર થતી ઘટનાઓ મનને 'સુખ' નામની કે 'દુખ' નામની 'અસર' ઉપજાવી **શકતી** જ નથી, અને શસ્ત્રકાર્ય **નિર્વિઘ્ને** થઈ શકે છે. (૪) શસ્ત્રકાર્ય માટે એ **અનિવાર્ય** (unavoidably necessary) છે કે, શસ્ત્રવૈદ્યે તે ક્રિયા **સમાપ્ત** થાય **ત્યાં સુધી** 'દરદી'ના જ્ઞાનતંતુની ત્હેના મનને 'સુખ' કે 'પીડા'-નો 'સદેશો' પહોંચાડવાની શક્તિને છીનવી લેવી જોઇએ. જો તેમ ન થાય તો 'વિકાર' દૂર કરવાના આશયથી કરાતી શસ્ત્રક્રિયાનો કાંઇ જ લાભ ન થાય એટલું જ નહિ પણ ઉલટો 'દરદી'નો નાશ થાય. (૫) શસ્ત્રવૈદ્ય જે કેફ આપે છે તે **અતિઉગ્ર** અને **હવારૂપ**-હવાઇ હોય છે, અને ત્હેનું કાર્ય એ હોય છે કે દરદીના પ્રાણને **ઉંચે** ચ્હડાવવા. (૬) અને આટલું **ગંભીર** શસ્ત્રકાર્ય વધુમાં વધુ એટલું જ પરિણામ લાવી શકે કે 'વિકાર' એના 'અંગ'માંથી દૂર થાય! શસ્ત્રક્રિયા કાંઈ એને 'તાકાદ' આપી શકે નહિ, કે જે તાકાદ તો **આરોગ્ય** પ્રાપ્ત થયા બાદ 'ખોરાક' લેવાથી અને **શ્રમપૂર્વક** ત્હેને 'હજમ કરવા'થી જ આવી શકે છે. (૭) આરોગ્ય અથવા 'ભૂમિકા' આપવા સુધી જ વૈદ્ય દરદીથી સહકાર કરી શકે, અને તાકાદનું કાર્ય

તો દરદી એકલાને જ શિરે રહે. એમાં કોઈ ત્હેનાથી 'સહકાર' કરે એ શક્ય નથી.

**પંડિત:**—એ સાતે મુદ્દાઓ **આત્મવિકાસની** ક્રિયાને અથવા 'રામપ્રાગટ્ય'ની ક્રિયાને આબેહુબ લાગુ પડે એ મ્હને સ્હમજાઈ ગયું. મ્હેં એક શાસ્ત્રમાં વાંચ્યું હતું કે 'પિણ્ડે સો બ્રહ્માણ્ડે' અને 'જે નિયમો સ્થૂલ સૃષ્ટિમાં કામ કરે છે તે જ નિયમો સૂક્ષ્મ સૃષ્ટિમાં કામ કરે છે.' આપ શસ્ત્રક્રિયાનું અવલોકન કરતા હતા તે જ વખતે મ્હને આ સૂત્ર યાદ આવ્યુ અને હું આપના અવલોકનનું શ્રવણ કરતા જવા **સાથે જ** એ અવલોકનની દરેક હકીકતને સૂક્ષ્મ જગત્ પર–અર્થાત્ અંતઃકરણપર–લાગુ પાડતો ગયો હતો. એ ઉપરથી મ્હને સૂઝયુ કે, (૧) મ્હારા પૂર્વજોના–મનુષ્યજાતિના–અને મ્હારા પોતાના 'અધ્યાસો' એ જ chronic 'વિકાર' છે અને ત્હેને શસ્ત્રક્રિયાની આવશ્યકતા છે. (૨) કુશળ શસ્ત્રવૈદ્ય તરીકે આપ જેવા સમર્થ અનુભવીનો યોગ મળ્યો પણ ત્હેનો લાભ થવા માટે 'બેહોશી' અનિવાર્ય છે. (૩) 'બેહોશી' તે સ્થિતિ છે કે જેમાં મ્હને વ્યવહાર ખેલતાં–જીવન જીવતાં–સામાન્ય રીતે જે સુખ કે દુઃખની લાગણી હમેશ થતી રહી છે તે લાગણીને 'થોભાવી' દેવામાં આવે–'ઠગવા'માં આવે–'દાબી રાખવા'માં આવે. (૪) મ્હારી સુખ–દુઃખની લાગણી દબાવી દેવાનું કાર્ય મ્હારા હાથે નહિ પણ આપના –વૈદ્યના–ઉપદેશકના–ગુરૂના હાથથી જ થવા યોગ્ય કાર્ય હોઇ શું કર**વાથી** એ પરિણામ ઉપજે એ નક્કી કરવાનો અધિકાર આપને જ હોય, મ્હને (દરદીને) નહિ. (૫) એ પરિણામ ઉપજાવનાર ચીજ તરીકે આપ હવાઇ પદાર્થની પસંદગી કરો અર્થાત્ ઉંચી ભાવના ( Noble or high Concept )–ઉડતી કલ્પના–મ્હારા ચિત્તમાં દાખલ કરો એ આવશ્યક છે. અને એ કલ્પના ઉચી–ઉડતી હોય

એટલું જ બસ નથી પણ **તીવ્ર** પણ હોવી જોઇએ, અને તેથી જ રામાયણાદિ ગ્રંથોમાં મનુષ્યને 'દેવ' તરીકે ચીતરી મનુષ્યત્વ નામની ભાવનાને Magnify કરવામાં આવી છે-'દીવ્યતા' આપવામાં આવી છે-જેમ કરવું અમુક 'પરિણામ' ઉપજાવવા માટે 'અનિવાર્ય' હતું. પ્રાણ 'ઉંચે' ચ્હડે છે ત્યારે એક જાતની 'ફ્રાકત' અનુભવાય છે, સ્વતંત્રતાનો દમ ખેંચાય છે, દુઃખના ભાનથી મુક્ત થવાય છે, દુઃખની ભૂમિકાને ઉલ્લંઘી જવાય છે. (૬) 'વિકાર'રહિત-અધ્યાસરહિત-સ્થિતિ (ભાન) થયા પછી હવે મ્હારે 'શક્તિ' (will-to-power) ખીલવવી રહી, કે જે માટે કર્મક્ષેત્ર (field of action)માં મ્હારે જવું જ જોઇએ, કે જેથી કર્મક્ષેત્રમાં રહેલી ક્રિયા અને પ્રતિક્રિયાથી આઘાત કરવાની અને પ્રત્યાઘાત સહવાની શક્તિ ખીલે અને અનુભવ-વિસ્તાર થવા પામે. આ સ્થિતિમાં મ્હારે જે કાંઈ 'કરવું' કે 'સહવું' પડે તે સર્વ માત્ર મ્હારી પુષ્ટિ માટે-વિકાસ માટે-અનુભવવિસ્તાર માટે જ કરવાનું હોઈ 'મેળવવા'-'ગુમાવવા'ના અને 'સુખ'-'દુઃખ'ના ખ્યાલથી સ્વતંત્ર રહેવું જોઇએ. (૭) આ કર્મક્ષેત્રમાં ઝુઝવામાં મ્હારે સ્વતંત્ર પુરૂષાર્થ જ કરવો રહ્યો, એમાં બીજાની આશા ન કામ લાગે. અહીં 'તપ' અથવા 'પુરૂષાર્થ' જ મ્હારો 'દેવ' હોય.

**મસ્ત:**—સા...બા...સ ! મિત્ર, સાબાસ ! બુદ્ધિથી સ્હમજ્યા પછી ચિત્તમાં ધારણ કરવું અને પછી કર્મક્ષેત્રમાં આપબળપર મુસ્તાક રહીને ઝુઝવું: એવા ત્રણ ક્રમનો **અમલ** કરવા દ્વારા જ મનુષ્ય 'રામ' બને છે. પણ જોજે, ધ્યાન રાખજે, હૃદયમાં અગ્નિના અક્ષ-રોથી લખી રાખજે, કે **માત્ર** સ્હમજવાથી જ નહિ પણ સ્હમજ્યા પછી **કર્મક્ષેત્રમાં**-પ્રવૃત્તિમાં-વ્યવહારમાં સ્હમજપૂર્વક **ખેલવાથી** જ **આ રામ પ્રકટે** છે,-અને એ પછી 'આરામ' પણ આપોઆપ વગર તેડાવ્યો આવી મળે છે !

**પંડિતઃ**—દેવ ! એ હું બરાબર ગોખી રાખીશ. અને હવે મ્હને રામાયણની ભાવનાઓ અને ઘટનાઓ પાસે લઈ જવા હું આપને વિનંતિ કરૂં ?

**મસ્તઃ**—હવે ત્હને વિનંતિ કરવાનીએ સ્થિતિમાં હું ન મૂકું. હવે તો ત્હને **આપવામાં** મ્હારો આનંદવિસ્તાર છે. ચાલ, ખોલતો આવ એક પછી એક રામાયણના પ્રસંગો.

**પંડિતઃ**—રામ સૂર્યવંશમાં અવતર્યા હતા.

**મસ્તઃ**—સૂર્ય એ સઘળી **શક્તિ** (energy) અને **પ્રકાશ** (light)નો ભંડોળ. પૂર્ણ શક્તિ અને પ્રકાશમાંથી પ્રકટતી ક્રિયા જ 'રમત'–ખેલરૂપ હોઈ શકે; કંટાળાપૂર્વક, કોઈના આગ્રહથી, કોઈના ઉપદેશથી, કોઇ જાતના સ્વાર્થરૂપ 'ભૂખ'થી પ્રેરાઇને કે કોઇના 'ડરથી' પ્રેરાઇને થતી ક્રિયામાં મહત્તા (glory, magnanimity) ન હોઈ શકે, એ ક્રિયા કરતા જવા સાથે આનંદમય ભાન ન હોઇ શકે. **શક્તિ પોતાના સ્થાનેથી 'નીચે'–કોઇ સ્થૂલ પદાર્થ પર–'ઉતરી આવે' એટલે કે 'અવતરે'–પદાર્થનો સંગ કરે અને એને ગતિમાન કરે એ જ 'સૂર્યવંશી રામ'નું 'અવતરવું'.** અવતરવું=Descent, condescention. દ્રવ્ય–ક્ષેત્ર –કાળ–ભાવના સમુચ્ચયરૂપ 'માયા'ના રાજ્યમાં કાલાતીતનું 'ઉતરી આવવું' તે, નિરપેક્ષનું અપેક્ષા ભાનમાં 'ખેલવું' તે, સંપૂર્ણનું–અમર્યાદનું મર્યાદિત સ્વાંગમાં નૃત્ય.

ક્રિયાત્મક શક્તિ બે પ્રકારની હોય છેઃ એક ક્રિયા 'ધરાયલા'નો 'ઓડકાર' હોય છે, જ્યારે બીજી ક્રિયા 'ભૂખ્યા'ની 'મજુરી' હોય છે. પહેલી ક્રિયા શક્તિનો 'વિલાસ' છે, બીજી ક્રિયા 'ઇચ્છા' પ્રેરિત–ક્ષુધાપ્રેરિત 'મજુરી' છે. પહેલી ક્રિયા દરમ્યાન આનંદી ભાન ચાલુ રહે છે; બીજી ક્રિયા પ્રતિક્ષણ 'થાક'ની લાગણી ઉપજાવતી રહે છે. બીજી

ક્રિયાનું 'ધ્યેય' બહુજ નજીકનું–ટુંકું–તાત્કાલિક હોય છે, જ્યારે પહેલી ક્રિયાનું ધ્યેય ઘણે ઘણે દૂર–ભલભલાની દષ્ટિ તો શું પણ કલ્પનાએ ન પહોંચી શકે એટલે દૂરનું હોય છે અથવા તો **સાતમા આકાશને** વ્યાપીને રહેલા **પ્રશ્નાર્થ ચિન્હરૂપ** હોય છે. બીજી ક્રિયાવાળાને ક્રિયા એ 'ખોરાક' છે–આવશ્યકતા છે–અનિવાર્યતા છે; ક્રિયા બંધ થાય તો તે પોતે સડે છે કે મરે છે, પણ પહેલી ક્રિયાવાળાને સઘળી સ્થિતિઓમા–માલેક તરીકેની તેમજ દાસ તરીકેની સ્થિતિમાં, શહેરમાં તેમજ જગલમાં, સંગમાં તેમજ એકાંતમાં–એકસરખો 'આનંદ' હોય છે. એને અકસ્માત* થાય ત્યારે પણ શરીરને પહોંચેલી ઇજાને મનની શક્તિથી, મનને પહોંચેલી ઇજાને બુદ્ધિની શક્તિથી, બુદ્ધિને પહોંચેલી ઇજાને ચિત્તની શક્તિથી અને ચિત્તને પહોંચેલી ઇજાને અહંકારની શક્તિથી તથા અહંકારને પહોંચેલી ઇજાને સમષ્ટિ અભિમાનની શક્તિથી પૂરી શકે છે અને પોતાના સામ્રાજ્યનું સમતોલપણું અખંડ અવ્યાબાધ રાખી શકે છે.

એવા અખંડ અવ્યાબાધ સમતોલ જીવનનું દૃષ્ટાંત સંસ્કારી મનુષ્યોના 'ધ્યેય' તરીકે–'મૂર્ત્તિ' તરીકે–concept તરીકે–રજુ કરવું એ જ **રામાયણના** ચિત્રકારનો આશય. નીચેની ભૂમિકાથી 'ઉંચે' ચ્હડવાની–વિકસિત થવાની–દિવ્ય બનવાની તીવ્ર ઉત્કંઠાવાળા મનુષ્યો માટે જ એ 'ધ્યેય' છે. એ 'ધ્યેય' અથવા concept ને સામાન્ય લોકો–ઘેટાંઓ–'ગુલામો' મૂર્ત્તિરૂપે કે નામરૂપે પૂજવા મંડી જાય છે અને એ પૂજનમાંથી **ફળ મળવાની** આશા કરે છે ! એક રીતે

---

* 'અકસ્માત' (accident) એટલે, વિશ્વ (સમષ્ઠિ)ના એક પણ અંગ (વ્યક્તિ)ના સ્થાનભ્રષ્ટ થવાથી આખા વિશ્વદેહના એક છેડેથી બીજા છેડા સુધી લાગેલો આંચકો.

જોતાં, ફળ અથવા પરિણામ તો દરેક કાર્યને **હોય** છે જ, અને ઉપર કહેલી રીતે કોઈ મનુષ્ય **રામ** નામની કે મૂર્તિની પૂજામાં પૂરો **લીન** થઇ જાય તો જરૂર તેટલા વખતને માટે ત્હેનું મન સ્થિર થાય છે, વિકલ્પો રોકાય છે, તેથી એને **લાગે છે** કે શાન્તિ મળી. પણ તે માત્ર ક્લૉરોફૉર્મ છે, 'કેફ' છે, ક્ષણભર પીડા ભૂલવનારૂં 'અફીણ' છે. અને તે પણ પૂરી **લીનતા**નું પરિણામ, નહિ કે 'નામ'નું કે 'મૂર્તિ'નું. પૂરી લીનતા ઘણા માણસો **સાથે મળીને** પૂજા કરે ત્યાં કે Mass prayer ( સાથે મળીને કરાતી પ્રાર્થના ) માં પણ ન હોઇ શકે. અને એકાંતમાં પણ લીનતા તો **કોઈક** જ કરે છે, ભાગ્યે હજારમાં એક ભક્ત. ૯૯૯ તો માત્ર સમય અને શક્તિનો ફોગટ વ્યય કરે છે અને ઘણા દાખલામાં પૈસાનો અને પોતાની રહીસહી સ્વતંત્રતાનો પણ ભોગ આપી બેસાતો હોય છે.

લોકગણની–સામાન્ય પ્રજાવર્ગની આ સ્વાભાવિક નિર્બળતાએજ અનેક પ્રકારના પંથો અને પાખંડીઓ, 'તારનારા'ઓ અને 'પરોપકારી' જીવડાઓ, ક્રિયાકાંડો અને ફરમાનો, માન્યતાઓ અને દલીલો, ભક્તિઓ અને ભજનોને જન્મ આપ્યો છે. આ સર્વ 'બલા'ઓ પ્રજાવર્ગની નિર્બળતામાંથી જ **જન્મે** છે, પ્રજાને તે રૂચતી બને છે એટલે પ્રજા તેથી **ટેવાઈ** જઈ–'અધ્યાસ'માં પડી–એ વડે જ જીવી શકે છે અર્થાત્ એમનું નિર્માલ્ય જીવન એથી જ **પોષાય** છે, અને અંતે એ વડે જ તેઓ **નાશ પામે** છે.

સામાન્ય પ્રજાવર્ગના **નાશનો** એક પ્રકાર ઉપર કહ્યો તે છે. **બીજો** પ્રકાર એ છે કે, જેમાં પ્રજાવર્ગ કોઈ અસાધારણ વ્યક્તિના–કોઈ 'દેવ'ના–કોઇ 'રામ'ના મહાન ગૌરવશાલી 'કાર્ય'માં–'યુદ્ધ'માં–મિશનમાં–સંકલ્પમાં 'હથીઆર' કે 'ખોરાક' તરીકે **ખપઆવી જાય** છે.

આ પણ ત્હેમના નાશનો જ માર્ગ છે; પણ તે નાશ એમને તેમજ વિશ્વને સડાવતો નથી, પણ ઉલટો સડતાં અટકાવે છે. એ તો **જીવનનું નિમક** છે.

એમ તો 'અવતાર' રૂપે આવેલો **રામ** પણ મરે છે અને કીડા-રૂપ મનુષ્ય પણ મરે છે. પણ પહેલાનું મરવું, જેમ ત્હેનું જીવવું વિલાસરૂપ હતું તેમ, લીલારૂપ હોઈ મહત્તાપૂર્ણ હોય છે; જ્યારે બીજાનું મરવું, જેમ ત્હેનું જીવવું સડારૂપ હતું તેમ, સડાની અવધિરૂપ અને ક્લેષ-મય હોઇ દુનિયા માટે પણ અમાંગલિક દૃશ્ય હોય છે.

આજે સમાજસુધારણા, ધર્મવ્યવસ્થા કે રાજપ્રકરણમાં આગેવાની ધરાવતા પુરૂષો, 'નીચે'થી 'ઉપર' ચ્હડવા મથતા 'મજુરો' હોઈ એમાંનો સારામાં સારો પુરૂષ પણ અસાધારણ પરિણામ ઉપજાવી શકતો નથી. હા, એકના **મુકાબલે** બીજો ઉત્તમ એમ કહી શકાય, પણ એનો કાંઈ અર્થ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ થતો હોય તો તે એ જ કે એક ન્હાનો મજુર, જ્યારે બીજો મ્હોટો મજુર. 'ઉપર' **વસનારો** અને વિલાસ ખાતર નીચે **ઉતરી આવેલો** એવો પુરૂષ જો ઉપર કહેલી એક પણ પ્રવૃત્તિને અપનાવે તો અલ્પકાળમાં આકાશપાતલ એક કરી મૂકે, કાંઇ કાંઈ **રામ-રાવણ**નાં યુદ્ધો પોતાનું લોહી તપાવ્યા **વગર** જ જન્માવે. 'બરફના સ્વાંગમાં આગ' રૂપ એવો '**રામ**' રાજદ્વારીઓ અને નીતિ-વાદીઓ, સુધારકો અને વાડાવાળાઓથી કળી પણ ન શકાય. એવાને ઓળખાવવા માટે પણ **વાલ્મિકી** જેવાની જરૂર પડે ! અને જેને 'ઓળખી' જ ન શકાય ત્હેની 'પૂજા' તો થવા જ ક્યાંથી પામે ? પૂજા-ભક્તિ એ બધું એવા પુરૂષના 'ખેલ'ની પૂર્ણાહુતિ **બાદ** થવા પામે છે. 'ઇતિહાસ' અને 'આખ્યાન', 'રાસ' અને 'રાસડા', કથા અને ભજન બધું **પાછળથી**-એ 'પુરૂષ' પ્રત્યે નહિ પણ એના 'પડછાયા' પ્રત્યે-થવા પામે છે !...હું, ચાલો મ્હારા પંડિતજી !

આપણો રામ સૂર્યવંશમાંથી જન્મ્યો, અને દુનિયાએ વધાઈ માની-ઉત્સવ કર્યો,-પછી ?

**પંડિતઃ**—પછી, રામે પિતા દશરથની આજ્ઞા પાળી.

**મસ્તરાજ** (હશીને):—શું ? ત્હમે ભૂલતા તો નથી ને પંડિતજી ? શું રામે કોઈ પંડિતજીની, કોઇ કવિની, કોઇ ગુરૂની, કોઇ ભક્તરાજની, કોઈ હવેલી-દેરા-મંદીર-અપાસરા-મસીદ-ચર્ચના અધિષ્ટાતાની નહિ ને પિતા દશરથની આજ્ઞા પાળી !

**પંડિત** (હાસ્યનો ચેપ પામીને)—આપની આટલી પ્રસ્તાવના સ્હમજ્યા પછી હવે મ્હને એવી શંકા પણ થવા ન પામે ! 'સૂર્ય'-વંશીનો વ્યવહાર શું હોઇ શકે એ હવે હું કલ્પી શકું. 'આજ્ઞા પાળવી' એટલે ધ્યેયને અનુસરવું. ઉંચેથી નીચે આવેલા-એટલે અવતારરૂપ પુરૂષ-નું ધ્યેય જ્યાંથી તે ઉતરી આવ્યો તે સ્થાન જ હોય, અર્થાત્ 'પિતા' જ એનું ધ્યેય હોય, કે જે પિતા 'દશ-રથ' હોય. પાંચ જ્ઞાનેન્દ્રિયો, ચાર અંતઃકરણ ( મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ) અને સમષ્ઠિભાનઃ સેવા દશ રથમાં-દશ વાહનમાં-**પ્રેરણારૂપે** ખેલનાર—નહિ કે શરીરથી ખેલનાર—બ્રહ્મ તે દશરથ. એનો 'પુત્ર' અથવા 'શિષ્ય' એની 'પ્રેરણા' અથવા **'રામ' સ્થૂલમાં** પણ ખેલે. એમ હોઈ, અસાધારણ જન્મને **પિતા**ની આજ્ઞા પાળવી એ જ **સ્વાભાવિક** હોય. **સાધારણ વર્ગને** માટે શક્તિદાતા **સિદ્ધાન્તોની** આજ્ઞા પાળવી એ 'ધર્મ' હોય.

**મસ્તરાજઃ**—વાહ રે પંડિતજી ! ત્હમને તો પાંખો આવતી જણાય છે ! જોયું, એટલા જ માટે માનસશાસ્ત્રીઓએ અથવા મનુષ્ય-પ્રકૃતિના અભ્યાસીઓએ 'અધિકાર' 'ઠરાવ્યા' છે. મહ્લનું ખાણું પથારીમાં પડ્યા પડ્યા તોપ ફોડનારને આપવાની મૂર્ખાઈ કોઈ વિચિ-

ક્ષણ પુરૂપ ન જ કરે. સિંહણનું દૂધ સુવર્ણપાત્ર માંગે છે. પણ આ સ્વાભાવિક ચેતવણીને ધૂર્તોએ અને મૂર્ખોએ ભ્રષ્ટરૂપ આપીને એમ ઠરાવ્યું કે, અમુકની કંઠી પહેરે તે જ 'અધિકારી,' બીજા બધા 'અનધિકારી'; અમુક ધર્મપંથ પાળે તે જ 'સમકિતી', બીજા બધા 'મિથ્યાત્વી'; અમુક દેવને પૂજે તે જ 'આસ્તિક', બીજા બધા 'નાસ્તિક'; અમુક શાસ્ત્રને માને તે જ 'જ્ઞાની', બીજા બધા 'અજ્ઞાની'; અમુક ક્રિયા કે ભક્તિપ્રકાર સ્વીકારે તે જ 'ભક્તજન' અને બીજા બધા 'નુગરા'! **વિકાસક્રમ અનુસાર જીવનમંત્ર આપવો** એવી સ્વાભાવિક 'ચેતવણી'નો કેવો ભયંકર દુરૂપયોગ! પણ, ઠીકઇકિ છે, છાણના દેવને કપાસીઆની જ આંખો હોઇ શકે. એનું જ નામ દુનિયા! પણ આપણે એ ગુલામોની સર્જેલી દુનિયા સાથે શું પ્રયોજન છે? ચલાવો **આપણા રામની કથા!**

**પંડિતઃ**—મહારાજ! ત્હમે તો ખરેખર દેવ છો! હું કહેવાજ જતો હતો કે "**રામે રાજ્યનો ત્યાગ કર્યો**" ત્યાં તો ત્હમારા કથનનો અંત પણ "આપણે એ ગુલામોની સર્જેલી દુનિયા સાથે શું પ્રયોજન છે?" એ જ શબ્દોમાં આવ્યો! મ્હારી જીભપર આવી રહ્યું હતું તે તો ત્હમારા કથનના છેડે આપોઆપ નીકળી આવ્યું! હું સ્હમજ્યો; **રામે** 'રાજ્ય'નો 'ત્યાગ' કર્યો એટલે કે 'પ્રપંચ'રૂપ—અર્થાત્ **મનઃ કલ્પિત જગત્**નો ત્યાગ કરી 'જંગલ'માં—'એકાંત'માં—પોતાના ચૌદે 'અંગોને એટલે ચૌદે શક્તિઓને ઓળખવાના પ્રયત્નરૂપ એકાંતમાં નિવાસ કર્યો. એ તો એની 'સાધના', 'અભ્યાસ', 'તપ', 'યોગ'નો સમય.

**મસ્તરાજઃ**—પિતાની નજર તળે રહી ઇન્દ્રિયોને સુદૃઢ કર્યા પછી, આવું બાહ્ય અને અભ્યંતર 'એકાંત'સેવન એ 'લોકો' માને છે તેવો 'ત્યાગ' કે 'સદ્‌ગુણ' કે 'ભલમનસાઇ' નથી, પણ ઉર્ધ્વગામીની

'આવશ્યકતા' છે. પોતાના ચાર અંતઃકરણને-ચારે સૂક્ષ્મ શસ્ત્રોને- 'ઓળખવા' અને તેજસ્વી બનાવવાનો એ યોગ છે. એ ક્રિયા કે જેને લોકો 'ત્યાગ' કહે છે તે કાંઈ કુદરતી દુનિયાપરના 'કંટાળા' કે 'તિરસ્કાર'નું 'કાર્ય' કે 'ફરજંદ' ન હોય; પણ કુદરતી દુનિયા કે જેની ગુલામીમાં તમામ જનતા સડે છે ત્હેના પર પોતાનું સ્વામિત્વ જમાવવાની 'તાલીમ'રૂપ હોય; અને અખાડામાં 'તાલીમ' લેનારને અનુભવ હશે કે 'તાલીમ' એ 'કંટાળા'નું નહિ પણ 'ઉત્સાહ'નું 'કાર્ય' હોય છે.

**પંડિતઃ**—વનમાં જવા પહેલાં **રામે ભરતને** રાજ્ય સમર્પિત કર્યું.

**મસ્તરાજઃ**—એમ જ હોય! **વિશ્વયોજનારૂપ 'પ્રારબ્ધ'ને શિરે પોતાની દરકાર ફેંકે તો જ એકાંત થઈ શકે.** યોગીઓ જે વિશ્વાસને 'હિરણ્યગર્ભ' કહે છે, વેદાંતીઓ જેને 'પ્રારબ્ધ' કહે છે, **નિત્શે** જેને 'Fate' કહે છે, **રામાયણ** ત્હેને જ **'ભરત'** કહે છે; પણ લોકો જેને 'નશીબ' કે fate કહે છે તે એ નહિ જ! આ વિશ્વાસ તો સબળની સુગંધ છે, જ્યારે 'લોકો'નું 'નશીબ' એ તો અશક્તિની થકાવટ છે. **રામે 'ભરત'**ને રાજ્ય સોંપ્યું પણ 'ભગવાં' પહેરી રાગરહિત રક્ષા કરનાર ભક્તે રાજતંત્ર તો **શત્રુઘ્ન**-warrior-ને જ હસ્તક મૂક્યું હતું!

**પંડિતઃ**—વનવાસનો પ્રારંભ **રામે** ત્રાટિકા રાક્ષસીના—રાવણની બ્હેનના-ખૂનથી કર્યો, કે જે મનુષ્યાહારિણી હતી.

**મસ્તરાજઃ**—નહિ તો વનમાં વસી જ કેમ શકાય! મનુષ્યોનો આહાર કરવાના સ્વભાવવાળી એ રાક્ષસી-એ **આશા**-ને તો કો વિરલો **રામ** જ મારી શકે અને મારવાથી જ જંગલમાં મંગળ કરી શકે. 'હું જે છું અને જ્યાં છું તે અને ત્યાં સુખરૂપ જ છું-આનંદ છું'

એવી શ્રદ્ધા સશક્તને જ હોય. '**મેળવવા**'ની 'આશા'ની ગુલામી સમર્થમાં ન હોય. આ ચક્રાકાર દુનિયામાં કોઇ ચીજ છૂટી કે એકલી નથી: 'આશા' 'નિરાશા'થી જોડાયલી પડી છે, તેમ એક આશા અનેક આશાઓથી અને એક નિરાશા અનેક નિરાશાઓથી જોડાયલી પડી છે; તેથી, **એક** 'આશા'ના સ્વીકારમાં **તમામ** 'નિરાશા'ને આમંત્રણ મળી ચૂક્યું ! આ 'હકીકત' ભલભલા નૈયાયિકોને પણ ખુંચે છે !

**પંડિત:**—વનવાસ પહેલાં **રામે** બાલ્યાવસ્થામાં **વિશ્વામિત્ર** ઋષિના યજ્ઞને ભ્રષ્ટ કરનારા રાક્ષસોને હાંકી કહાડયા હતા.

**મસ્તરાજ:**—બરાબર છે; **યજ્ઞ અથવા અર્પણતા એ જ ઋષિઓની–જ્ઞાનીઓની ક્રિયા હોય.** અને 'સંગ્રહ' 'માલેકી' એ રાક્ષસોનો સ્વભાવ હોય. અને બે વચ્ચે જન્મસિદ્ધ વૈમનસ્ય હોય. એ રાક્ષસથી યજ્ઞ જોયો જાય તો એ રાક્ષસ જ નહિ ! ત્હેને યજ્ઞ કરનાર પર ક્રોધ જ થાય, પણ સમષ્ટિભાવમાં બેઠેલા ઋષિથી વ્યક્તિભાવમાં આવીને સહાર કાર્ય ન બને. તેથી તે સત્ત્વ–રજોના પ્રતિનિધિરૂપ ક્ષત્રિયને–રાજવંશીને–યજ્ઞરક્ષા માટે આમંત્રે. આ પ્રમાણે **રામને** રાક્ષસો સ્હામે પોતાના બળની સરખામણી કરવાની તક પ્રાપ્ત થઇ ! સમષ્ટિભાનવાળા ઋષિનું ત્હેને નિરંતર પ્રોત્સાહન હોઈ બાલક **રામ** વિજેતા થયો. એ વિજયે એની will (ઇચ્છાશક્તિ)ને વધુ તીવ્ર બનાવી. તો વળી એ વધુ તીવ્ર ઇચ્છાશક્તિને કસોટીએ ચ્હડાવનારી ઘટના બની આવી. એમ બન્યું કે, રાજા **જનકે સીતાનો** સ્વયંવર યોજ્યો અને ઋષિ **વિશ્વામિત્રને** આમંત્રણ કર્યું. **રામને** લઇને ઋષિ સ્વયંવરમાં ગયા. પરશુરામનું ભારે ધનુષ્ય જે ઉઠાવે ત્હેને **સીતાની** વરમાળા મળવાની હતી. ચક્રવર્તી રાજા **રાવણ** ધનુષ્ય ઉઠાવવા જતાં

પટકાઈ પડે છે અને દબાય છે. સત્ત્વ-રજોના પ્રતાપે વીર **રામે** વિના પરિશ્રમે હસતાં ખેલતાં-બાણ ઉઠાવ્યું અને તીર ચ્હડાવ્યું. ક્યાં અને કોના ઉપર એ તીર તાકવું એ તો પ્રથમ જ નક્કી થવું જોઇએ. ઋષિઓ કે જેઓ અતિ 'દૂરદર્શી' (far-sighted, long sighted) હોય છે તેમણે સંયમ કરી જોયું કે હજારો માઇલ દૂરના એક જંગલમાં એક 'શૂદ્ર' 'તપ' કરી રહ્યો હતો. **'શૂદ્ર'નો 'તપ' જગત્‌ને ભય રૂપ જ હોય.** વાસનાનો કીડો તે 'શૂદ્ર', ગુલામ; અને તે જ્યારે 'તપ' કરે-એકચિત્તે પુરૂષાર્થ કરી યન્ત્રકળા કે મંત્રકળા સાધે ત્યારે એ શક્તિ માત્ર તુચ્છ પાશવ વૃત્તિઓને સંતોષવામાં જ વપરાય. **તુચ્છને મળતી શકિત એ તો વિશ્વવ્યવસ્થા-( Cosmic Economy) ને ભય રૂપ છે.** તેથી જ તો ખુદ ઋષિઓએ-'ધર્મ'ના થાંભલાઓ-વિરકત જનોએ-જ્ઞાનીઓએ એક્કે અવાજે કહ્યું કે અમુક સ્થાને તપ કરતા શૂદ્રના મસ્તકને તાકવું. આહ, કેટલુ **દૂરનુ** ધ્યેય ! કેવો અગમ્ય આશય ! ક્યાં લગ્નના સમારંભનું બ્હાનું અને ક્યાં વિશ્વવ્યવસ્થાને ભયરૂપ દૂરના કારણનો નાશ ! 'જ્ઞાની'ઓ-ઋષિઓના 'વ્યવહાર' એવા જ અગમ્ય-mystic-બુદ્ધિવાદની કલ્પનાગાંય ન આવે એવા-હોય છે ! એમની 'હિંસા' પણ જગત્‌ને કલ્યાણકારી હોય છે ! શુદ્ર પડ્યો અને આ તરફ **રામે** ધનુષ્યના પણ ત્રણ ટૂકડા કરી નાખ્યા **રાવણ** આ જોઈ લજ્જીત થઇ ચાલ્યો ગયો. આ મહાન વિજયે વળી એથીએ મ્હોટો પ્રતિરોધ ઉત્પન્ન કર્યો. **સીતાને** લઈ સ્વજનો સહિત **રામ** મિથિલાનગરીથી બહાર નીકળ્યો કે તુરત **પરશુરામ** સ્હામે આવી ઉભો અને યુદ્ધ માગવા લાગ્યો. ક્ષત્રિયોનો કાળ, ક્ષત્રિયકૂળમાં જ આવી અસાધારણ વ્યક્તિ પાકેલી કેમ જોઈ શકે ? **રામે** યુદ્ધ આપ્યુ અને **પરશુરામને** હરાવ્યો. **સંહારનાં શસ્ત્ર પર મુસ્તક રહેતા યોદ્ધાને પરાજયે જ**

'દેખતો' કર્યો. જેવી હેની અંદરની આંખ ખુલી કે તેણે પરશુ જમીન પર ફેંકીને કહ્યું: " રામ! તમસૂયુક્ત રજસૂનો યુગ આજે સમાપ્ત થાય છે! સત્વયુક્ત રજોનો યુગ શરૂ થાય છે! એ બે દીવાલો વચ્ચેની ખીણમાં મ્હારાં શસ્ત્ર ફેંકું છું!" ક્ષત્રિયોની 'ઇર્ષા' એ જેના બળની જનેતા હતી એવો પરશુરામ, ઇર્ષા કે લોભ આદિ 'કેફ' વગર 'સ્વાભાવિક બળ'થી જ ખેલનાર રામ આગળ નમ્યો. રખે કોઈ સ્હમજે કે સ્વાભાવિક બળ વાળા રામના હાથે 'હિંસા' ન જ થવા પામે. એ જ્યારે હિંસા કરે ત્યારે કાંઈ ન બચવા પામે! સીતા–સ્વાનુભૂતિ–Will જેનાથી સદા જોડાયલી જ છે, અને લક્ષ્મણ-લક્ષ્ય–Goal જેને સદા સેવે છે હેને વળી 'મેળવવા'–'ગુમાવવા' નો ખ્યાલે કેવો હોય અને તે જ ન હોય તો મરવા–જીવવા અને મારવા–જીવાડવા રૂપ 'માન્યતા' પણ હેનામાં કેવી? એના સમષ્ટિભાનમાં નથી કાંઇ મરતું દેખાતું કે નથી કાંઇ જન્મતુ દેખાતું! મિથિલાનગરીને દેવે આગ લગાડી પણ શું યોગ-નિષ્ઠ નમીરાજને 'આગ' દેખાઈ? **જૂદી ભૂમિ, તેમ દર્શન પણ જૂદાં !**

**પંડિત:**—ઋષિઓ વચ્ચે વસવા વખતે રામનું વર્ત્તન પણ ઋષિવત્ હતું.

**મસ્તરાજ.**—પણ, ભલા માણસ! ભેગાભેગી કહી લેને કે તે જ રામ રાજાઓ વચ્ચે વસ્યો ત્યારે **રાજા** તરીકે વર્ત્યો હતો? In Rome I was a Roman! પણ એ મુકાબલો બહુ દૂર સુધી રખે ખેંચી જતો! કીડો કાંઇ ઋષિના સંગથી જ્ઞાની ન બની શકે અને રોમન કે વીરના સગથી યોદ્ધો ન બની શકે. એ 'માટી' જ જૂદી હોય! સશક્ત માણસ જ ઋષિ કે યોદ્ધા–

જેવો પ્રસંગ તેવો-બને. એ તો એના 'રંગ' છે-વસ્ત્ર છે. સાધુનાં કાષાય વસ્ત્ર અને વીરનાં કેશરી વસ્ત્ર! અંદર તો 'સિંહ' જ હોય!

**પંડિતઃ—રામની સીતાનું રાવણે હરણ કર્યું.**

**મસ્તરાજઃ**—ત્યારે જ તો **રામ** દીવાના માફક ભટક્યો! Will થી વિખુટો પડેલો કયો મનુષ્ય ક્રિયાની મોઝ લઇ શકે છે? પણ **રાવણ**-એ આસુરી સંપત્તિ-**સી**તાને છળથી પોતાના 'નિવાસ'માં લાવવા છતાં તેણીથી 'જોડાઇ' શક્યો નહિ! એ 'સતી' કે જે માત્ર સત્ત્વગુણીથી જ 'જોડાઇ' જાણે છે તેણે તો ઉલટો આ 'વિકારી'નો **નાશ** યોજ્યો. પણ 'સીતા'ની ખરી કિમતનુ ભાન **રામને** થવા પામે એ માટે આ હરણઘટના પણ અનિવાર્ય હતી; તેમજ **રાવણ**ના વ્યક્તિભાનને ફુલાવી-ફાડી એનો સમષ્ટિમાં લય થવા પામે એ માટે પણ એના હાથે **સી**તાનું હરણ થવું આવશ્યક હતું.

**પંડિતઃ—રામને લક્ષ્મણની સહાયતા હતી.**

**મસ્તરાજઃ**—પંડિતજી! રખે સ્હમજતા કે એ કોઈ 'કૃપા' હતી! એ તો માત્ર લક્ષ્ય તરફ તીર ફેંકનાર એકાગ્રતા. એને 'સીતા'ની પાની જ જોવા મળે, મુખ નહિ! હા **લક્ષ્મણ**નાં એટલાં અહોભાગ્ય કે **રામ**ની ઇચ્છાશક્તિનો માર્ગ નિષ્કંટક કરી આપવામાં જ રોકાઇ રહેવાથી એના ચિત્તમાંથી બીજી બધી દુનિયા અદૃશ્ય થતી. એથી જ કહેવાય છે કે **લક્ષ્મણ** પૂરો 'વિરાગી' હતો.

**પંડિતઃ—રામે બહુ બહુ નિગ્રહ કીધો હતો.**

**મસ્તરાજ**.—એ જ 'દૃઢ નિશ્ચય' નું સાધન! પણ આજે લોકો જનનેંદ્રિયને ખસી કરવા રૂપ વર્તનને નિગ્રહ માને છે એ

જોઇને તો મ્હને સૂગ આવે છે. લંગોટબદ્ધ હોય તે જ સ્ત્રી ભોગવવાનો ખરો અધિકારી. પૂર્ણ લોભરહિત હોય ત્હેને જ તમામ દુનિયાના ખજાનાનો અધિકાર હોય. એ જ વિશ્વની કરકસર!

પંડિત.—રામના શરીરને કષ્ટ તો બહુ પડ્યું.

**મસ્તરાજ.**—એટલે? એટલે શું ત્હમે ત્હેની 'દયા ખાઓ' છો? ત્યાં જ અટકાવો ત્હમારી લૂલીને! ત્હમને બિચારા બુદ્ધિવાદીને શું 'ખબર' કે ત્હમે જેને કષ્ટ કહો છો તે તો સમર્થનો 'શોખ' હોય છે? **સમર્થની ક્રિયા અથવા લીલા એવી પ્રચંડ-મસ્ત-પહાડી-સર્વભક્ષી હોય છે કે એ લીલા જ એના સ્થૂલનો યજ્ઞ કરે, અને એ જ એની 'મુક્તિ'!** સ્હમજો મ્હારા ચતુર-સુજાણ પંડિતજી! સ્હમજો કે **નહિ જોઇતાં** કષ્ટથી 'બચતા રહેવા'ની 'કાળજી' એ 'પંડિતો'ની પ્રકૃતિ હોય, અને **ખેંચી આણેલાં** કષ્ટને આનંદભેર ઉઠાવીને ક્રિયાત્મક રહેવું એ 'સમર્થ'ની પ્રકૃતિ હોય. સમર્થને કષ્ટ વધુ **સમર્થ** અને 'બેદરકાર' બનાવે છે, પંડિતને વધુ **'ચેતતો'** ( guarded, deep, sharp, plotting ) બનાવે છે, સામાન્ય ગણને વધુ મુડદાલ-નિઃસત્વ બનાવે છે. **એક જ ચીજ જુદી જુદી ભૂમિ પર જૂદી જૂદી અસરો ઉપજાવે છે.**

પંડિતઃ—સુગ્રીવ **રામનો** મિત્ર થવાથી કાર્યસિદ્ધિમાં ઘણી સરળતા થઈ.

**મસ્તરાજઃ**—ઓળખ્યો એ વાનર શિરદારને? વાંચો આખુ **મહાભારત**, ફરી ફરીથી વાંચો અને પછી કહો કે ત્હમારી **અયોધ્યામા** એ **સુગ્રીવ** કોણ છે અને ક્યાં વસે છે? જો એ ન શોધી શકો તો રામાયણ વાંચવું મિથ્યા છે. **વાંચવું તે છે કે જેનાથી વાંચવું જ હમેશાને માટે બંધ થાય!** આજે **'વાંચી'** જાણનાર

કે 'શ્રવણ' કરી જાણનાર જ હજારોમાં એક છે, તો **લખી** જાણનાર કે **બોલી** જાણનારનું તો પૂછવું જ શું? આજે તો એક 'લત' તરીકે, અધ્યાસ તરીકે, 'વ્યભિચાર'ના ફેલ તરીકે એ ક્રિયાઓ થાય છે. Reading as an Art, writing as an Art જવલ્લે છે. **અને 'આર્ટ'એ ભરપૂરતાનું સંતાન હોઈ એની 'કિંમત' પણ 'પૂરા'થી જ અંકાઇ શકે.** એક 'મંત્ર'–એક–જ માત્ર સૂત્ર–ફકત એક વાકય બોલાય, અને તે 'સાભળ'નારને 'કૈવલ્ય'–કેવળ 'એક' .ભાન–બ્રહ્મભાન પ્રકટે, એ તે **બોલવાની** 'કળા' અને એ તે **સાંભળવાની** કળા! આજે એવો 'બોલનાર' નીકળી આવે તો એને કોઈ 'રહમજી' જ શકે નહિ! એને સાંભળવા માટે પણ 'ખાસ કાન' જોઇએ! તેથી એવો કોઇ રડયો–ખડયો 'બોલી' જાણનાર હોય તો પણ તે 'જાહેર'માં તો આવે જ નહિ. એ 'હકીકત' નો દુરૂપયોગ કરનારાની સખ્યા આજે થોડી નથી! કાનમાં ફુંક મારી કે એક મંત્ર ભણી ગુરૂ બની બેઠેલાઓનો આજે ટોટો નથી. 'વિના કષ્ટે મુક્તિ' મેળવવા ઇચ્છતા 'લોભી'ઓ વચ્ચે ધૂતારા કોઈ દિવસ ભૂખે ન મરે. માયાના કીચડમાં અહોનિશ રમી રહેલા એ 'કીડા'ઓને 'ખાવા' 'કુક્કર' જ જઇ શકે; કોઇ 'સિંહ' કે 'રાજહંસ' તો એ તરફ નજરસરખી પણ ન કરે. હા, એ સિંહો હજી 'વાનર'ને–એક વૃક્ષ પરથી બીજા વૃક્ષ પર ચેકવામાં નિપુણ, 'વનફલ' અને નહિ કે 'જમીનમાંના પદાર્થો' ખાવામા જેને 'મઝા' પડે છે તેવા 'વાનર'ને હજી મંત્ર આપશે અને શિષ્ય કે મિત્ર બનાવશે, પણ 'કીડા'ને તો નહિ જ. તમે જ હમણાં કહ્યુંને **રામે** સુગ્રીવને મિત્ર બનાવ્યો? એ કેમ બન્યું ભલા? 'સુગ્રીવ' અને 'વાલી' બે એક જ પિતાનાં સંતાન હતાં અને બન્નેમાં શક્તિ અગાધ હતી પણ બન્નેના ગુણ–સ્વભાવ

પરસ્પરવિરોધી હતા. મ્હોટો ભાઈ એટલે કે **પ્રથમ** જન્મેલો તે **વાલી**. ત્હેની આગળ 'સુગ્રીવનું કાંઇ ચાલતું નહિ. **વાલી** આગળ સુગ્રીવની કળા અસ્ત પામતી. ... ... બરાબર સાંભળજો મ્હારો દરેક શબ્દ ત્હેના **ક્રમ સુજબ** ઝીલજો અને પાછળ પાછળ ચાલ્યા આવજો... ... જે 'સ્ત્રી પર સુગ્રીવ આફરીન હતો ત્હેને વાલી પકડી બેઠો હતો. તેણીને મેળવવા સુગ્રીવ સદા પ્રયત્ન કર્યા કરતો. એકદા રામ–લક્ષ્મણ સુગ્રીવના સરોવરથી થોડે દૂરના વૃક્ષતળે બેઠા હતા. તેઓ કદાચ **વાલીના** જાસુસો હશે એવી શંકાથી સુગ્રીવે હનુમાનને તે વૃક્ષ પર જવા કહ્યું, કે જેથી ત્હેમની ચિકિત્સા જોઈ શકાય. હનુમાને ઝાડની ડાળીઓ તોડી તોડીને તેઓ પર ફેંકવા માંડી. લક્ષ્મણને ગુસ્સો આવ્યો અને તેણે ધનુષ્ય હાથમાંલીધું. **રામ** હસ્યો અને બોલ્યોઃ આવા **નજીવા** 'આક્રમણ'નો 'પડઘો પાડવો' શું ત્હારા જેવા મરદને છાજે ? તુરત લક્ષ્મણ સૂઇ ગયો અને સૂતાં સૂતાં ખેલ કરતો હોય તેમ તીરો ઉપર ડાળીઓને વાનરની તરફ ઉછાળવા લાગ્યો. તેમ તેમ હનુમાન બમણો ત્રાસ આપવા લાગ્યો. લક્ષ્મણે તીરનો વેગ વધાર્યો, જેના સુસવાટથી હનુમાન આમતેમ પવનમાં તરખલા માફક ઉડવા લાગ્યો. હનુમાનને આશ્ચર્ય થયું કે મ્હારા પહાડી શરીર કરતાંય આ મુઠ્ઠીભર હાડ–માંસમાં અજબ તાકાદ જણાય છે ! એટલામાં તેણે **રામને** લક્ષ્મણ પ્રત્યે એમ બોલતો સાંભળ્યો કે ' આ વીરને છેડતો નહિ, એ વજ્રકચ્છ છે.' "વજ્રકચ્છ અથવા અખંડ બ્રહ્મચારી તરીકે એણે મ્હને ઓળખ્યો તો એ જ મ્હારો ગુરૂ !" એમ મનમાં જ બોલી હનુમાન નીચે આવ્યો અને **રામના** ચરણમાં પડ્યો. પછી તેણે સુગ્રીવને **'जयनी कला'** બતાવી. સુગ્રીવના 'પ્રતિપક્ષી' **વાલીની** એ ખાસીઅત (nature) હતી કે એના **સ્હામે** આવીને તો કોઇ ઇન્દ્ર પણ એને હરાવી શકે નહિ. **જે ત્હેની**

'સંમુખ' થયો તે તો ત્હેનાથી હારવાનો જ. રામે એ કલા કરી કે બન્ને 'પ્રતિપક્ષી'ઓ કે જેઓ તે સાથે જ પાછા 'ભાઇ'ઓ હતા ત્હેમના વચ્ચે દ્વંદ્વ યુદ્ધ યોજ્યું. બેઉ કુસ્તીમાં જોડાયા અને રામ તરફ વાલીની પીઠ હતી તે તક સાધી રામે ત્હેની પીઠમાં તીર માર્યું ! વાલી પડ્યો અને સુગ્રીવને ત્હેની મનવલ્લભા પ્રાપ્ત થઈ, તે સાથે રાજ્ય પણ મળ્યું ! હવે તે રામને ત્હેની સીતા શોધી આપવામાં મદદગાર થાય એમા આશ્ચર્ય શું ? જુઓ હવે કે વાલી તે બીજું કોઇ નહિ પણ 'નેતિ,' 'ઉચકી', 'અભાવ', denial, disgust. વિકાસક્રમનાં ઘણાં પગથીઆં સુધી 'ઉચકી' જ હોવી જોઇએ. કોઈ ચીજ, કોઈ ઘટના, કોઇ કાર્ય, કોઈ વિચાર, કોઈ સિદ્ધાંતમાં એને 'સાર' ન લાગવો જોઇએ. એની પ્રથક્કરણ શક્તિ એવી તેજ હોવી જોઇએ કે જે ચીજ ત્હેની સંમુખ આવી ત્હેને કાપી-છુંદી ત્હેનું અતર જોઇ લે અને તે ત્હેને નિઃસાર જ લાગે. તીવ્ર બુદ્ધિ—તેજ કલ્પનાશક્તિ 'પ્રથક્કરણ' જ કરાવે અને પ્રથક્કરણની શસ્ત્રક્રિયાથી વસ્તુમાત્ર નિર્જીવ-તુચ્છ જ લાગે. પરિણામે વિચારકને જ્યાં જ્યાં ત્હેની દૃષ્ટિ પડે ત્યાં ત્યાં 'ઉચકી' જ આવે. "એ 'સત્ય' નથી, 'ભ્રમણા' છે "—" not that, not that, " એમ જ થાય. એ પોતાના બોલ ઉપર—એ પોતાનાય 'ચુકાદા' ઉપર પણ વળી ત્હેને 'ઉચકી' આવે. Great Disgust ! ભયંકર અસંતોષ ! રાક્ષસી બેચેની !... બીજી તરફથી એના પ્રતિપક્ષી 'ભાવ'માં 'વિશ્વાસ'—'સંતોષ' હોય અને તજ્જન્ય ક્રિયાશિથિલતા હોય. એ બેનું દ્વંદ્વ યુદ્ધ થાય, એ બે ગુણો પરસ્પરથી ભેટે, ત્યારે 'ઉચકી' અદૃશ્ય થાય અને વિશ્વાસ દિવ્ય સ્વરૂપ પામે ! ભાવ-અભાવથી 'પર' એવી આત્મપ્રતિષ્ઠા એને દરેક ચીજ વિશ્વવ્યવસ્થાના એક અંકોડા—અનિવાર્ય અંગ—તરીકે દેખાડે. 'ભલું' અને 'બુરૂં', 'સત્ય' અને 'અસત્ય', 'પુણ્ય' અને

'પાપ', 'જ્ઞાન' અને 'અજ્ઞાન', 'સુખ' અને 'દુ:ખ' સર્વ ત્હેને છૂટું છૂટું દેખાવાને બદલે સળંગ સાંકળની એક **જરૂરી** કડી તરીકે દેખાય. તેથી એને 'આશ્ચર્ય' કે 'ખેદ' એમાંનું કાંઈ ન થવા પામે. એ માત્ર ઠંડું હાસ્ય જ કરી શકે. ઉગ્રમાં ઉગ્ર ક્રિયા કરવા છતાં એને તે અ-ક્રિયતા જ લાગે. એની પ્રકૃતિ જ હવે 'સમન્વય'ની બને. એકને અનેક ટૂકડામાં કાપી જોવાને બદલે અનેકને એકરૂપે જોવાની એની 'ટેવ' બંધાઇ હોય. તેથી સર્વમાં તે 'એક'નો જ 'નાચ' જુએ. એનું નામ વૃત્તિઓનો કાયાપલટો! પુનર્જન્મ! મરીને જીવવાપણું! એ જ yea-saying to life! એજ જીવનનો પવિત્ર હકાર! એ જ 'સમાધાન'! અને એ જ 'યુદ્ધ'ની દિવ્યતા! કોણ કહે છે કે યુદ્ધ અનિષ્ઠ છે? દુનિયાને તુચ્છ લોભ કલહમાં પ્રેરે છે, એ જોવાની 'ટેવ' પડી જવાને લીધે જ્યારે પણ 'યુદ્ધ' એવું નામ કાને પડે છે ત્યારે એ ઉચ્ચાર સાથે જ પેલો પરિચિત ભાવ લોકોમાં ખડો થાય છે; **બીજી** કોઈ જાતનું યુદ્ધ હોઈ શકે એમ તેઓને લાગતું જ નથી. બાકી એ કલહ અને આ યુદ્ધ બે તદ્દન જૂદી જ ચીજો છે. **એક 'ભૂખ'નું કાર્ય છે, બીજું શક્તિનું કાર્ય છે. એકનું પરિણામ અનિષ્ટ છે, બીજાનું પરિણામ ગૌરવશાલી છે. યુદ્ધ જ બે ભાવોનુ સુંદર એકીકરણ કરે છે.** યુદ્ધના બે પક્ષો તો 'પક્ષી'ને 'આકાશ'માં 'ઠરવનાર' અને 'વિલાસ કરાવનાર' પાંખો છે! 'Brothers in war'–'યુદ્ધના ભાઇઓ' તો માજણ્યા ભાઇઓ કરતાં પણ નીકટના 'સગા' છે. જીવીને તેમજ મરીને–**બન્ને** રીતે–જો કોઈ વ્યક્તિ બીજી વ્યક્તિને વિકસાવવામાં જ કામ લાગતી હોય તો તે યુદ્ધ વડે જ! 'રામ'ને એવા યુદ્ધપ્રેમીઓ બહુ ગમે છે, અને એને જંગલમાં પણ એવા મળી રહે છે!...હું ભૂલ્યો: જંગલમાં **પણ** નહિ, પણ **માત્ર જંગલમાં** જ મળે છે, 'શહેર'માં

નહિ ! 'શહેર'માં તો સુંવાળી મડમો હોય, કુમળાં બાળકો હોય, વાણીવિલાસી 'લપટા' લફંગા હોય, કલ્પનાનાં 'જાળાં' હોય, ભ્રમણાની ભૂલભૂલામણીઓ હોય, ખાટલે પડી 'સેવા' કરાવવાની મોજ હોય ! ત્યાં સુગ્રીવ કેવા કે હનુમાન કેવા ! એટલા જ માટે તો રામે અયોધ્યા જેવી રાજધાની છોડી વન શોધવું પડયું ! ઘણું જીવો એ રામનું 'વન' !

**પંડિતઃ**—પણ **સીતા**ને તો હનુમાને–મારૂતીએ–મહાવીરે શોધી આપી હતીને !

**મસ્તરાજઃ**—હા, હનુમાન જ તે કરી શકે, કે જે પુનર્જન્મ પામેલા–રામના ગુરૂમંત્રથી કાયાપલટો પામેલા–સુગ્રીવનો 'મંત્રી' હતો. જે પહાડ જેવાં કાર્યોને રમત માફક 'ઉપાડી' શકતો અને તે છતાં જેના 'વેગ'માં વાંધો આવતો નહિ,–જે પહાડ ઉઠાવીને ઉડવા છતાં પણ 'રામ'નું ગીત અખંડ લલકાર્યાં કરવા જેટલો આનંદ શીલકમાં રાખી શકતો,–જે લાખો વાનરો (વૃત્તિઓ)નો નિયંતા અને સ્વામી હતો,–જેને અસાધારણ મ્હોટી ફોજ એ ઉપાધિરૂપ નહોતી પણ સહાયરૂપ હતી, તેવો હનુમાન જ **સી**તાની ભાળ મેળવી શકે. પંડિતજી ! એ જ દિવ્ય 'વિવેક' । બુદ્ધિવાદનાં પૉલીટીક્સ એની પાસે પાણી ભરે !

**પંડિતઃ**—રાવણને એના સગા ભાઇ **વિ**ભિષણે ઘણુંએ સ્હમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. ત્યારે **વિ**ભીષણ 'ભાઇ'ને છોડી ભાઇના પ્રતિપક્ષીને શરણે ગયો અને ભાઇથી લડયો.

**મસ્તરાજઃ**—સત્ત્વગુણી એમ જ વર્ત્તે ! એને કુટુંબનો પણ મોહ ન હોય. જ્યાં સત્ત્વગુણ જોવામાં આવે ત્હેનાથી તે મિત્રતા કરે, ત્હેનો તે 'સહધર્મી' બને, અને ગુણાતીતનો તે 'સેવક' બને.

આવતાં ત્હેનું બળ શિથિલ થતું, અને તેથી તે હારતો. હવે **રામ** પોતે ન્હડે છે. સત્ત્વના પરાજય પછી ગુણાતીતને જ શિરદારી લેવાની હોય. રાવણની **લંકાએ** પહોંચવા માટે સમુદ્ર ઓળંગવો પડતો હતો. **રામે** પોતાના ધનુષ્યનો ટંકાર કર્યો અને **એક** તીરથી (બ્રહ્મભાવથી) આખા સમુદ્રને (સંસારને) શોસી લેવાની તૈયારી કરી. સમુદ્રમાંના અનંત જીવોની દયા **દેવોને** થઇ, અને તેઓએ ત્હેને એ **આત્યંતિક** પગલું ભરતાં અટકવા વિનવ્યો. **રામે** માન્યું. હનુમાને કહ્યુઃ હું આખા લશ્કરને ટુકડે ટુકડે મ્હારા અંગ પર લઈ **લંકા** કિનારે મૂકી શકું છું. **અંગદ** અને **નલ** નામના બે ઍન્જીનિયરોએ સમુદ્રમાં પથ્થરનો શેતુ બાંધવાનું માથે લઈ હનુમાનના વિમાનમાર્ગનો પણ પ્રયોગ અટકાવ્યો. પણ પુલ અડધોક તૈયાર થયો એટલામાં એ મહાભારત કાર્ય માટે એમનામાં અભિમાન પ્રગટયો. કદી નહિ નજરે પડેલા જબરજસ્ત મચ્છે એ પુલનો નાશ કર્યો! ભૂલનું ભાન થતાં એમ સૂઝયું કે **વ્યક્તિભાનથી એ મહાભારત કાર્યની પૂર્ણાહૂતિ થવી અશક્ય હતી;** તેથી દરેક 'પથ્થર' પર 'રામ' નામ 'લખી' પથ્થરને સમુદ્રમાં નાંખવા માંડયા તો તે 'તરવા' લાગ્યા! પૂલ બંધાઇ રહ્યો અને તે ઉપરથી ક્રોડોની સંખ્યામાં સૈન્ય પસાર થયું. **રાવણ** હણાયો. **રામે** શું એ રાજ્યની માલેકી કીધી કે? એને Dominion બનાવ્યું કે? એ તો **સુવર્ણની** 'લંકા' હતી, વળી પોતાની સ્ત્રીને ઉઠાવી જનારનું રાજ્ય હતું; **છતાંય** શું **રામ** એ ગાદીપર આરૂઢ ન થયો? ખચીત એ કોઇ—આજના 'વૈશ્યો'ના હિસાબે—'ભોટ' હોવો જોઈએ! આજના વૈશ્યને એવી તક મળે તો હજાર વર્ષ સુધી પણ સોનું લૂટવા અને સુવર્ણવર્ણી પ્રજાનું હીરચીર લૂટવાની તક ગુમાવે જ નહિ. પણ કદાચ **રામે** 'પૉલીટીકસ'નો અભ્યાસ નહિ કર્યો હોય! કેવી જબરી પ્રાચીન હિંદીઓની

અજ્ઞાનતા' ! રામે વિભીષણને તખ્તનશીન કર્યો અને રાવણની મહાસતી પટ્ટરાણી મંદોદરીએ વિભીષણથી લગ્ન કર્યું ! એ જ રામ અને વિભીષણના આજના સંતાનો પુનર્લગ્ન નામથી અભડાઇ જાય છે ! આજના બ્રાહ્મણોનું ચાલે તો વિભીષણ અને રામનું નામનિશાન પણ ન રહેવા દે ! કેવા 'અધર્મી'–કેવા શાસ્ત્રદ્રોહી 'વંઠેલા' એ ! પણ એ 'વંઠેલા'ઓ એવા તો ઉસ્તાદ કે એમની કથા ભવોભવ કરતા રહેવાથી જ બ્રાહ્મણોનું જીવન ટકી શકે એવી મેખ મારી દીધી ! અને સત્ત્વગુણી વિભીષણને આજના વૈશ્ય પૉલીટીશ્યનો કે પ્રેતભક્ષી ધર્મના ઇજારદારો કનડગત ન પહોંચાડી શકે એટલા માટે રામની આજ્ઞાથી લક્ષ્મણે શેતુ પર બાણ મારી વચ્ચેથી તોડી નાખ્યો !

**પંડિતઃ**—પણ, દેવ ! શેતુ તૂટવાથી પગરસ્તો બંધ થયો, પરન્તુ આગબોટ અને વિમાન તો જઇ શકે અને લંકાનું સ્વામીપણું કરી શકે.

**મસ્તરાજ** (ખડખડ હશીને):—ભોળો રે ભોળો ! ગમે તેટલો તોય બુદ્ધિનો દાસ, બુદ્ધિનો સ્વામી તો નહિ જ ! પંડિતજી આગબોટ અને વિમાન **સુવર્ણની** લંકાનું–**'વિભીષણ'**ની ગાદીનું સ્વામીત્વ નહિ પામે. **એ લંકા** અને એ **સત્વગુણની** ગાદી તો જલસમાધિ પામી ! 'ક્ષત્રિય' ભલે એને લૂટે, પણ 'વૈશ્ય'ના હાથમાં એ જાય ને **રામને** જ કેમ સાલ્યા વગર રહે ? **તેથી જ તો** તેણે 'સાગર'ને **શોસવાની** પોતાની શક્તિને ધ્યાનમાં રાખી, એમ સ્હમજીને કે વૈશ્યનો હાથ એ **સુવર્ણનગરી** પર પડવા પહેલાં એ ઇન્દ્રપુરીને સમુદ્રમાં લય પામવાની સગવડ રહે !

**પંડિતઃ**—ત્યારે શું સુવર્ણમય **લંકા** હોવાનું, સમુદ્ર વચ્ચે શેતુ બાંધવાનું, એક બાણથી જળ શોસી લેવાનું, એક બાણથી નક્કર પથ્થરનો પુલ તોડવાનું, આકાશમાર્ગે લશ્કરો લઇ જવાનુંઃ આ બધું

અને એવું ઘણુંએ બીજું ત્હમે સ્થૂલ સૃષ્ટિપર–હકીકત તરીકે–બન્યું હોય એમ માનો છો? કે એ સર્વ માત્ર આધ્યાત્મિક ઘટનાઓનું સ્થૂલ ચિત્ર માનો છો?

**મસ્તરાજ:**—અહીં જ ત્હમો પંડિતો–બુદ્ધિવાદીઓ–પોતાનું દૌર્બલ્ય પ્રકટ કરો છો! મનુષ્યનાં ચૌદે અંગોને નિરોગી જ માત્ર નહિ પણ સંસ્કાર અપાયલાં (cultured) બનાવવામાં આવ્યાં હોય અને એ ચૌદે વચ્ચે એકરૂપતા–harmony–અનુસંગીતા રચવામાં આવી હોય તો એ સર્વેને પરિણામે મનુષ્યની જે ક્રિયા બનવા પામે ત્હેની **ત્રણે ભુવન પર** અસર પડે છે. આધિભૌતિક, આધિદૈવિક* અને આધ્યાત્મિક એવાં ત્રણે ક્ષેત્રોમાં તે કાર્યની ધ્રુજરીઓ (vibrations) અસર કરે. **એકલી** આધ્યાત્મિક ભૂમિપર અસર થાય એમ માનવું એ તો 'અખંડ સત્ય'ને ન સ્હમજનારનું અજ્ઞાન. આધ્યાત્મિક ક્ષેત્રની ધ્રુજરી આખા **વિશ્વને** હચમચાવી શકે એ મ્હારી 'માન્યતા' માત્ર નહિ પણ 'શ્રદ્ધા' છે– 'અનુભવ' છે. આજનું પદાર્થવિજ્ઞાન જેમ જેમ મ્હોટું થશે–આગળ વધશે–તેમ તેમ સૂક્ષ્મ શક્તિ પર કાબુ મેળવવાનું શક્ય બનશે. હજી તો આજનું સાયન્સ થોડા સૈકાનું બાળક છે, જ્યારે મહાભારત–રામાયણના કાળના વિદ્યાધરો–સાયન્ટીસ્ટો હજારો વર્ષની પ્રયોગપરમ્પરાના વારસો હોઇ એમણે આજની વિદ્યાથી વધુ ઉંડી વિદ્યા પ્રાપ્ત કરી હોય એમાં મ્હને તો કાંઇ આશ્ચર્ય જેવું લાગતું નથી. પણ આ વાત ભૂલવી જોઇતી નથી કે એક સ્ત્રીના ઉદરમાં પ્રથમ 'જીવ' નહિ પણ 'શરીર'–'ખોખું'–'ઘર' બનવા પામે છે અને પછી એ 'ઘર'ને લાયકનો જ જીવ એમાં પ્રવેશ કરે છે; તેમ, અમુક અંશની વજ્રતા ધરાવનાર શરીરમાં જ એ અસાધારણ શક્તિ પ્રકટી

---

* આ ત્રણે ક્ષેત્રનું સાયન્ટીફીક જ્ઞાન અલાયદા પુસ્તકમા વિસ્તારથી આપવા વિચાર છે.

શકે. તોપને ગતિમાં મૂકવા પહેલાં એની તળેની તેમજ આસપાસની જમીન કઠીન છે કે નહિ તે જોવું પડે છે અને કઠીન ન હોય તો કઠીન **બનાવવી** પડે છે, નહિ તો તોપના અવાજથી તોપની ભૂમિકા જ ફાટે! તેમ એ પણ યાદ રાખવાનું છે કે, વ્યક્તિ અને સમષ્ટિનો અતૂટ સંબંધ હોઈ જે કાળે આખો સમાજ દુર્બળ હોય–તમોગુણી હોય–તે કાળે 'અવતાર' રૂપ પુરૂપ અર્થાત્ ગુણાતીત પુરૂપ પ્રકટી ન શકે. એવી વ્યક્તિને 'ઉભવા' માટે પણ સાત્વિક વાતાવરણ જોઇએ, થોડી પણ સત્ત્વગુણવાળી વ્યક્તિઓ એની આસપાસ જન્મ પામી ચૂકી હોવી જોઇએ. તમોપ્રધાન સમાજમાં રજોગુણી વીર પ્રકટે અને બહુ તો સત્ત્વગુણી. રજઃપ્રધાન યુગમાં સત્ત્વગુણી વીર પ્રકટે અને ક્વચિત્ ત્રિગુણાતીત પણ. સત્ત્વપ્રધાન યુગમાં ત્રિગુણાતીતનાં દર્શન સુગમ હોય. પણ રખે આ ખુલાસા પરથી **બીજી હદની** માન્યતામાં–વ્હેમના રાજ્યમાં–ફસાઇ પડતા! રખે સ્હમજતા કે ત્યારે આજે જેઓ પોતાને ઇશ્વિરી અંશ તરીકે પૂજાવે છે તેઓનો એ દાવો કદાચ સાચો પણ હોય! ના, ના, હજાર વાર ના! **'દાવો' કરનારમાં ઈશ્વિરી અંશ હોતો જ નથી.** બહુ બહુ તો હીપ્નોટીઝમ હોય, અને તે પણ આજના ઇશ્વિરી પૂતળાંઓમાં–ધર્મગુરૂઓમાં–દશ હજારે એકમાં હોય તો હોય. બાકી તો બધા "પૂર્વે આમ થતું હતું તો આજે **અમારામાં** એ હોય એમ માનવાને ત્હમે કેમ ના કહી શકો?" એવા નકારવાચક હક્કપર જીવનારા પાખંડીઓ માત્ર હોઈ શકે.

**પંડિતઃ**—રામે શેતુથી સમુદ્ર પાર કર્યો.

**મસ્તરાજ.**—ના, **એકલા રામે** નહિ, સઘળી ફોજ **સાથે** રામે સમુદ્ર પાર કર્યો હતો! એનાં ચૌદે અંગો **સાથે** જ તરે છે! એ સઘળાં 'મુક્ત' છે! એકલો 'આત્મા'–કોઇ કલ્પિત ચીજ કે નામ

કે વશળ–નહિ પણ ચૌદે અંગો મુક્ત છે ! 'મોહ'રૂપ સમુદ્ર એના એકકે અંગને સ્પર્શી શકતો નથી. **રામ** અને એની ફોજ ચાલ્યા કરે છે અને હ્મેમની તળેથી અને બે બાજુમાં થઇને 'મોહ'નું જળ વહ્યાં કરે છે અને **ઉપર થઇને ચાલનારને** અસર કર્યા વગર જ ઉછળ્યા કરે છે.

**પંડિત:**—**રામે** રાત્રિદિવસ યુદ્ધ કર્યા કર્યું.

**મસ્તરાજ:**—**લાખો** જીંદગીઓનું કાર્ય **એક** જીંદગીમાં બજાવવા નીકળે તેણે રાત્રીદિવસ જ યુદ્ધ કરવું પડે. **ક્ષણભરનો પ્રમાદ એને પાલવે નહિ.** તત્ત્વવેત્તાઓ તેમજ ચક્રવર્તીઓ બન્નેની બાબતમાં આ વાત અક્ષરસઃ સત્ય છે. કૃષ્ણ, નેપોલીઅન, **સીકંદર,** નિત્શે, રામતીર્થ, મહાવીર, શંકરાચાર્ય, બુદ્ધ અને બીજા વધતા ઓછા અંશે 'સમર્થ' પુરૂષો થયા તે સર્વે એવા હતા કે જેમને 'આરામ' પાલવતો જ નહિ. તેઓ પ્રતિરોધને 'શોધતા' ફરે,–'ઉદ્દીરણા' (provocation) કરીને પણ પોતા ઉપર બલા વ્હોરી લે અને 'અથડામણ'ના ઘર્ષણ દ્વારા જ એમને જીંદગી સત્ય અને આનંદરૂપ લાગે. જ્ઞાનમાર્ગે વિચરતા યોદ્ધાને અહોનિશ નિત્યનવા અનુભવ પર મનનરૂપ યુદ્ધ કરવાનું હોય. તે દરેક અનુભવને બરાબર 'હજમ' કરી પોતામાં સમાવે, અને એ રીતે જ્ઞાનમાં ચક્રવર્તી બને ત્યારે મનન આપોઆપ અટકે.

**પંડિત:**—**રામે** ત્રિગઢી લંકાપર ચઢાઈ કરી.

**મસ્તરાજ:**—અને સ્થૂલ, સુક્ષ્મ તથા કારણ દેહરૂપી કીલ્લાઓને તાબે કર્યા. દરેક દેહ એના અભિમાનીને–દેહીને–'કિંમતી' જ લાગે અને તેથી દરેક લંકા સુવર્ણની જ કહેવાય.

પંડિતઃ—પણ આવો મ્હોટો અવતાર છતાં રામ વાનરોના છદમાં કેમ વર્તતો હશે ?

**મસ્તરાજઃ**—વાનરસેના એના મય હતી તેથી। વૃત્તિઓની ફોજ બ્રહ્મ અથવા આત્મારૂપ અધિષ્ઠાનને વળગી રહીને ખેલતી, તેથી મધ્યસત્તા (Central Power) અવ્યાબાધ હતી,-ઉલટી એની પ્રભા ઓર વધુ ખીલતી।

પંડિતઃ—રામે પહેલપ્રથમ તો અતિકાયા નામક રાક્ષસને માર્યો.

**મસ્તરાજઃ**—ગમે એટલું પ્રાપ્ત થાય તો પણ જેની તૃપ્તિ ન થાય એવા લોભને, વૈશ્યવૃત્તિને, જીતે ત્યારે જ ક્ષાત્રતેજ ઝળકે

પંડિતઃ—એણે વળી કુંભકરણને પણ માર્યો !

**મસ્તરાજઃ**—એને મારર્યા વગર તો એક તસુ પણ આગળ વધવાનું છે જ ક્યાં ? કુંભ એટલે 'ઘડો'–આ સ્થૂલ દેહ–એ જેનું એકનું એક ઓજાર છે તે અર્થાત્ દેહાભિમાની મનુષ્ય કોઇ પણ 'ઉંચો શોખ' ન જ જાણી શકે. એની પ્રવૃત્તિમાત્ર 'તુચ્છ' હોય, દિવ્યતાની પ્રેરણા હેનામાં ન સંભવે. તમોગુણપ્રેરિત અહંકાર તો મ્હોટી કેદ।

પંડિતઃ—લક્ષ્મણના હાથે ઇંદ્રિજીત હણાયો।

**મસ્તરાજઃ**—રાવણના ઇંદ્રિજીતે આધિદૈવિક શક્તિ પ્રાપ્ત કરી હતી, પણ હજી કામ અથવા ઇચ્છાના રાજ્યમાં વસતો હતો. એને આધ્યાત્મિક શક્તિરૂપ લક્ષ્મણે હરાવ્યો. **આધિભૌતિક પર આધિદૈવિકનો જય હોય અને આધિદૈવિક પર આધ્યાત્મિકનો જય હોય.** ઇચ્છામાત્રનો–કામનામાત્રનો–લોપ થાય ત્યારે જ આધ્યાત્મિક શક્તિ પ્રકટે. એકવાર દેવોનો પણ સ્વામી થવા જેટલી

હદે કામનો વિસ્તાર કરે, પછી એ કામની તરફ જે મુખ હતું ત્હેને ઉલટી બાજુ ફેરવી નાખે એટલે ઇચ્છા એને અનુસરનારી દાસી બને ! આમ **મુખ મોડવા માત્રથી** આધિદૈવિક શક્તિનું આધ્યાત્મિક શક્તિમાં રૂપાંતર થાય છે. લોકભાષામાં આ ઇલાજને 'વિરાગ' કહે છે.

**પંડિતઃ**—ત્રિસિરા રાક્ષસને મારૂતિએ (હનુમાને) માર્યો.

**મસ્તરાજઃ**—ત્રિસિરા એટલે જેની શક્તિ (energy) ત્રણ ખુલ્લા મ્હોંવાળી સિરાઓ દ્વારા ફોગટ વહી જાય છે તે; જેણે શક્તિને વહી જવાના રસ્તા બંધ નથી કર્યા તે;–ક્રોધી. ક્રોધ ત્રણ માર્ગે શક્તિને ગુમાવે છે. બીમાર, અશક્ત, પ્રમાદી માણસ શરીરને જરાસી તકલીફ પડતાં ચ્હીડાઈ ઉઠે અને એ ચીડથી વધારે અશક્ત બને; લોભ કે વિષય આદિ ઇચ્છાને તાબે થઇ વિહ્વળતાજન્ય ક્રિયામાં કોઇ પ્રેરાય તો ત્યાં પણ શક્તિનો વ્યય થઈ નિર્બળતા જ આવે; બુદ્ધિથી કોઇ વાત ન સ્હમજાય ત્યારે પણ બુદ્ધિની સ્થિરતા વગરના માણસને ક્રોધ થઈ આવે છે. આ ત્રણ દ્વારે શક્તિ વહી જાય છે અને મનુષ્ય નિ:સત્ત્વ બને છે. એનો વૈદ્ય **મારૂતિ** અથવા વિવેક (Discrimination). વિવેકશક્તિ ચીડાઉપણાને દાબી દે છે, અને **દબાયલો ક્રોધ તો શક્તિ રૂપ થઈ પડે છે.**

**પંડિતઃ**—રાવણે લક્ષ્મણપર શક્તિ ફેંકીને ઘડીભર એને તોબા પોકરાવી હતી !

**મસ્તરાજઃ**—**આધ્યાત્મિક ભૂમિકાપર રહી યુદ્ધ કરનારને જરાસો 'પ્રમાદ' થવા પામ્યો–જરાસો જીતનો ગર્વ થવા પામ્યો–તો આધિદૈવિક શસ્ત્ર એના હૃદયમાં જરૂર ભોંકાય અને તોબા પોકરાવે.** જીત થાય તો તે લક્ષ્મણની નહિ

**પંડિતઃ**—પણ આવો મ્હોટો અવતાર છતાં રામ વાનરોના છંદમાં કેમ વર્તતો હશે ?

**મસ્તરાજઃ**—વાનરસેના એના મય હતી તેથી! વૃત્તિઓની ફોજ બ્રહ્મ અથવા આત્મારૂપ અધિષ્ઠાનને વળગી રહીને ખેલતી, તેથી મધ્યસત્તા (Central Power) અવ્યાબાધ હતી,-ઉલટી એની પ્રભા ઓર વધુ ખીલતી!

**પંડિતઃ**—રામે પહેલપ્રથમ તો અતિકાયા નામક રાક્ષસને માર્યો.

**મસ્તરાજઃ**—ગમે એટલુ પ્રાપ્ત થાય તો પણ જેની તૃપ્તિ ન થાય એવા લોભને, વૈશ્યવૃત્તિને, જીતે ત્યારે જ ક્ષાત્રતેજ ઝળકે

**પંડિતઃ**—એણે વળી કુંભકરણને પણ માર્યો!

**મસ્તરાજઃ**—એને માર્યા વગર તો એક તસુ પણ આગળ વધવાનું છે જ કયાં? કુંભ એટલે 'ઘડો'-આ સ્થૂલ દેહ-એ જેનું એકનું એક ઓજાર છે તે અર્થાત્ દેહાભિમાની મનુષ્ય કોઇ પણ 'ઉચો શોખ' ન જ જાણી શકે. એની પ્રવૃત્તિમાત્ર 'તુચ્છ' હોય, દિવ્યતાની પ્રેરણા ત્હેનામાં ન સંભવે. તમોગુણપ્રેરિત અહંકાર તો મ્હોટી કેદ!

**પંડિતઃ**—લક્ષ્મણના હાથે ઇંદ્રિજીત હણાયો!

**મસ્તરાજઃ**—રાવણના ઇંદ્રિજીતે આધિદૈવિક શક્તિ પ્રાપ્ત કરી હતી, પણ હજી કામ અથવા ઇચ્છાના રાજ્યમાં વસતો હતો. એને આધ્યાત્મિક શક્તિરૂપ **લક્ષ્મણે** હરાવ્યો. **આધિભૌતિક પર આધિદૈવિકનો જય હોય અને આધિદૈવિક પર આધ્યાત્મિકનો જય હોય.** ઇચ્છામાત્રનો-કામનામાત્રનો-લોપ થાય ત્યારે જ આધ્યાત્મિક શક્તિ પ્રકટે. એકવાર દેવોનો પણ સ્વામી થવા જેટલી

હદે કામનો વિસ્તાર કરે, પછી એ કામની તરફ જે મુખ હતું હેને ઉલટી બાજુ ફેરવી નાખે એટલે ઇચ્છા એને અનુસરનારી દાસી બને ! આમ **મુખ મોડવા માત્રથી** આધિદૈવિક શક્તિનું આધ્યાત્મિક શક્તિમાં રૂપાંતર થાય છે. લોકભાષામાં આ ઈલાજને 'વિરાગ' કહે છે.

**પંડિત:**—ત્રિસિરા રાક્ષસને મારુતિએ (હનુમાને) માર્યો.

**મસ્તરાજ:**—ત્રિસિરા એટલે જેની શક્તિ (energy) ત્રણ ખુલ્લા મ્હોંવાળી સિરાઓ દ્વારા ફોગટ વહી જાય છે તે; જેણે શક્તિને વહી જવાના રસ્તા બંધ નથી કર્યા તે;-ક્રોધી. ક્રોધ ત્રણ માર્ગે શક્તિને ગુમાવે છે. બીમાર, અશક્ત, પ્રમાદી માણસ શરીરને જરાસી તકલીફ પડતાં ચ્હીડાઈ ઉઠે અને એ ચીડથી વધારે અશક્ત બને, લોભ કે વિષય આદિ ઇચ્છાને તાબે થઇ વિહ્‌વળતાજન્ય ક્રિયામાં ક્રોધ પ્રેરાય તો ત્યાં પણ શક્તિનો વ્યય થઈ નિર્બળતા જ આવે; બુદ્ધિથી કોઇ વાત ન સ્હમજાય ત્યારે પણ બુદ્ધિની સ્થિરતા વગરના માણસને ક્રોધ થઈ આવે છે. આ ત્રણ દ્વારે શક્તિ વહી જાય છે અને મનુષ્ય નિ:સત્ત્વ બને છે. એનો વૈદ્ય મારુતિ અથવા વિવેક (Discrimination). વિવેકશક્તિ ચીડાઉપણાને દાબી દે છે, અને **દબાયલો ક્રોધ તો શક્તિ રૂપ થઈ પડે છે.**

**પંડિત:**—રાવણે લક્ષ્મણપર શક્તિ ફેંકીને ઘડીભર એને તોબા પોકરાવી હતી !

**મસ્તરાજ:**—આધ્યાત્મિક ભૂમિકાપર રહી યુદ્ધ કરનારને જરાસો 'પ્રમાદ' થવા પામ્યો-જરાસો જીતનો ગર્વ થવા પામ્યો-તો આધિદૈવિક શસ્ત્ર એના હૃદયમાં જરૂર ભોંકાય અને તોબા પોકરાવે. જીત થાય તો તે લક્ષ્મણની નહિ

પણ જેના બળપર તે ખેલે છે ત્હેની છે એવા ભાનને સ્થાને જીતનો આરોપ ક્ષણભર પોતાપર થવા પામે એટલો 'પ્રમાદ' સેવે તો વ્યામોહ જરૂર પરિણમે. ભલભલા રાજાઓ રાજ્યપાટ અને અપ્સરાતુલ્ય રાણીઓને પીઠ કરી જંગલમાં જઇ વર્ષોનાં વર્ષો સુધી તપ કરવા જેટલી મરદાઇ બતાવવા છતાં કીર્ત્તિ–માન–યશની 'ગીલગીલી'થી ફસાઈ પડયા છે! ભૂજાથી સમુદ્ર તરી ગયેલાઓ કિનારે આવી ડૂબ્યા છે! આ યુદ્ધ, એટલા જ માટે તો, બહુ અટપટું કહેવાય છે! ક્ષણમાત્રનો 'પ્રમાદ' જ્યાં સુધી સંભવે છે ત્યાંસુધી જીતેલી આખી બાજી ગુમાવવાનો ભય છે. કારણ? 'માન'નો જ્યાં કેફ છે ત્યાં પ્રતિક્રિયા રૂપ અપમાનજન્ય નિરુત્સાહ–નિરાશાને અવશ્ય અવકાશ છે. અને નિરાશા પ્રકટી કે તમામ ખેલ ખલાસ! માટે જ એવે પ્રસંગે **મારુતિ** એટલે વિવેકને મોકલીને '**પહાડી** બુટી' મંગાવી લેવી અને ત્હેનું સેવન કરવું; અર્થાત્ ઉંચામાં ઉચી અને **કદાપિ દ્રવે નહિ** એવી ભૂમિકા (બ્રહ્મભૂમિકા)માં ઉછરેલા છોડ અથવા ભાવનાને–બ્રહ્મભાવને ઘસીને ત્હેનો 'રસ' પીવો. અહીં એક ખૂબી એ છે કે, **મારુતિ** ફક્ત એક છોડનું મૂળીઉં જ લઇ આવતે તો **લક્ષ્મણને** ખાત્રી કેમ થતે કે તે કોઇ સામાન્ય જમીનપરના છોડનું મૂળીઉં નહિ પણ '**પહાડી બુટી**' જ છે? એટલા માટે તે આખો પહાડ ઉપાડી લાવે છે. 'છોડ'ની અને 'ભાવ'ની ખાનદાની **ભૂમિકાપર** જ આધાર રાખે છે.

**પંડિતઃ**—રાવણને માર્યા બાદ **રામે** વિભીષણને–પોતાના ભક્તને જ–રાજ્ય આપ્યુ તે શું રાજ્યદ્વારી પેચ તો નહિ હોય?

**મસ્તરાજઃ**—રાજ્યપ્રપંચની 'ક્ષુલ્લક રમતડીઓ'ના જમાનામાં ઉગેલો મનુષ્યછોડ એવી શંકા કર્યા વગર ભાગ્યે જ રહી શકે! પણ આ 'ખેલ' જ જૂદા! **રજોગુણીને પદભ્રષ્ટ કર્યા પછી એના આસનપર સત્ત્વગુણ જ આવી શકે!**......અને જરા નજીક

આવ, ત્હારા કાનમાં કાંઇક કહું: રાજ્યમાત્ર-ત્રણલોકનું રાજ્ય પણ-જેને 'પ્રપંચ' ભાસે છે ત્હેને વળી કયો સ્વાર્થ સાધવાનો બાકી હતો કે શત્રુને મારી પોતાનાને ગાદી આપી એ રીતે પોતાની સલામતી યોજે ? એ 'સાવચેતી' તો સોંપી અશક્તોને ! અને હવે સ્હમજ કે **રાવણ** પછી **વિભીષણ**ને રાજ્ય મળ્યું એટલે **રજોપ્રધાન યુગનો જ્યાં અંત ત્યાંથી શરૂ થાય સત્વપ્રધાન યુગ!**

**પંડિતઃ**—મહાવિકટ યુદ્ધને પરિણામે **રામ**ને **સીતા**ની પ્રાપ્તિ થઇ ખરી !

**મસ્તરાજઃ**—ભૂલ્યો, પંડયા ભૂલ્યો ! કહે કે **ફરી** પ્રાપ્તિ થઇ ખરી ! પ્રાપ્ત **હતી** તે ઘડીભર છૂપાઈને **પાછી** પ્રાપ્ત થઇ ! **નવું** સપાદન કરવાનું કાંઈ જ નહોતું ! પોતામાં જ તે શક્તિ ઓતપ્રોત હતી ત્હેને **ઓળખી લીધી** એ જ પુનઃપ્રાપ્તિ ! **સીતા** એવી તો સતી છે કે પતિ સિવાય-પતિથી ભિન્ન-તે રહી શકતી જ નથી ! બે પ્રસંગે **રામ** અને **સીતા**નો વિયોગ થવા પામ્યો હતો, પણ ત્યારે શું ઘટના બની હતી તે તપાસી જો ! એકવાર, **રાવણે**-રજોગુણના અભિમાને-**સીતા**ને-શક્તિને ઉઠાવી જવા સુવર્ણમૃગનો પ્રપંચ કર્યો. સુવર્ણમૃગ એ કોઈ 'વસ્તુ' ન હોય, 'કલ્પના' માત્ર હોય, એમ **રામે** કહેવા છતાં શક્તિએ તો ત્હેને કલ્પનાપર પણ દોડાવ્યો. એ માયાવી મૃગે **રામ** ભયમાં આવી પડયો એવી ચીસ પાડી. **સીતા**એ **લક્ષ્મણ**ને વારે દોડવા ફરમાવ્યું. **લક્ષ્મણે** દલીલો ઘણીએ કરી પણ **શક્તિ-Will**-ને શું દલીલ સ્પર્શી શકે છે ? આખરે **લક્ષ્મણ**ને જવું પડે છે, પણ જતાં જતાં ઇચ્છાશક્તિની ભૂમિકાને મર્યાદિત કરતો જાયછે. પાછળથી **રાવણ** એજ કુંડાળાની હદપર ઉભો રહી દાન આપવા આવેલી **સીતા**ને ઉઠાવી જાય છે. આનું પરિણામ એ થાય

કે રામ જે કાંઇ દેખે છે તે સર્વમાં **સીતા** જોવાનું શિખે છે. અને રાવણને **સીતા** કામ લાગતી નથી. **સીતા** પોતે પરગૃહે રહેવા છતા એનું મ્હોં પણ જોતી નથી અને રામની જ માળા જપ્યા કરે છે. એનું રાવણના 'ઘર'માં જવું એ માત્ર રાવણના નાશની ક્રિયા. આવાં ત્રણ **પરિણામો** બાદ **સીતા** રામને પાછી મળે છે! **આખા વિશ્વની દરેક ચીજમાં પોતાની સીતા** જોવાનું શિખ્યા **બાદ મૂર્ત્તિમાન સીતા એને પુનઃ ભેટે છે.** બીજો પ્રસંગ 'લોકો'એ—ગાડરાએ—આરોપેલી ભ્રષ્ટતાના કારણથી તેણીને જંગલમાં મોકલી તે હતો. જંગલમાં **વાલ્મિકી** ઋષિ—જે પથમ મહાજબરજસ્ત લૂટારો અને ખૂની હતો અને પાછળથી એટલો જ મહાન તત્ત્વવેત્તા—બ્રહ્મવિદ્—થયો હતો તેણે **સીતાને** જોતાં જ **આ ઘટનામાં પરમ હેતુ** ( Highest Goad ) **જોયો!** આશ્રમમાં તેણીને લઈ ગયા બાદ તેણી બે પુત્રોને પ્રસવે છેઃ **રામની બે નૂતન 'આવૃત્તિ'-ઓ 'પ્રકટ કરે' છે!** ઋષિઆશ્રમનાં આ બાલોને **વાલ્મિકી** યુદ્ધકલા શિખવે છે. રામે એવામાં રાજસૂયન્ન આરંભ્યો છે, અશ્વને પકડી રામતનુજો—લવ અને કુશ—બાંધે છે. **રામના** યોદ્ધાઓ—વાનર-શિરમરો—હારે છે. પછી **ભરત—શત્રુઘ્નને** પરાજય મળે છે. ખુદ લક્ષ્મણનો મહાવિગ્રહની જીતથી થયેલો સૂક્ષ્મ અભિમાન બાલકના હાથે છુંદાય છે! અને છેવટે **રામને** મૂર્ચ્છાગત કરવામાં આવે છે! રામ—લક્ષ્મણનાં રાજવશી પોશાક ઉતારી લઇ **રામતનુજો** સ્વતઃ રાજા થાય છે અને પછી સર્વની મૂર્ચ્છા દૂર કરે છે. **એ અસીમ પ્રભાવ સાથે સીતા*** પુનઃ રામ પાસે આવે છે, નહિ કે દયા

*સીતા શબ્દમાં રહેલો વિસ્તૃતભાવ ત્હેના જૂદા જૂદા અર્થોની એકતા કરવાથી આવી શકશે. સીતા,=Will, બોધકેફ, સ્વાનુભૂતિ, લક્ષ્મી (plenty), દેવોના રાજા ઇંદ્રની સ્ત્રી; હિમાલય (Being)નું તત્ત્વ

ચાચનારી તરીકે! બ્રહ્મતેજ—અને નહિ કે રજોગુણીનો વિકાર—તેણીએ ઝીલ્યો હતો અને બ્રહ્મની બેવડી આવૃત્તિરૂપે દુનિયાને મુંગી ખાત્રી કરાવી આપી હતી કે તેણી જ્યાં જઈ અથડાય ત્યાં પોતાનું બ્રહ્મ-તેજ—પોતાની આગ—કાયમ જ રાખી શકતી હતી. એક વખત રજોગુણના સ્થાનમાં જઇ ત્હેને બાળી ત્હેની ખાખમાંથી સત્ત્વગુણ પ્રગટાવનાર થઇ હતી; બીજી વખત સત્ત્વગુણના સ્થાનમાં જઇ બ્રહ્મની બેવડી આવૃત્તિ પ્રગટાવી હતી. બન્ને સ્થાને પોતે તો નિઃસંગ—નિર્લેપ—જ રહી હતી! **આનું** નામ **અનિર્વચનીય** માયા! **કોરી** ઈચ્છાશક્તિ! બાળક જણવા છતાં સદાકુમારી જોગ માયા! એને બિચારો 'ધોબી'—બોથડ—'મજુર' શું જાણે? એને જાણે એક **રામ** કે **કાંઇક** જાણે **લક્ષ્મણ** અને હનુમાન તથા **વાલ્મિકી**! તે અનિર્વચનીય શક્તિ બ્રહ્મની પત્ની તેમજ બ્રહ્મની જનેતા હોઇ 'વ્યવહારી' જીવોને માટે તો તેણીને ઓળખવું **અશક્ય** જ માત્ર નહિ પણ **અસહ્ય** થઇ પડે. આખરે તેણી ભૂગર્ભમાં લય પામે છે, અને **રામ રાજ્યની વહેંચણી કરીને પછી** સ્વધામ સીધારે છે!

શક્તિ—માયા—Will વિશ્વમાં **વહેંચાઈ** જાય છે! 'અખડ' સામ્રાજ્ય ભોગવી **રામે** જ્યારે પોતાની બાજી સંકેલી લીધી ત્યારે ત્હેની 'અખંડ' મિલ્કતના **અનેક ભાગ** પડે છે; **ત્યારથી** અખંડપણાને સ્થાને વિવિધતા સ્થપાઇ! Willની જગ્યાએ બુદ્ધિનુ સામ્રાજ્ય થયુ! અને એ જ કારણ છે કે આજે રાજા અને પ્રજા એ બે વચ્ચે દીવાલ દેખાય છે, 'વ્યવહાર' અને 'નિશ્ચય' તથા 'જ્ઞાન' અને 'અજ્ઞાન' એવા ભેદો વડે જ જીવન **ટકી** શકે છે. એ જ

---

(વીર્ય) લઇ મેના (Becoming)એ જણેલી શક્તિ કે જેનો પતિ મહેશ (શંકર) છે.

કારણ છે કે, આજે અખંડપણા નામના એક જ તત્વને સ્થાને જ્ઞાન, ક્રિયા અને ભક્તિ એવાં ત્રણ વિવિધ અંગો દૃષ્ટિગોચર થાય છે,–કેમ જાણે એ ત્રણ એકબીજાથી સ્વતંત્ર જ હયાતી ધરાવતાં ન હોય !

---

રામાયણ અહીં પૂરૂં થાય છે એમ કોઇ રખે સહમજે ! રામાયણ નામના ગ્રંથની સમાપ્તિમાં પણ રામાયણની સમાપ્તિ નથી. બધા ગ્રંથો કે ઉપદેશો વાંચ્યા–સાંભળ્યા બાદ તે હજમ થઇ 'શક્તિ'રૂપ બને ત્યારે તો હજી રામાયણની શરૂઆત થાય ! એ રામાયણનો પ્રવાહ અખંડ ચાલ્યા કરે; કારણ કે અયન એટલે જ નિરંતર વહ્યા કરવું ! આજે જે મુંઝવણનું–થાક્નું–ભૂખનું વહેણ છે તે કાંઇ રામાયણ નહિ ! જ્યારે મનુષ્યમાં દિવ્યતા પ્રકટે, જ્યારે તે સીતા અથવા ઇચ્છાશક્તિનો સ્વામી બને અને પછી ક્રિયારૂપે વહે ત્યારે 'રામાયણ' શરૂ થયું માનવું.



## रामायण पर थोडीक टीप्पणी.

કોઈની 'પ્રાર્થના' કે 'ઉશ્કેરણી'ના પડઘા તરીકે પ્રતિક્રિયા જે કરતો નથી તેમજ પોતામાં પણ કોઇ વૃત્તિ–છૂટી ઇચ્છા–ઉર્મિ પ્રકટીને જેને ગતિમાં ધકેલે એવું બનવા પામતું નથી, પણ જેની ક્રિયા સહજાસહજ–વિલાસ તરીકે–શક્તિના ઉભરાવા તરીકે થવા પામે છે એજ 'રામ'. એ શક્તિ અથવા ઈચ્છાશક્તિ (Will) એ કાંઇ 'ઇચ્છા' નથી. ઈચ્છા એ તાવની ગરમી–ખોટી ગરમી છે, અશક્તિજન્ય–ક્ષુધાજન્ય આક્રંદ છે (અને તેથીજ એવી શક્તિના પ્રતિનિધિને रावण નામ આપ્યું છે, કે જે શબ્દ राव એટલે 'રડવા' પરથી નીકળ્યો છે ), જ્યારે શુદ્ધ શક્તિના–Willના –'સીતા'ના સ્વામીની ક્રિયા તો શક્તિના ઉભરાવામાંથી ઝરતી હોય છે, અને તેથી ત્હેને મન તે 'બાળકના ખેલરૂપ' અથવા 'ભલા' 'બુરા' ખ્યાલ

વગરની 'રમત'રૂપ હોય છે. તેથી જ 'સીતા'ને શુદ્ધ અથવા સતી કહી! એને રાવણરૂપ 'જ્વર'નો–વળગાટનો–સ્પર્શ થઈ શકે જ નહિ! અને એ શક્તિ જેના ઉપર પડે ત્હેનો કાયાપલટો થયે જ છૂટકો.

ઈચ્છાપ્રેરિત પ્રવૃત્તિ પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે, પોતાને જ બાળે છે અને અશક્ત બનાવે છે. મદ, ગર્વ, મોહ, ક્ષોભ, લજ્જા, શંકા, ભય, તિરસ્કાર એ સર્વ નિર્બળતાજનક અસરો 'ઈચ્છા'ની સંતતિ છે. આ સર્વ ઘાસફુસ–Weeds–નો પણ 'ઉપયોગ' તો છે જ, પણ તે સૂતેલી Willને સળી કરવા પુરતો! ક્રિયાશક્તિ એમાં નથી. ક્રિયાશક્તિ, પરિણામ ઉપજાવવાની યોગ્યતા, ગરમી, દાહક શક્તિ, શોષક શકિત, હજમ કરવાની શકિત ( power of 'appropriation' ), જે ચીજને સ્પર્શે ત્હેનું રૂપાન્તર કરવાની શકિત, તો માત્ર Willમાં–સીતામાં–ઇચ્છાશકિતમાં છે. સ્ટવ (Stove)ની વાટકીમાં બળતો કાકડો મૂકાય છે તે એટલા માટે કે ત્હેના બળી રહેવા મારફત જ સ્ટવનું મુખ 'ચેતે'–ચૈતન્યવાળું થાય અને ત્યાં વાદળી રંગની અને એકસરખી જ્વાળા પૂરજોશથી નાચે. એ જ્વાળામાં કેટલી અને કેવી જાતની શકિત છે તે ભાગ્યે જ કહેવાની જરૂર હોય. એવી, પણ એથીએ અનેકગુણી, શકિત દેહીમાં પ્રગટાવી શકાય છે. પણ તે કાંઇ અમુક 'માન્યતા' માત્રથી પ્રગટાવી શકાય નહિ જ! થોડી જગામાં ઘણી ગરમી ઉપજાવવા માટે જેમ 'સ્ટવ' શોધવો પડયો, એ ગરમીને જીરવે એવી જ ધાતુના મોઢીઆં બનાવવાં પડયાં, પવન કઢાડવાની યોજના કરવી પડી, થોડી જગા રોકે એવું બળતણ શોધીને ભરવું પડયું, ઇત્યાદિ ઇત્યાદિ,–તેમ મનુષ્ય નામના સ્ટવમાંથી સ્થૂલ–સુક્ષ્મ વિકારો દૂર કરવા પડે, થોડામાં થોડા ખોરાકથી અગ્નિ પોષાયા કરે એવી જાતના ખોરાકોની પસંદગી કરવી પડે, જ્યાં તે અગ્નિ પ્રગટે તે સ્થાનને વજ્રનું બનાવવું પડે, અગ્નિને બહાર નીકળવાનાં છિદ્રોની બરાબર સંભાળ રાખવી પડે, અગ્નિની 'કરકસર' કરનાર અંકુશની વ્યવસ્થા જોઇએ, ઈત્યાદિ, ઈત્યાદિ. આ બધી 'જરૂરીઆતો' એ જ લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, હનુમાન, વગેરે. એઓનાં 'કાર્યો' તરીકે 'સેતુ' બાંધવો, ગગનમાં ઉડવું, 'પહાડ' ઉઠાવવા, શત્રુંજય કરવો, ઈત્યાદિ પ્રખર પ્રવૃત્તિઓ હોય.

'રાસ' શબ્દના અનેક અર્થોમાં આ મુખ્ય છેઃ રમી અથવા ખેલી રહેલો; છૂપો; છૂપો રહીને ખેલી રહેલો; ઐશ્વર્ય અથવા શકિત છૂપાવી-દાબી રાખીને વ્યવહરતો; કાળા રંગવાળો ( કે જે રંગપર બીજો રંગ ચ્હડી શકે જ નહિ, અર્થાત્ કોઇ ભાવ જેના ઉપર અસર કરી શકે જ નહિ ); સર્વદા અને સર્વત્ર જે આત્મનિષ્ઠા અખંડ જાળવી શકતો હોય ( 'અખંડ' એટલે વ્યકિતગત નહિ પણ સમષ્ટિ તરીકેની આત્મનિષ્ઠા ). અહીં એક ચેતવણી જરૂરની છેઃ સમષ્ટિભાવ ( અથવા હું સમષ્ટિ છું એવો ખ્યાલ, concept ) એ એક ચીજ છે, અને સમષ્ટિ ભાન (સમષ્ટિ એ જ પોતે એવું નિરંતર લાગવાપણું, ભાન, consciousness, એવી 'સ્થિતિ') એ જૂદી ચીજ છે. 'ભાવ'ની નિરંતર રક્ષા દીર્ઘકાળ સુધી કરાય તો ત્હેને પરિણામે 'ભાન' બનવા પામે; અથવા કોઇ માણસ એ ભાન સાથે જ જન્મે. જગત્‌માત્રની તાકાદ એવી વ્યકિતમાં હોઇ શકે એ વાત બુદ્ધિ માની શકતી નથી એનું કારણ એ જ છે કે બુદ્ધિ માત્ર 'ભાવ' જાણી શકે છે અને તેથી ત્હેને જ ઓળખી શકે છે. બુદ્ધિવડે એક ભાવ (concept)ની કિંમત જાણ્યા પછી એ 'ભાવ'ની તાલીમ દ્વારા 'ભાવ'ને 'ભાન'માં-જેમ ખોરાકને વીર્યમાં-પલટાવાય તો જ શકિત પ્રગટે. એટલા જ માટે શાસ્ત્રોમાં બે જાતનાં લખાણો હોય છેઃ એક તો એવાં લખાણો કે જે વાંચનાર સ્હામે અમુક ઉંચા 'ભાવ'નું સાંગોપાંગ ચિત્ર દોરી આપે તથા એ ચિત્ર તરફ એને પ્રેમ ઉપજાવે અર્થાત્ એમાં એની 'શ્રદ્ધા' ઉપજાવે. બીજાં એવાં લખાણો છે કે જે 'સમજવા'રૂપ નહિ પણ 'આજ્ઞા', 'ફરમાન'રૂપ છે, અમુક 'કરવા' અને અમુક 'ન કરવા'ના હુકમરૂપ છે, કે જેને દીર્ઘકાળ સુધી અમલમાં મૂકવાં જોઇએ, અર્થાત્ 'અભ્યાસ' કરવો જોઇએ, 'તાલીમ' કરવી જોઇએ, 'કસરત' કરવી જોઇએ. એ કસરત દ્વારા અમુક ક્રિયાનું પુનરાવર્ત્તન થતું હોવાથી અને પુનરાવર્ત્તન ચક્રવર્ત્તી વ્યાજની માફક અસર ઉપજાવનારૂં હોઈ, કેટલેક કાળે માણસનું ચિત્ત અમુક ભાવ મુજબના 'ભાન'વાળું બને છે.

આ ઉપરથી સ્હમજાશે કે 'શાસ્ત્ર' તે છે કે જેમાં 'સાયન્સ' અને 'આર્ટ' બન્નેનો યોગ હોવો જોઇએ. બીજું એ પણ સ્હમજાશે કે સ્વર્ગ-

નરક-મોક્ષ-પુનર્જન્મ-પુણ્ય-પાપ આદિ જે કાંઈ સિદ્ધાન્તો શાસ્ત્રોમાં પ્રતિપાદન કરવામાં આવે તે સર્વનો **આશય** (goal) તો મનુષ્યને 'કીડા'માંથી 'દેવ' અર્થાત્ દિવ્ય-'ખાનદાન'-ગૌરવવાળો બનાવવાનો છે. માણસ કોઇ વાત માને છે તે કાં તો ત્હેની બુદ્ધિને તે વાત બંધબેસ્તી થઇ **તેથી** માને છે અગર ત્હેની **લાગણીને** મીઠી અસર કરનાર થઇ **તેથી** માને છે, તેથી માણસને 'દેવ' બનાવવાનું કામ જેમણે પોતાને શિર લીધું તેમણે પોતાનું લક્ષ્ય નિરંતર દૃષ્ટિ સ્હામે રાખીને શાસ્ત્રો રચવામાં બુદ્ધિ-પ્રધાન અને લાગણીપ્રધાન બન્ને જાતના મનુષ્યોને અપીલ કરે એવી 'યોજનાઓ' કરવાની અવશ્ય દરકાર કરી. તેથી જ 'સિદ્ધાન્તો' રચાયા અને એ સિદ્ધાન્તો સ્વીકારણીય થઇ પડે એટલા માટે તેમજ ત્હેમના સંબંધી **સાંગોપાંગ** ખ્યાલ જનતાને થવા પામે એટલા માટે કથાઓ, ઇતિહાસો, ચરિત્રો, **તેમજ** ટીકાના ગ્રંથો રચાયા અને તે સાથે જ આ બાબત પર ભાર મૂકતા રહેવાની કાળજી રખાઇ કે, ત્હમે જે કાંઈ સાચું માની શકો તે માનીને નહિ અટકતાં 'માન્યતા'ને ક્રિયા (= કસરત, તાલીમ) વડે 'જ્ઞાન'માં પલટી નાખો અને પછી એ 'જ્ઞાન'ને પણ **વટાવી** જઈ એથીએ ઉંચા ભાનમાં ચ્હડો, તો જ 'સમર્થ' બનશો, તો જ 'ઐશ્વર્ય' પામશો. એમ તો કોઇ પણ ધર્મના કોઇ પણ શાસ્ત્રમાં જે કોઇ પણ 'સિદ્ધાંત' કહેવામાં આવ્યો હોય અગર હવે પછી ગમે તેવા મ્હોટા જ્ઞાનીના મુખેથી કે કલમથી પ્રગટ થાય તે દરેક 'સિદ્ધાન્ત' **નિશ્ચય નયથી** તો ખોટો-અપૂર્ણ-માયારૂપ જ છે એમ ખુદ ત્હેના યોજકો-'અનુભવી'ઓ પોતે જાણતા હોય. ભાષા પોતે 'સત્ય'ને જણવાને અશક્ત છે ! પણ 'સ્થૂલ' દ્વારા 'સૂક્ષ્મ'માં અને ત્હેની મારફત 'કારણ'માં લઇ જવાનું એ જ સાધન છે.

સ્થૂલ જગતનું અને ત્હેમાંના મનુષ્યનું (ત્હેના શરીર, બુદ્ધિ અને લાગણીઓ સહિત) ઉંડું અવલોકન કરવા **સાથે** પૂર્વના ઋષિઓએ રચેલા ગ્રંથોમાંથી તારવી કાઢેલાં 'સૂત્રો'નું અવલોકન થાય અને એ બન્નેને વાણા અને તાણાની માફક વણવામાં આવે તો જ મનુષ્ય છોડની ખરી ચિકિત્સા કરવાનું અને ત્હેના સઘળા 'ગુણો'નો 'ઉપયોગ' કરી મનુષ્યને વધારેમાં વધારે દિવ્ય બનાવવાની 'કલા' શોધવાનું બની **શકે**. હું

નથી માનતો કે આ કામ હજી સુધી કોઇએ કર્યું હોય. આ પ્રશ્ન જ આજે નવો ઉભો થતો હોય એમ મ્હને લાગે છે.

શાસ્ત્રોનો 'અર્થ કરનારાઓ' પૈકીના ઉંચામાં ઉંચા ટીકાકારો સ્થૂલ જગત્‌ના અને મનુષ્યજીવનના અભ્યાસથી ( અફસોસજનક અંશે ) બેનશીબ છે; અને મનુષ્યજીવનના અભ્યાસીઓ તથા સ્થૂલ જગત્‌ના અભ્યાસીઓ ( સાયન્ટીસ્ટો, રાજદ્વારીઓ, પ્રખર પ્રવૃત્તિ કરનારાઓ ) શાસ્ત્રો તરફ અણગમો ધરાવતા રહ્યા છે. આમ હોઇ, કોઇ પણ ધર્મનાં શાસ્ત્રો મનુષ્યછોડને 'દિવ્ય' બનાવવાના કામમાં આજ સુધી આવી શક્યાં જ નથી, એટલી હદનો અભિપ્રાય પ્રતિપાદન કરતાં મ્હને ભયંકર વેદના થાય છે. કોઇ માત્ર બાહ્ય વ્યવહારમાં રોકાઇ રહેવાથી નરી બુદ્ધિને જ કેળવી શક્યું છે; ત્હેમનું 'જ્ઞાન' છીછરૂં (shallow) અને સંક્ષિપ્ત (narrow) હોય છે: તેથી મનુષ્યને 'બનાવવા'ના પ્રશ્નને લગતા ત્હેમના અભિપ્રાયો કોઈ રીતે કાર્યસાધક ન જ થઇ શકે એવી મ્હારી ખાત્રી છે. અને કોઇ ધર્મસાહિત્યની ચર્ચામાં, વ્યાખ્યામાં, સત્ય–અસત્યના શાસ્ત્રાર્થમાં કે બહુ તો એ બધાથી દૂર રહી આધ્યાત્મિક અર્થને નામે કલ્પનાના રાજ્યમાં ઉડવામાં જીંદગી ગાળે છે, અને જે અસંખ્ય ભ્રમણાઓથી આજનો મનુષ્ય ચંપાયલો છે તેમાં ઓર વધારો કરનારા–જો કે ભલી નિષ્ઠાથી–થઇ પડે છે. હિંદ દેશ જેવો કમનશીબ દેશ આજે બીજો કોઇ નહિ હોય કે જ્યાં બીમાર ઉપર અનેક શસ્ત્રવૈદ્યો અનેક બુદ્ધિવાદનાં શસ્ત્રોથી તેમજ વિવિધ ધર્મજ્ઞાનનાં શસ્ત્રોથી એક સાથે આટલી બધી શસ્ત્રક્રિયા ચલાવી રહ્યા હોય ! બીમાર–ગરજાઉ અને પોતાનો રોગ પોતે નહિ જાણનારો અજ્ઞ બિમાર–ચુપચાપ શસ્ત્રક્રિયાને તાબે થાય છે અને એ સર્વ 'ભલી નિષ્ઠા'વાળા પરોપકારી જીવડાઓનો ઓશીંગણુ થાય છે ! 'ઝાઝી સુયાણીએ વેતર વંઠે' એ કહેવતની બધાને ખબર છે, પણ જ્યાં એક પણ સુયાણી પૂર્ણ અનુભવી ન હોય અને જ્યાં દરદીમાં મક્કમતા ન હોય–એ બન્ને સ્થિતિઓ સાથે હોય, જેમકે આજના હિંદમાં છે–ત્યાં એ કહેવત જાણવા છતાં પણ ઝાઝી સુયાણીઓ એકી વખતે કામ કરે એ બન્યા જ કરવાનું. આ સ્થિતિની ભયંકરતા આગળ

રાજકીય પરતંત્રતાની ભયંકરતા કે છપ્પનીઆ દુષ્કાળની ભયંકરતા કાંઈ વિસાતમાં નથી; તે છતાં આ ભયંકરતાનો ખ્યાલ વટીલ હિંદી સમાજ-નેતાઓ, ધર્મગુરૂઓ, રાજદ્વારીઓ, લેખકો, ધનાઢયો કોઇ-કોઇને આવવા પામ્યો નથી, એના જેવી કમનશીબી બીજી કઈ હોઇ શકે? પૂર્વે આ દેશમાં 'ઋષિ' નામનો વર્ગ હતો, જેઓ સમાજમાં જન્મ પામવાથી અને અમુક ઉમર સુધી સમાજ વચ્ચે ખેલેલા હોવાથી મનુષ્યપ્રકૃતિનો અભ્યાસ કરવા પામ્યા હતા અને પછી જંગલમાં રહી કુદરતની નિરંતર સોબત પામી એના સ્વરૂપને અભ્યાસવાની તક પામતા હતા, તેમજ શાસ્ત્રોનું રહસ્ય પામવામાં આ બન્ને અનુભવોનો ઉપયોગ કરતા હતા, તેથી તેઓ જે યુવાનને શિષ્ય તરીકે પોતાના આશ્રમમાં લેતા ત્હેને દિવ્ય બનાવવામાં અવશ્ય ફતેહમંદ થતા. એમની પાસે બાહ્ય તેમજ અભ્યંતર દુનિયાનું અવલોકન કરવાની શક્તિ તેમજ 'ફુરસદ' એમ બન્ને સગવડો હતી અને શાસ્ત્રોનું શસ્ત્ર નિરંતર વાપરવાની પણ સગવડ હતી. એમના મીશનમાં વિક્ષેપ કરનાર કોઇ ચિંતા-રળવાની-ત્હેમને મુદ્દલ ન હતી. આ બધા સંજોગો **એકસાથે** હોવાના પરિણામે જ મનુષ્યછોડને દિવ્ય બનાવવાની 'કળા' **શોધાઇ** શકતી અને **ઉપયોગમાં** આવી શકતી. યુરપમાં આજે શોધકો અને વિચારકોને જે સગવડો છે તે પહેલાંના હિંદી ઋષિઓ જેવી તો નહિ જ પણ આજના હિંદી વિચારકને તો તેવી અને તેટલી સગવડ પણ ન હોવાથી હિંદ હમેશ અધૂરા 'અખતરા' અને 'કલ્પના'ઓમાં જ લટકતું રહ્યું છે. શું રાજદ્વારી 'ઇલાજો' શોધવામાં તેમજ શોધીને વાપરવામાં, કે શું સામાજિક પ્રશ્નોના ઉકેલ કરવામાં અને ઉકેલને લાગુ પાડવામાં જે બે તત્ત્વોની જરૂર છે-'ઉંડું' અને વિસ્તૃત અનુભવજ્ઞાન' તથા 'ઈચ્છાશક્તિ'-એ બન્નેની આજના હિંદમાં અછત છે, અગર અત્યંત અલ્પતા છે. લોકો કેળવણી ઉપર, જીવદયા ઉપર, ધર્મ-પ્રચાર અને ધર્મરક્ષાનાં સ્થૂલ સાધનો ઉપર જે ધન, સમય, કાળજી ખર્ચે છે ત્હેનો લાખમો ક્રોડમો હિસ્સો પણ આ બે **પાયારૂપ** ચીજો પાછળ ખર્ચતા નથી. અને ખર્ચે પણ કયાંથી? એમ થઇ શકવા માટે તો **ઉંચામાં ઉંચો** 'શોખ' જોઇએ, ઉંચામાં ઉંચી ભાવનામાં ખેલનાર

માણસ જોઈએ. તે જ માણસ પોતાના સમયનો, શરીરનો, ધનનો વ્યય એવા અતિ 'ઉંચા' કાર્ય પાછળ કરવામાં 'આનંદ' માને. "તમે તમારાં નાણાં આ રસ્તે ખર્ચો" એવા ઉપદેશને પરિણામે કદાચ કોઇ ખર્ચવા પણ બહાર પડે તો તે જેના હાથમાં તે સાધન મૂકે તેનો 'ઉપકારી' હોવાના ખ્યાલ સાથે જ મૂકે: અર્થાત્ એ સાધન સ્વીકારી શકે તે 'ગુલામ' હોય, સ્વતંત્રાત્મા ન હોય, અને તેથી આવું ભગીરથ કાર્ય કરવાનો અધિકારી પણ ન જ હોય. આ કામ બજાવવાને લાયકના પુરૂષો તો તે હોય કે જે સાધનરૂપ ધન બહારથી મેળવવું પડતાં તે સ્વીકારવામાં જ પોતાનો આત્મભોગ માનતો હોય અને આપનાર તે આપવામાં પોતાનું 'ગૌરવ' અને સ્વીકારનારે પોતા પર કૃપા કર્યાનું માનતો હોય. એવા જ પુરૂષોના ધનથી આવું કામ કરવાના અધિકારી પુરૂષોનો જોગ મળે. દિવ્ય બાળક જન્માવવા માટે માત્ર પુરૂષસિંહ જ જોઇએ એટલું બસ નથી, જોગમાયા પણ પુરૂષસિંહને બરની જોઇએ. તેમજ આ મહાન શોધરૂપ બાળક જન્માવવા માટે પણ 'અધિકારી' શોધકો અને 'ખાનદાન' સાધનદાતાઓ બન્નેનો સુયોગ અનિવાર્ય હોય. શોધક સ્વતંત્રાત્મા હોવો જોઇએ; ચૌદમા હલાહલને પણ પી જાય તેવો હોવો જોઇએ; સત્તા કે લોકમત બન્નેના ડરને વટાવી ગયેલો હોવો જોઇએ; પૂર્વ અને પશ્ચીમના મોહ કે તિરસ્કારથી મુક્ત હોવો જોઇએ; ગમે તેવી નાજુક લાગણીને પણ ચીરીને તપાસવાની તાકાદવાળો હોવો જોઇએ; ચીરવાના તેમજ સમન્વય કરવાના સ્વભાવવાળો હોવો જોઇએ; આકર્ષણ તેમજ ચીડ બન્નેને વટાવી ગયેલો હોવો જોઇએ, સ્થૂલ અને સૂક્ષ્મ બન્નેનો તથા વ્યવહાર અને નિશ્ચય બન્નેનો સુંદર સંયોગ કરી જાણનાર હોવો જોઇએ; કોઇ પણ ભાવમાં ખેલવા છતાં ભાવમાં તણાઇ ન જાય એવી મક્કમતાવાળો હોવો જોઇએ; પોતાના શરીર અને પ્રાણ પર જુલમ કરી શકતો હોવો જોઇએ; શબ્દને, વિચારને, લાગણીને, સિદ્ધાંતને, ક્રિયાને, સૌંદર્યને તેમજ કુરૂપતાને ચીરીને અંદર ઘૂસવાના સાહસવાળો હોવો જોઇએ; એકી સાથે અનેક દૃશ્યો જોઇ શકવા ઉપરાંત તેમાંથી **સંયુક્ત અનુભવ** ખેંચવાની તાકાદવાળો હોવો જોઇએ, જાગૃતાવસ્થાના પ્રદેશના

એક ભાગમાં સુષુપ્તિ ખડી કરી શકે તેવો હોવો જોઇએ; યોગ ન જાણવા છતાં સ્વભાવથી યોગીનાં અમુક લક્ષણો ધરાવતો હોવો જોઇએ; કોઇપણ ચીજને, કોઇપણ ગુણને, કોઇપણ ભાવને 'નકામો' ગણવા જેટલું અધૂરાપણું જેનામાં ન હોય એવો હોવો જોઇએ; વસ્તુમાત્રને માટીથી વધુ કિંમતી માનવાની ખાસીયત જ તેનામાં ન હોવી જોઇએ:–આ ગુણો પૈકી મુખ્યમુખ્ય જેનામાં હોય તેવા થોડાએક મનુષ્યોને શોધતું કાર્ય નિરંતર કર્યાં કરવાની પૂરતી સગવડ યોજી આપનાર ઉંચા 'શોખ'વાળો કોઇ ધનાઢય જ્યારે પાકશે તે દિવસથી ૧૦૦ વર્ષ બાદના હિંદનું તત્ત્વજ્ઞાન કાંઇ જૂદા જ પ્રકારનું હશે અને ૨૦૦ વર્ષ બાદના હિંદનું સ્થૂલ પણ કાંઇ જૂદું જ હશે.

આ જીંદગીમાં જે મુક્ત નથી તે હવે પછીની હયાતીમાં મુક્ત થાય એ કોઇ કાળે સંભવતું નથી. અહીં જે સશક્ત નથી તે મરીને સશક્ત દુનિયામાં જન્મે એ પણ સંભવતું નથી. આધુનિક હિંદના ધર્મો, નીતિઓ, પૉલીટીક્સ, બંધારણો સર્વ કાંઇ અશક્તિપ્રેરક જ છે અને એ અશક્તિની માત્રા પ્રતિદિન વધતી જ જાય છે. અશક્તિના બીજમાંથી ઉગેલો મનુષ્યછોડ શરીરથી તેમજ ગુણથી તુચ્છ જ હોય. નીતિ અને તત્ત્વજ્ઞાન સંબંધીની એની સમજ પણ એવી જ તુચ્છ બનવા પામે. આ દૌર્બલ્યવિસ્તાર વચ્ચે રહેનાર માણસો ધનનો કે બુદ્ધિનો કે ધર્મીપણાનો ગર્વ કરે એ જોઈને જ્ઞાનીને તો ઉપહાસ્ય જ થાય. કોઇ મહત્તાવાળી ક્રિયા આજે હિંદમા થતી જ નથી અને કોઇ મહત્તાવાળી ચીજ પણ નથી. **સામર્થ્ય વગર મહત્તા નથી, અને મહત્તા વગર તૃપ્તિ –શાન્તિ નથી.** અશક્તિજન્ય શાન્તિ અને અશક્તિજન્ય પ્રવૃત્તિ વચ્ચે હિંદી છોડ ઝુલે છે! એ દશ્ય જ અસહ્ય છે. 'તનદુરસ્ત' મનુષ્ય–જો તે ઉંચા 'શોખ'વાળો હોય તો–આ દશ્ય જોઇને જ 'બીમાર' થવા પામે; અને તેથી જ એવાઓએ 'જગત્ સ્વપ્ન છે, વસ્તુતઃ હયાતી જ ધરાવતું નથી' એવા તત્ત્વજ્ઞાની કેફથી પોતાની રક્ષા યોજવી પડી છે! ક્ષત્રીયવીરની પ્રકૃતિમાં ઓતપ્રોત રહેલું તત્ત્વજ્ઞાન ત્યાંથી સરી પડીને બ્રાહ્મણોની (વિદ્વાનોની) બુદ્ધિમાં આવી યાચક–ભિક્ષુ–દુર્બળ–'હવાઇ'–બન્યું,

અને ત્યાંથીએ સરતું સરતું સંગ્રહપ્રેમી વૈશ્યો અને ભારવાહી કામગીરો સુધી ઉતર્યું ત્યાં પછી એનું મૂળ સ્વરૂપ આખ્ખુંય બદલાઇ જાય એમાં શું આશ્ચર્ય ? વૈશ્યે તે 'હવાઇ' સત્યને સોનાનાં ફુલો ચ્હડાવવામાં કલ્યાણ માન્યું અને શૂદ્રે એનો રથ ખેંચવામાં ધર્મ માન્યો ! અને તે પણ 'હવાઇ' સત્યનો ! રામ કે કૃષ્ણની પ્રકૃતિમાં ઓતપ્રોત છૂપાયલું સત્ય નહિ જ ! તે વીરોની પ્રકૃતિમાં ઓતપ્રોત રહેલી તે તાકાદ કોઇ 'હવાઇ ચીજ' નહોતી, કોઇ માન્યતા કે કોઇ કલ્પના નહોતી, એવું સ્હમજાવવાની જે કાળે જરૂર પડી હશે (બ્રાહ્મણોએ કલ્પનાનાં સત્યોથી દેશને છાઇ દીધો હશે ત્યારે) તે કાળે રામાયણ કે મહાભારત નામના ગ્રંથોની યોજના કરવાની અને ત્હેમનો મહિમા કરવાની અગત્ય સ્વીકારવી પડી હશે; કારણકે રામાયણમાં રામને કોઇ ખ્યાલી માણસ તરીકે ધ્યાન ધરીને ગુફામાં બેસી રહેનાર વ્યક્તિ તરીકે બતાવ્યો નથી તેમજ એની શક્તિને પણ સીતા નામની સ્ત્રી તરીકે સ્થૂલરૂપે બતાવી છે. સઘળા ગુણોને સ્થૂલરૂપે સાંગોપાંગ ચીતરીને એમની પાસે એમના સ્વભાવને અનુકુળ પણ પ્રખર ક્રિયાઓ કરાવી છે. દરેક પાત્ર પોતપોતાના ગુણને વફાદાર રહેતું બતાવ્યું છે. એ જ હવાઇ ખ્યાલોનો રોગ કાઢવાની સુંદર કલા ! મહાભારત અને રામાયણ હિંદમાં હયાત છે ત્યાં સુધી, વેદો હો વા ન હો એ કાંઇ બહુ મહત્વનો સવાલ નથી. આ વડે સશક્ત બનેલો પુરૂષ સ્હેલાઇથી નવા વેદો અને નવાં શાસ્ત્રો ઉપજાવી શકે. પરંતુ મુદ્દાનો સવાલ એ છે કે મહાભારત-રામાયણને પૂર્ણરૂપે સ્હમજનાર કોણ છે ? આજથી પચીસ કે પચાસ વર્ષે પણ તે ગ્રંથોમાંથી દિવ્ય હિંદી ઉપજાવવાની 'તાલીમ' પ્રગટ થવા પામે એવી દરકાર પણ કોને છે ?...હતભાગ્ય હિંદ !



# 'ભ્રમણાતીત'નું અનુભવ-શાસ્ત્ર.

## નૂતન શાસ્ત્રે નૂતન કાણ્ડ !

કહે છે કે જંગલનિવાસી વાઘને એક વખત એકાદા મનુષ્યનું લોહી ચાખવા મળે છે તો પછી તે ફરીફરી વસતિની મુલાકાત લેવા ચૂકતો નથી.

અને આએ ખરૂં છે કે, કોઈ પકવ શહેરીને એકવાર એકાદ જંગલનિવાસી મસ્તરાજના અનુભવ રૂપ લોહીનો સ્વાદ ચાખવા મળ્યો તો પછી તે ત્હેની પૂઠ છોડતો જ નથી !

રામાયણના 'રસ'નો ઘુંટડો પીધા પછી જેની તૃષા ઓર વધારે પ્રદિપ્ત થઇ હતી એવા આપણા પંડિતજી આજે પણ મસ્તરાજ પાસે આવી બેઠા છે ! શું એનો આશય મસ્તરાજનો કોળીઓ કરી જવાનો તો નહિ હોય ?

જે હો, તે હો;-આપણને ત્હેની શી પડી છે ? હજમ કરી

શકશે તે કોળીઓ પણ કરી જશે! બાકી 'સ્વાદુ' કે 'ભૂખડુ' તો ઉલટો મરશે!

**પંડિત:**—મૂળતત્ત્વો કેટલાં ?

**મસ્તરાજ:**—તમે જે કાંઈ છો, અને જે કાંઈ દેખો છો–સાંભળો છો–સ્પર્શો છો કે વિચારો છો એ બધુ–સ્થૂલ તેમજ સૂક્ષ્મ–૨૪ મૂળતત્ત્વોનો ખેલ છે. ૫ ભૂતો (પૃથ્વી, પાણી આદિ), ૫ કર્મેન્દ્રિયો, ૫ જ્ઞાનેન્દ્રિયો, ૫ વિષયો. (શબ્દ–સ્પર્શ–રૂપ–રસ અને ગંધ) અને ૪ અંતઃકરણો (અંદરનાં સાધનો: મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર): સર્વ મળીને ૨૪ મૂળતત્ત્વો છે, જેનો આ સર્વ પસારો છે. હું, તમે, બીજા બધા મનુષ્યો, જાનવરો, પદાર્થો, એટલું જ નહિ પણ પૃથ્વી પર, જળમાં કે આકાશમાં જે કાંઈ છે કે બને છે તે સર્વ પણ આ ચોવીસનો ખેલ છે. સઘળાં સાયન્સ અને જ્ઞાનો પણ આ ચોવીસના ઉદ્‌ગાર છે. અને એ ચોવીસનો 'અહં'કાર–એ ચોવીસને 'કિંમત' આપનાર (valuator) 'હું' અને 'સમષ્ટિ' (cosmos). એ 'અહંકાર' પોતે જ કાળચક્ર.

એ ૨૪ તત્ત્વોનો અંશમાત્ર લઈને આ 'પિણ્ડ'–'હું'–બન્યો; અને એ ૨૪ ના સર્વઅંશને 'બ્રહ્માણ્ડ' અથવા 'સમષ્ટિ' નામ અપાય છે. આ આખો બ્રહ્માણ્ડ એ 'ત્રણ ગુણો' (શક્તિઓ) ની ક્રિયા–પ્રતિક્રિયાનો 'ગરબો' છે–'ખેલ' છે.

એ ત્રણ ગુણો (સત્વ, રજસ્, તમસ્)નો ઉદ્‌ભવ બ્રહ્મશક્તિ–આત્મશક્તિમાંથી થાય છે. જ્યાં એ ત્રણ ગુણોની સામ્યતા છે–સમતોલપણુ છે ત્યાં અક્રિયતા છે.

આપણા આ શરીરની તમામ પ્રવૃત્તિ પ્રાણુને આભારી છે.

એ જ પ્રાણ અતઃકરણ થાય છે અને એ જ અંતઃકરણ વડે 'લાગવા'પણું, 'વિચારવા'પણું, 'જાણવા'પણું, 'નિશ્ચય રચવા'પણું થાય છે.

અમુક મનુષ્ય કેવી જાતની ક્રિયાઓ કરશે, અગર કેવી જાતની લાગણીઓ ધરાવશે, અગર કેવી જાતના વિચારો કરશે અગર નિશ્ચયો રચશે ત્હેનો આધાર અમુક કાળે ત્હેના અંતઃકરણ ઉપર ત્રણ ગુણો પૈકીના કયાતું પ્રાધાન્ય ખેલી રહ્યું છે અને તે કાળે તે અતઃકરણના ચારે સભ્યોનાં આરોગ્ય અને વિકાસ કેવાં છે તે ઉપર છે.

મનુષ્યની બાહ્ય અને આભ્યતર ક્રિયા માત્રનો આધાર ત્હેના અતઃકરણ અને અતઃકરણ પર ખેલતા 'ગુણ' ઉપર હોઇ મનુષ્યનામના છોડને વધુમા વધુ 'દિવ્ય' બનાવવા માટે એના અંતઃકરણને નિરોગી જ માત્ર નહિ પણ તાકાદવાન બનાવવાની પ્રથમ જરૂર છે અને ત્રણ ગુણો પૈકી દરેક શું કરવાની પ્રકૃતિ ધરાવે છે તે ત્હેને સ્હમજાવવાની જરૂર છે, કે જેથી ક્યારે અને કયા ગુણને કેટલે અંશે પોતાના અંતઃકરણ ઉપર ખેલવા દેવો હિતાવહ થઇ પડશે, એ બાબતનો નિર્ણય તે કરી શકે અને એ નિર્ણય મુજબ પોતાના આચાર-વિચારનો સુકાની પોતે બની શકે.

**પંડિતઃ**—મનને સુખ અને દુઃખ થાય છે તે કેવી રીતે અને દુઃખથી છૂટવાનો કાંઇ ઇલાજ હશે કે ?

**અવધૂત**—જવા-આવવાના સ્વભાવવાળો પ્રાણ જ્યાં સુધી છે ત્યાં સુધી 'ગતિ' (motion) છે જ. ગતિ છે ત્યાં બે અથવા વધુ વચ્ચે ક્રિયા-પ્રતિક્રિયા છે. ક્રિયા-પ્રતિક્રિયાની અસર આપણા અંતઃકરણપર પડે છે અને ત્યાં તે અમુક ગુણવાળા અંતઃકરણપર તે અમુક ક્રિયા-પ્રતિક્રિયાની જે 'કિમત' અંકાય છે તે 'કિમત' (valuation)ને જ 'સુખ' 'દુઃખ' કહેવાય છે, પ્રતિકૂળ અસરને

'દુઃખ' કહેવાય છે, અને અનુકૂળ અસરને 'સુખ' નામથી ઓળખીએ છીએ.

માણસ કદાચ શરીરથી ક્રિયા કરવાનું થોડા વખત માટે બંધ રાખે તો પણ બીજા માણસો અને પદાર્થો ત્હેનાપર ક્રિયા નહિ કરે એમ બનતું જ નથી. અને માનસિક ક્રિયા તો માણસ પોતે અહોનિશ કરતો હોય છે, અને ત્હેની અસર પોતા ઉપર અને દુનિયા ઉપર નાખતો હોય છે, તેમજ તમામ દુનિયાની માનસિક ક્રિયા ત્હેના ઉપર અસર નાખતી હોય છે. આમ મનુષ્ય અહોનિશ ક્રિયા–પ્રતિક્રિયાના વાતાવરણ વચ્ચે જ બેઠો છે, એને તેથી અનુકૂળ અને પ્રતિકૂળ અસરો નિરંતર ચાલ્યાં જ કરે છે.

ક્રિયા–પ્રતિક્રિયાને 'સુખ' કે 'દુઃખ' એ નામની કિંમત આપનાર આપણું પોતાનું અંતઃકરણ છે, અને એ કિંમત અનુકૂળતા અને પ્રતિકૂળતાના ધોરણપર અપાય છે. હવે જો આપણને દુઃખ **ખમાતું** ન હોય તો આપણે **શું કરવું**, એ એક પ્રશ્ન થવા જેવો છે. પણ એ પ્રશ્ન થવા પહેલાંય **ખરો પ્રશ્ન** તો એ થવો **જોઇએ** છે કે આપણને દુખ **કેમ ન ખમાયું**?...**શા માટે** આપણે દુઃખની ગેરહાજરી **ઇચ્છી**?...આપણે **પોતે જ** અમુક દુઃખ **અમુક વખતે** ખમી શક્યા હતા અને **આજે** એ જ દુઃખ નથી ખમી શકતા **ત્હેનું** કારણ શું? એ દુઃખથી વધારે તીવ્રતાવાળુ દુઃખ **બીજાઓને** ખમતા આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ અને આપણે ઓછી તીવ્રતાવાળું દુઃખ ન ખમી શક્યા ત્હેનું કારણ શું? એક જ ક્રિયા એક માણસને ૪૦ ટકા જેટલું દુઃખ આપનાર થઇ પડી છે અને આપણને ૧૦ કે ૮૦ ટકા જેટલુ દુઃખ તેથી થવા પામ્યું છે એવો ભેદ એક જ ક્રિયાની અસરોમાં કેમ પડયો? એક જ

ક્રિયાની અસર મ્હારા અંતઃકરણ ઉપર 'દુઃખ' રૂપે પડી અને ત્હમારા અંતઃકરણ ઉપર 'સુખ'રૂપે પડી એવો આકાશજમીનવત્ ફેર કેમ પડવા પામ્યો? આ મનન કરી જુઓ, એટલે ત્હમે જ કહેશો કે ઘટના પોતે, ક્રિયા–પ્રતિક્રિયા પોતે કોઇ 'દુઃખ' નથી, અગર ત્હેના ગર્ભમાં પણ કાંઇ 'દુઃખ' નામની ચીજ છૂપાયલી નથી. ત્હમને સ્હમજાશે કે 'દુઃખ' એ અમુક ક્રિયાની **મ્હારા** અંતઃકરણ પર પડેલી **અસરને** મ્હેં આપેલું–આરોપેલું–નામ માત્ર છે. **જે ક્રિયાને હું સહન ન કરી શકયો ત્હેને મ્હેં 'દુઃખ' કહ્યું.** હવે જો હું મ્હારી સહન કરવાની શકિતને આજના કરતાં વધારે તાકાદવાળી બનાવું–જો એ મ્હારે માટે શકય હોય–તો એ જ ઘટના મ્હને આજના કરતાં ઓછી પ્રતિકૂળતા ઉપજાવે અગર મુદ્દલ પ્રતિકૂળતા ન ઉપજાવે અગર એ પણ બનવા જોગ છે કે અનુકુળતા ઉપજાવે. ત્યારે હવે સ્પષ્ટ થયું કે **મ્હારા પોતાના અંતઃકરણની તાકાદ પર જ દુઃખનું હોવા–ન હોવાપણું રહેલુ** છે. એથી એમ કહેવાતું નથી કે મ્હારા અંતઃકરણની તાકાદ વિશેષ હોય તો દુનિયાની ઘટનાઓ બનતી અટકશે અગર મ્હારાપર પોતાની અસરો નાખતી અટકી પડશે. ના, ક્રિયાઓ ચાલુ જ રહેવાની, જ્યાં સુધી દુનિયા ઉભી છે ત્યાંસુધી; અને અસરો ચાલુ જ રહેવાની, જ્યાં સુધી મ્હારૂં અંતઃકરણ હયાત છે ત્યાં સુધી. પણ અસર મ્હને અનુકૂળ હોવી કે પ્રતિકૂળ હોવી એ મ્હારી તે વખતની અંતઃકરણની તાકાદ પર આધાર રાખે એટલું જ કહેવાનું તાત્પર્ય છે.

હવે આવો આપણે એ **અંતઃકરણની તાકાદ** પર નજર કરીએ. તાકાદ શબ્દ જ રોગ કે વિકારની ગેરહાજરી **ઉપરાંતની** કાંઇ ચીજ

સૂચવે છે. અંતઃકરણ (મન–બુદ્ધિ–ચિત્ત–અહંકાર)માં વિકાર અથવા રોગ ન હોય એટલું જ નહિ પણ એ દરેક 'કરણ' અથવા શસ્ત્રને તાલીમથી વિકસિત કર્યા હોય તો જ તાકાદવાળું અંતઃકરણ કહેવાય.

મ્હારૂં–તુમારૂં અને સર્વ દુનિયાના મનુષ્યોનું અંતઃકરણ વધુ ઓછા પ્રમાણમાં 'વિકાર'વાળું છે જ. દુનિયામાં જન્મતા દરેક મનુષ્યના અંતઃકરણમાં તમામ મનુષ્યોના અધ્યાસો અને વિચારોની કાંઇક છાપ તો સૂક્ષ્મ રૂપે પડેલી હોય છે જ; અને ત્હેની આખી જીંદગી દરમ્યાન એ કામ ચાલુ રહેવાનું જ–ત્હેની પોતાની ઇચ્છા ન હોય તો પણ. પૂર્વની છાપોને ધોઇ નાખવી અને નવી છાપોને અટકાવવી એટલે કે પોતાને અનુકૂળ હોય એવી જ છાપને આવવા દેવી એ જ 'કલા' (Art); અને એ કળા શિખવવા માટે બે વિદ્યાઓ હયાતી ધરાવે છે: એક યોગશાસ્ત્ર, અને બીજું તત્ત્વજ્ઞાન.

યોગશાસ્ત્ર આખા મનુષ્યશરીરને 'શોધવા'–શુદ્ધ કરવા અને અને તે પછી વિકસાવવાની રીત શિખવે છે, તેમજ પ્રાણ કે જે તમામ ક્રિયાનો ચાલક છે ત્હેને લગતું સાયન્સ શિખવે છે. પ્રાણ વડે જ **સહનશક્તિ** ખીલવે છે, અને 'અહંકાર'ને પ્રબળ તથા તે સાથે જ વિસ્તૃત કરે છે, જેને પરિણામે મહાનમાં મહાન ક્રિયા–પ્રતિક્રિયા પણ પ્રતિકૂળ અસર ઉપજાવતા અટકે છે એટલું જ માત્ર નહિ પણ આનંદની લાગણી ઉપજાવનાર થઇ પડે છે. 'આનંદ' શું? કોઈ ઘટના આપણા પર **જય** ન પામી ત્યારે આપણને જે સંતોષ થાય છે તે જ આનંદ.

અહીં વચ્ચે વચ્ચે કહી લેવાનું પ્રાપ્ત થાય છે કે, માણસ જે કાંઇ કરે છે તે 'સુખ' માટે કરે છે, અગર દુઃખથી બચવા માટે કરે છે, એવી જે સર્વવ્યાપક માન્યતા છે તે જીંદગીના અભ્યાસપૂર્વક કરાયલી માન્યતા નથી. તે કોઈ 'સત્ય' નથી, વહેમ છે,

ભ્રમ છે, અને બુદ્ધિની રોગી દશાનું ફરમાન છે. મનુષ્ય પોતે જ આપઘાત કરે છે તે કયું 'સુખ' મેળવવા માટે? યુદ્ધમાં જીત થાય તો રાજ્યપ્રાપ્તિ તો રાજાને છે છતાં યોદ્ધા મરવા કે મારવા દોડી જાય છે તે ક્યા 'સુખ' માટે? સુખસગવડના પદાર્થો અને સંજોગો અને મનુષ્યોને છોડી એક માણસ ફકીર બની ભટકતો ફરે છે અને કોઇ કોઈ ફકીર તો જ્યાં વધુમાં વધુ પીડાજનક ઘટનાઓનો સંભવ હોય ત્યાં જ ચાહી ચાલીને જાય છે તે કયા સુખને કારણે? માણસને ક્રોડો રૂપિયાનો લોભ હોવા છતાં અને એક પાઈ પણ જાય તો પાલવતું નથી તે છતાં દશ-વીશ હજારની રકમ તે કોઇ વખતે સ્વેચ્છાથી આપી દેછે તે કેમ બને છે? નહિ, માણસ સુખની પ્રાપ્તિ અને દુ:ખનો અભાવ ઈચ્છે છે એ માન્યતા જ ખોટી છે. ઘટનાનો સામનો કરવામાં વિજય પામવો એ જ મનુષ્યની આંતર પ્રકૃતિ માંગે છે. **પીડાજનક ઘટના વચ્ચે પણ વિજયની મીઠી લાગણી થાય છે-એ જ આનંદ!** સ્પષ્ટ થાય છે કે જયપિપાસા (Will to Power) એ જ મનુષ્યત્વ છે અને જયની પિપાસા ત્હેને કોઈ ક્રિયામાં ધકકેલે છે અગર કોઈ ક્રિયાનો પ્રતિરોધ કરાવે છે તે વખતે એ 'હુમલા'થી કે 'બચાવ'થી ત્હેના ચિત્તમાં ખળભળાટ ન થાય તો તે 'પૂરો માણસ' છે, અને થાય તો તે 'અધુરો માણસ' છે. **'હાર' અને 'જીત'નું દફતર એ 'ચિત્ત' છે.** પ્રાપ્તિ અને અપ્રાપ્તિ કે નુકસાન એઓ કાંઈ 'હાર' અને 'જીત' નકકી કરનાર નથી. એ તો બધા પડછાયા —phenomena— છે. ધન, તન, ઇજ્જત એ સર્વને 'મિથ્યા' કહેવામાં આવે છે તે આ અપેક્ષાએ જ.

હવે બીજું શાસ્ત્ર 'તત્ત્વજ્ઞાન' છે. તત્ત્વજ્ઞાનમાટે બુદ્ધિ **શુદ્ધ** અને **તીવ્ર** જોઇએ, એ પહેલી જરૂરીઆત. બુદ્ધિના વિકારો-પહેલાંની માન્ય-

બધા રસ્તા એક યા બીજા પ્રકારના 'કેફ' છે. અને તે કેમ સૂઝ્યા? 'સંગ'ને **સહી શકાયો નહિ,** એ અશક્તિએ 'સંગ'ને જ અનિષ્ટતા આરોપી! અને તે પછી એનાથી દૂર રહેવાના કે એને દૂર રાખવાના ઇલાજ શોધવાને મતિને મોકલી!

મતિએ એને કેફ સૂચવ્યો. હવે તમે જાણો જ છો કે સ્થૂલ કેફો ઘણી જાતના છે અને તે દરેક જૂદી જૂદી જાતની અસર ઉપજાવે છે અને ઓછા-વધતા સમય સુધી એ અસરો ટકે છે, અને એ અસરો બાદ **પ્રતિક્રિયા** પણ અવશ્ય થાય છે. તમે વળી જાણો જ છો કે કેટલાક કેફ અમુક વ્યક્તિને જ સદે છે, બીજાને નહિ; કેટલાક અમુક દેશમાંજ સદે છે, બીજામાં નહિ; કેટલાક અમુક મોસમમાં જ સદે છે, બીજીમાં નહિ. વળી એ કેફો પૈકી કેટલાક તો કેટલાંક 'દરદો'ને પણ હટાવવાના ગુણવાળા હોય છે. કેટલાક એવા હોય છે કે દુનિયાના સંગથી ઉપજતી પીડા ભૂલાવવાનું કામ અલ્પકાળ સુધી કર્યા પછી પોતાની માઠી અસર લાંબા કાળ સુધી ઉપજાવ્યા કરે છે. આ બધું જેમ સ્થૂલ કેફોમાં છે તેમજ સૂક્ષ્મ કેફોની બાબતમાં પણ લગભગ એવું જ છે. મૂળ વાત—પછી ભલે તે ભયંકર લાગતી હોય—તો એ છે કે, સ્થૂલ કે સૂક્ષ્મ કેફ—કોઇ પણ જાતિનો—લેવાની **જરૂર** જ **કેમ** પડી? 'સંગ'ને અનિષ્ટતા **આરોપી** તેથી! ઇષ્ટતા અને અનિષ્ટતા આરોપનાર 'મન' છે અને મન જો નબળું હોય તો એને સંગથી 'દુઃખ' થાય છે તેથી તે પોતાની અશક્તિ જાહેર કરવાને બદલે **સંગ**ના ઉપર દોષનો ટોપલો નાખે છે અને કહે છે કે 'અરે! સંગમાત્ર 'અનિષ્ટ' છે!' ત્યારે હવે એ સ્પષ્ટ થાય છે કે, સંગને દોષારોપણ કરવાના અપ્રમાણિક ઇલાજ છોડી, તેમજ કેફ વડે પીડાથી બચવાના ભૂલભરેલા ઇલાજ છોડી, માણસે જેમ

અને તેમ વસ્તુ જેમ છે તેમ જ ત્હેને 'ઓળખવા'ની કોશીશ કરવી અને મનને પ્રત્યેક જય-પરાજય સહવાની **તાલીમ** આપતાં રહેવું.

**પંડિતઃ**—પણ કાયમની મુક્તદશા હશે કે નહિ ?

**મસ્તરાજઃ**—પંડિતજી ! મ્હને આવા પ્રશ્નો કરનાર પર હમેશ હસવું જ આવતુ રહ્યું છે. માણસને પ્રયોજન વગરનાં કાર્યોમાં પણ શક્તિ ગુમાવવાની કુટેવ પડી ગઈ છે, તેથી જ તે વધારે ને વધારે નિર્બળ બનતો જાય છે. કાં તો તે શક્તિ વધે એટલા ખાતર કાંઇ પ્રવૃત્તિ કરે, અગર શક્તિ જાળવી રાખવા માટે **આરામ** કરે, એ જ એને માટે ઇષ્ટ છે. એને બદલે જેથી કોઇ જાતનું પ્રયોજન સરવાનો સંભવ સરખો નથી એવી શારીરિક પ્રવૃત્તિઓમાં, માનસિક ખ્યાલોમાં, ગામગપાટામાં, નિંદા-કુથલીમાં, જરૂરની ન હોય તેમ સંભવિત પણ ન હોય એવી બાબતની ઇચ્છાઓ કરવામાં, જેમાંથી પોતાનું કે પરનું કોઇ પણ જાતનું હિત સરવાનો સંભવ ન હોય એવા પ્રશ્નો કરવામાં કે એવા પ્રશ્નોના એવી જ રીતના જવાબો આપવા-લેવામાં માણસ પોતાની અને તે સાથે જ પારકી શારીરિક તેમજ માનસિક શક્તિઓનો **ઉડાઉપણે વ્યય** કરે છે. આનું જ નામ **'સંયમ'ની ખામી, 'કરકસર'ની ખામી.** ત્હમારો પ્રશ્ન પણ સંયમની ખામીનું જ ફરજંદ છે ! ત્હમે જો ત્હમારામાં સંયમશક્તિ કેળવી હોત તો આ પ્રશ્ન જ ન થવા પામ્યો હોત. **આજનાં** દુઃખ જે માણસ સહી શકે છે તે **કાલે** શું થશે એવો તર્ક પણ ન કરવા પામે. તો પછી **હમેશની**-આ જીંદગી પછીના પણ અનંતકાલની- ચિંતા કે ખ્યાલ કરવાની તો ત્હેને **જરૂર જ કેમ પડે ?** માનો દલીલ ખાતર કે, કાયમની મુક્તદશા જેવું કાંઇ છે જ નહિ. એટલે શું થયું ? મરણ પછી પણ દુઃખ તો આવે એ નક્કી થયું. હવે ત્હમે કે જે **આજનું**

તાઓ-ધોઇ નાખી પછી સ્વતંત્ર રીતે પિણ્ડ-બ્રહ્માણ્ડનો સંબંધ વિચારતાં શિખવે તે તત્ત્વજ્ઞાન. એ વિચારણા અસરો માત્રને **ઠગવાની** કળા આપનાર થઈ પડે. એટલે અપ્રિય અસરોને પણ અમુક કાળને માટે પ્રિય બનાવી લેવાની કળા એનાથી મળે, કોઇ પણ અસરોનો વિશ્વાસ ન કરવા જેવી નિર્લેપતા એ આપે, કોઈ પણ સમય-કાળના ઉપર આસન જમાવવાની રાજશાહી તે પ્રેરે.

બન્ને **'ઇલાજ'** છે અને બન્ને **ઉપયોગી** છે. મનુષ્યને આકાશી-દૈવી-પ્રતાપી સફરમાં ઉડાડનારી એ બે પાંખો છે. પણ કોઇ કોઈ અશકતો એ પાંખોને 'માથા ઉપર' ચ્હડાવી, 'ઉડવા'ને બદલે ઉલટા 'ભારે મરે' છે ! પંડિતજી ! જો એક પરસ્પરવિરોધવાળી વાત કહું. જ્ઞાની એ શબ્દ 'જાણવા' ઉપરથી યોજાયો છે છતાં હકીકતમાં (in fact) 'જ્ઞાની' તે છે કે જે કાંઇ જાણતો નથી ! અને જો કે યુજ્ એટલે 'જોડવા' ઉપરથી યોગી કહેવાય છે તો પણ હકીકતમાં યોગી તે છે કે કોઇથી કે કશાથી જોડાતો જ નથી ! આ સત્ય લાંબા અનુભવ બાદ જ સ્હમજાય તેવું છે.

**પંડિતઃ**—પાપ-પુણ્ય શું ?

**મસ્તરાજઃ—ત્હમને** પોતાને જે શારીરિક કે માનસિક ક્રિયાશક્તિ વધારનાર થઈ પડે તે ક્રિયા ત્હમારે માટે પુણ્યરૂપ, અને જે ક્રિયા શક્તિ ઘટાડનાર થઈ પડે તે ક્રિયા ત્હમારે માટે પાપરૂપ.

**પંડિત**—'જીવ' અને 'શિવ' એક કે જૂદા ?

**મસ્તરાજઃ**—મ્હારા-ત્હમારા શરીરમાં ફેલાઇને તે શરીરદ્વારા (એટલે તે શરીરનાં બાહ્ય અને આભ્યંતર સર્વ કરણોદ્વારા) જે ખેલી રહ્યો છે તે 'જીવ'; અને આખા વિશ્વમાં ફેલાઇને વિશ્વશરીરદ્વારા (એટલે તે શરીરનાં-સ્થૂલ-સૂક્ષ્મ સર્વ કરણોદ્વારા) જે ખેલી રહ્યો છે

તે 'શિવ'–ઇશ્વર–Universal Consciousness–Cosmos. આ બરાબર વિચારી જોનારને તો આપોઆપ સ્હમજાશે કે જીવમાં શિવ છે અને શિવમાં જીવ છે. અને જરા વધુ આગળ વધીને વિચાર કરશે તો સ્હમજાશે કે, વ્યકિત એટલે 'મર્યાદિત શિવ' જો 'અમર્યાદ શિવ'માંથી શકિત ખેંચે તો જેટલા પ્રમાણમાં તે ખેંચી શકે તેટલા પ્રમાણમાં પોતાનું શિવપણું તે વધુ **પ્રકટાવી** શકે છે.

**પંડિત**—'બદ્ધ' અને 'મુક્ત' શું ?

**મસ્તરાજ**:—'જીવ અને 'શિવ' બાબતનો મ્હારો ઉપલો જવાબ એકવાર યાદ કરી જાઓ. આખા વિશ્વથી પ્રત્યેક વ્યક્તિનો 'સંબંધ' છે જ. હવે આ સબંધને જેટલે અંશે આપણે આપણા ઉપર સત્તા ચલાવવા દઇએ તેટલે અંશે આપણે 'બદ્ધ' છીએ–ગુલામીમાં છીએ; અને જેટલે અંશે આ સબધને આપણે **ઉપયોગમાં લઈ શકીએ** (ત્હેને આપણા 'આનંદ'નું સાધન બનાવી શકીએ) તેટલે અંશે આપણે 'મુક્ત' છીએ–'વિજેતા' છીએ–'બાદશાહ' છીએ.

કોઇ પણ એકી વખતે આપણે બદ્ધ **તેમજ** મુક્ત છીએ. દુનિયામાં જીવતો માણસ નરો બદ્ધ કે નરો મુક્ત હોઈ શકે જ નહિ. કોઈમાં બદ્ધપણાની માત્રા વધુ અને મુક્તપણાની માત્રા ઓછી, તો કોઇમાં તેથી ઉલટું જોવામાં આવશે.

તે છતાં, યોગની પ્રક્રિયા વડે સઘળી 'લાગણી' અને 'વિચાર'ને દાબી દઈ મનુષ્ય નરી મુક્તિ **ચાખી** શકે છે, પણ તે અમુક કાળ સુધી જ, નિરંતર સદાને માટે નહિ. તેમજ જ્ઞાની પણ કોઇ મહાન ભાવનાના બળ વડે કે ભક્ત કોઈ ખરી કે માની લીધેલી વ્યક્તિમાં ચિત્તને સ્થાપી બાહ્ય સગથી મુક્ત થઇ શકે છે, પણ તેય થોડા વખતને માટે. તદ્દન સ્વતંત્ર મનન કરતાં સ્હમજાશે કે એ

બધા રસ્તા એક યા બીજા પ્રકારના 'કેફ' છે. અને તે કેમ સૂઝયા? 'સંગ'ને **સહી શકાયો નહિ**, એ અશક્તિએ 'સંગ'ને જ અનિષ્ટતા આરોપી! અને તે પછી એનાથી દૂર રહેવાના કે એને દૂર રાખવાના ઇલાજ શોધવાને મતિને મોકલી!

મતિએ એને કેફ સૂચવ્યો. હવે ત્હમે જાણો જ છો કે સ્થૂલ કેફો ઘણી જાતના છે અને તે દરેક જૂદી જૂદી જાતની અસર ઉપજાવે છે અને ઓછા-વધતા સમય સુધી એ અસરો ટકે છે, અને એ અસરો બાદ **પ્રતિક્રિયા** પણ અવશ્ય થાય છે. ત્હમે વળી જાણો જ છો કે કેટલાક કેફ અમુક વ્યક્તિને જ સદે છે, બીજાને નહિ; કેટલાક અમુક દેશમાંજ સદે છે, બીજામાં નહિ; કેટલાક અમુક મોસમમાં જ સદે છે, બીજીમાં નહિ. વળી એ કેફો પૈકી કેટલાક તો કેટલાંક 'દરદો'ને પણ હટાવવાના ગુણવાળા હોય છે. કેટલાક એવા હોય છે કે દુનિયાના સંગથી ઉપજતી પીડા ભૂલાવવાનું કામ અલ્પકાળ સુધી કર્યા પછી પોતાની માઠી અસર લાંબા કાળ સુધી ઉપજાવ્યા કરે છે. આ બધુ જેમ સ્થૂલ કેફોમાં છે તેમજ સૂક્ષ્મ કેફોની બાબતમાં પણ લગભગ એવું જ છે. મૂળ વાત—પછી ભલે તે ભયંકર લાગતી હોય—તો એ છે કે, સ્થૂલ કે સૂક્ષ્મ કેફ—કોઇ પણ જાતિનો—લેવાની **જરૂર** જ **કેમ** પડી? 'સંગ'ને અનિષ્ટતા **આરોપી** તેથી! ઇષ્ટતા અને અનિષ્ટતા આરોપનાર 'મન' છે અને મન જો નબળું હોય તો એને સંગથી 'દુઃખ' થાય છે તેથી તે પોતાની અશક્તિ જાહેર કરવાને બદલે **સંગ**ના ઉપર દોષનો ટોપલો નાખે છે અને કહે છે કે 'અરે! સંગમાત્ર 'અનિષ્ટ' છે!' ત્યારે હવે એ સ્પષ્ટ થાય છે કે, સંગને દોષારોપણ કરવાના અપ્રમાણિક ઇલાજ છોડી, તેમજ કેફ વડે પીડાથી બચવાના ભૂલભરેલા ઇલાજ છોડી, માણસે જેમ

અને તેમ વસ્તુ જેમ છે તેમ જ ત્હેને 'ઓળખવા'ની કોશીશ કરવી અને મનને પ્રત્યેક જય-પરાજય સહવાની **તાલીમ** આપતાં રહેવું.

**પંડિતઃ**—પણ કાયમની મુક્તદશા હશે કે નહિ?

**મસ્તરાજઃ**—પંડિતજી! મ્હને આવા પ્રશ્નો કરનાર પર હમેશ હસવું જ આવતું રહ્યું છે. માણસને પ્રયોજન વગરનાં કાર્યોમાં પણ શક્તિ ગુમાવવાની કુટેવ પડી ગઈ છે, તેથી જ તે વધારે ને વધારે નિર્બળ બનતો જાય છે. કાં તો તે શક્તિ વધે એટલા ખાતર કાંઇ પ્રવૃત્તિ કરે, અગર શક્તિ જાળવી રાખવા માટે **આરામ** કરે, એ જ એને માટે ઇષ્ટ છે. એને બદલે જેથી કોઇ જાતનું પ્રયોજન સરવાનો સંભવ સરખો નથી એવી શારીરિક પ્રવૃત્તિઓમાં, માનસિક ખ્યાલોમાં, ગામગપાટામાં, નિંદા-કુથલીમાં, જરૂરની ન હોય તેમ સંભવિત પણ ન હોય એવી બાબતની ઇચ્છાઓ કરવામાં, જેમાંથી પોતાનું કે પરનું કોઇ પણ જાતનું હિત સરવાનો સંભવ ન હોય એવા પ્રશ્નો કરવામાં કે એવા પ્રશ્નોના એવી જ રીતના જવાબો આપવા-લેવામાં માણસ પોતાની અને તે સાથે જ પારકી શારીરિક તેમજ માનસિક શક્તિઓનો **ઉડાઉપણે વ્યય** કરે છે. આનું જ નામ **'સંયમ'ની ખામી, 'કરકસર'ની ખામી.** ત્હમારો પ્રશ્ન પણ સંયમની ખામીનું જ ફરજંદ છે! ત્હમે જો ત્હમારામાં સંયમશક્તિ કેળવી હોત તો આ પ્રશ્ન જ ન થવા પામ્યો હોત. **આજનાં** દુઃખ જે માણસ સહી શકે છે તે **કાલે** શું થશે એવો તર્ક પણ ન કરવા પામે. તો પછી **હમેશની**—આ જીંદગી પછીના પણ અનંતકાલની— ચિંતા કે ખ્યાલ કરવાની તો ત્હેને **જરૂર જ કેમ પડે?** માનો દલીલ ખાતર કે, કાયમની મુક્તદશા જેવું કાંઇ છે જ નહિ. એટલે શું થયું? મરણ પછી પણ દુઃખ તો આવે એ નક્કી થયું. હવે ત્હમે કે જે **આજનું**

દુઃખ ખમવા તૈયાર છો ત્હેને મરણ પછીના દુઃખનો 'ભય' કેવો ? અને ત્હમે આજના અનુભવ પરથી જાણોછો કે જ્યારે જ્યારે પણ ત્હમને પીડાનો પ્રસંગ આવ્યો છે ત્યારે ત્યારે તે દુ.ખ સ્હામે હાર નહિ કબુલ કરવા રૂપ ટક્કર ઝીલવાથી ત્હમારા અંતઃકરણમાં આનંદ, સંતોષ, પ્રફુલ્લીતપણું પણ થયું છે. એટલે **સહન કરાયલું** 'દુઃખ' એ એક એવો અનુભવ છે કે જેની બીજી બાજુએ આનંદ છે. હવે મ્હને કહો કે 'દુઃખ'ને ટાળવા **ત્હમે જ** ખુશી છો ? જો ત્હેને ટાળશો તો આનંદ પણ ત્હેની સાથે જ ટળવાનો ! તે તો ત્હમને પાલવવાનું જ નહિ ! **માટે જ**, હવે સ્હમજો કે, કાયમની મુક્તિના હોવા–ન હોવાપણાનો પ્રશ્ન જ પોતે અજ્ઞાનનું અને નબળાઇનું ફરજંદ છે ! એ બદશીકલ નિર્બળતા પર સંયમ કરવાથી–મનન કરવાથી તો ઉલટી વધુ બદશીકલતા અને નિર્બળતાની જ પ્રાપ્તિ થાય. અને હિંમત રાખો કે, જો કદાચિત્ કાયમની મુક્તિ એવી ચીજ **ખરેખર** હશે તો, અને એવી ચીજ ઇચ્છિવાજોગ પણ હશે તો, એ ત્હમને મળવાની જ છે; કારણ કે ત્હમે **સંયમ** તો આ જન્મમાં જ શિખી શક્યા છો. ભાઈ પંડિત ! મનુષ્યો સ્થૂલ પદાર્થોના સંગથી જેટલું દુઃખ નથી પામતા તેટલું મનઃકલ્પિત સિદ્ધાન્તો અને માન્યતાઓ અને ભ્રમણાઓ અને તર્કવિતર્કોથી પામે છે. હજારો વાતો સાંભળી સાંભળીને, સેંકડો પરસ્પરવિરોધી સૂત્રો અને સિદ્ધાન્તોનું શ્રવણ કે વાચન કરીને, માણસે પોતાની **સ્વતંત્ર વિચારશક્તિ** ગુમાવી છે અને નિર્ણયપર આવવાને તથા નિશ્ચયબલની વિજળી ઉત્પન્ન કરવાને તો તે છેક જ નકામો થઇ ગયો છે. બુદ્ધિવાદના જમાનાની કોઈ મ્હોટામાં મ્હોટી હાનિ હોય તો તે એ જ કે તેણે, જેઓની બુદ્ધિ છેક જ ટુંકી, મેલી, કાટવાળી, ધારવગરની અને સાંકડા મગજમાં ગોંધાયલી છે તેવા લાખ્ખો સામાન્ય મનુષ્યોની સ્હામે અને ત્હેના

મગજપર હજારો પરસ્પરવિરોધી સિદ્ધાંતો—ધર્મને નામે, તર્કશાસ્ત્રને નામે, નીતિને નામે, સાયન્સને નામે, રૂઢીને નામે અને પ્રમાણભૂત પુરૂષોના નામે–નો એવો તો મ્હોટો ઢગલો કરી મૂક્યો છે કે તે બોજાથી દબાઈ અને તે ઢગલાના દૃશ્યથી ગભરાઇ તે પોતામાં જન્મથી આવેલી થોડીઘણી શક્તિ પણ ગુમાવી બેસે છે.

**પંડિતઃ**—'ધર્મ'–'અધર્મ' શું? 'ગ્રહણ'–'ત્યાગ' શું?

**મસ્તરાજઃ**—ત્હમારા પોતાના અધિષ્ઠાનરૂપ–મધ્યવર્ત્તી સ્થંભરૂપ–આનદને જે કાંઇ ટકાવનાર થાય તે 'ધર્મ', તે 'ગ્રહણ' કરવા યોગ્ય. અને જેથી તે પહાડ હીલવા પામે, અને ત્હમારા આનંદનો ભંગ થાય, તે ત્હમારે માટે 'અધર્મ' અને તેથી તે ત્હમારે 'ત્યાગ' કરવા યોગ્ય. ત્યાગ કરવા યોગ્ય એમ કહ્યું એટલે કાંઇ દૂર **થઈ જતું** નથી, તેમજ ગ્રહણ કરવા યોગ્ય માન્યું એટલે કાંઈ **આવી જતું** નથી; ગ્રહણ કરવા યોગ્ય જે કાંઇ ત્હમારી સ્થિર બુદ્ધિએ ઠરાવ્યુ તે મેળવવા ત્હમારે **પ્રયત્ન કરવો**, અને જે 'ત્યાગ' કરવા યોગ્ય હોવાનું ત્હમારી સ્થિર બુદ્ધિએ ઠરાવ્યું ત્હેને ત્હમારાથી દૂર રાખવાનો **પુરૂષાર્થ** કરવો, એટલું જ કહેવાનું તાત્પર્ય છે. મેળવવાના પ્રયત્નના કે દૂર કરવાના પ્રયત્નના પરિણામમાં કાં તો **જય** હોય કે **પરાજય** હોય, **ત્રીજું** તો કાંઈ હોતું નથી! હવે જો જય થયો તો ત્હમારી પુરૂષાર્થ કરવાની શક્તિ બેવડાય છે, અને એટલા જ પ્રમાણમાં ત્હમારો આનદ વિકસે છે. અને જો નિષ્ફળ ગયા તો? મેળવવા યોગ્ય ઠરેલા પદાર્થને મેળવવામાં નિષ્ફલ ગયા તો એક જ કરવા જેવુ રહ્યુ કે, **એ પદાર્થ સિવાય ચલાવવાની ટેવ પાડવી;** અને બીજે કોઇ પ્રસંગે–બદલાયલા બીજા કોઈ સંજોગો વચ્ચે–એ પદાર્થ હાથ લાગે એવો સભવ ઉભો થાય તો તે વખતે

ફરી પુરૂષાર્થ કરવો. એના વગર ન જ ચાલે, અગર એનો હમેશને માટે ત્યાગ કરવો, એ બન્ને 'ગુલામી'જ કહેવાય. અને જે પદાર્થ ત્યાગ કરવા યોગ્ય છે એવો ત્હમારી બુદ્ધિએ નિશ્ચય કર્યો હતો ત્હેને દૂર કરવાનો ત્હમારો પ્રયત્ન જો નિષ્ફળ જાય તો એ પદાર્થની હાજરીને **સહન કરવાની ટેવ પાડો.** Make a virtue of necessity. એના સ્હામે દરરોજ દાંતીઆં કરવાથી તેમજ પોતાની અશક્તિ યાદ કરી કરીને પોતા ઉપર મનમાં ગુસ્સો કરવાથી માણસ માત્ર પોતાનો જ દ્રોહ કરી બેસે છે. એ જ મ્હોટામાં મ્હોટો 'અધર્મ'! એ આત્મદ્રોહ જ 'ત્યાગ' કરવાયોગ્ય એકની એક ચીજ! બીજી બધી ચીજો તો કોઇ માણસ માટે, કોઇ કાળે, કોઇ સંજોગોમાં ત્યાગ કરવા યોગ્ય હોય તેમ બીજા માણસ માટે કે બીજા સંજોગમાં કે બીજે પ્રસંગે ગ્રહણ કરવા યોગ્ય પણ હોય.

**પંડિતઃ**—પુરૂષ અને સ્ત્રી, ઉપર અને નીચે, સક્રિયતા અને અક્રિયતા, ગ્રહણ અને ત્યાગ, ભક્તિ અને નિઃસંગતા, જ્ઞાન અને અજ્ઞાન, દિવસ અને રાત્રી આ બધાં દ્વંદ્વો શું છે?

**મસ્તરાજઃ—વ્યક્તિગત** અસ્તિત્વની એ સઘળી **અનિવાર્યતાઓ** છે–'જરૂરીઆતો' છે; સમષ્ટિની દૃષ્ટિએ, નિરંતર કુચ કરતા સૈન્યની સુવ્યવસ્થા માટેની 'કલા' છે; વ્યક્તિભાન અને સમષ્ટિભાન બન્નેનો નિરોધ કરતાં એ અને એવા બીજા સઘળા ભેદો **અદૃશ્ય** થશે.

પ્રકૃતિભેદને લીધે પુરૂષ અને સ્ત્રી છે. એ પ્રકૃતિઓને બરાબર **સ્હમજવાથી** તે તે પ્રકૃતિઓને **અનુકૂળ** કાર્યમાં તેઓને **યોજવાનું** બની શકે છે, અને તેથી બન્નેના સહકારવાળું સંયુક્ત જીવન અને ગૃહસંસ્થા યોજી શકાય છે, કે જે વડે શક્તિઓની અને સમયની કરકસરપૂર્વક બન્ને જીવી શકે છે અને એક બીજાને

જીવાડી શકે છે, તથા વિકસી શકે છે અને એક બીજાને વિકસાવી શકે છે. જીવનની કરકસર (Economics of life)માં પુરૂષ અને સ્ત્રી બન્નેને સ્થાન છે, બન્નેના સંયોગ તેમજ કલહને પણ સ્થાન છે, ઉત્પાદક કાર્યને તેમજ નિગ્રહને પણ સ્થાન છે. પણ **એ સઘળા વચ્ચે 'સંયમ' એ નિજાનંદ જાળવવાની ચાવી છે,** એ નિરંતર લક્ષમાં રાખવાનું છે.

એક બ્રહ્મ ( Being ) વ્યવહાર (Becoming)માં આવ્યો ત્યારે 'પુરૂષ' અને 'પ્રકૃતિ' એમ દ્વિધા વ્હેંચાયો! એ બે પદનો પુનઃ સંયોગ એ જ 'બ્રહ્મ'! ક્રિયાશીલતા માટે **બે** પગ આવશ્યક તેમજ 'વ્યવહાર' માટે બે પદ–બે પક્ષ–બે રૂપ–આવશ્યક. એકમાંથી બે અને બેમાંથી એક એ માત્ર 'અન્વય' અને 'વ્યતિરેક' નામની બુદ્ધિની બે રમતો છે!

* * *

ચક્રાકાર ગતિમાં 'ઉપર' અને 'નીચે' એવું કાંઇ જ નથી; એ ગતિના દૃષ્ટાને પોતાની ભૂમિકાની અપેક્ષાએ, ગતિ કરતા ચક્રનો એક ભાગ ઉપર અને એક ભાગ 'નીચે' દેખાય છે. અને ગતિ ચાલુ રહેતાં, બીજે વખતે, જે ભાગ પહેલાં ત્હેણે 'ઉપર' જોયો હતો તેજ 'નીચે' દેખાય છે અને 'નીચે' જોયો હતો તે 'ઉપર' દેખાય છે. એટલે, **ગતિમાં પોતામાં** ઉપર–નીચેપણું નથી, અને 'જોનાર'માં છે તે પણ 'ક્ષેત્ર' અને 'કાળ'ની રૂઢ થયેલી કલ્પનાને **લીધે** છે.

ચક્રના **એક ભાગ તરીકે** ગતિ કરનારને તો, જોનાર જેને 'ઉપર' અને 'નીચે' કહે છે એવી કાંઇ કલ્પના નથી. ઉપર અને નીચે એ બે, **એને** લાગે વળગે છે ત્યાં સુધી તો, 'જોય વ્હીલ'ને ગતિ આપનારા આરા છે. તે નહિ તો ગતિ જ ક્યાં છે? અને જો

ગતિ એ સઉ અટકાવનારૂં અને આનંદને વિસ્તારનારૂં તત્ત્વ છે તો
એ આરા હોવા **એને માટે** ક્યાં નડતરરૂપ છે?

અને **જોનાર**ના દૃષ્ટિબિંદુથી પણ ઉપર-નીચે એવા બે સ્થિતિ-ભેદો અનિષ્ટ (undesirable) ન હોઇ શકે. વારાફેરાનું દર્શન એને હર્ષ-શોકની **લાગણીઓનું પોકળપણું** સ્હમજાવનાર થઇ પડે છે, અને એ લાગણીઓને પોતાપર **સ્વામીત્વ** જમાવતી અટકાવવાનું બળ પ્રેરે છે. પોતાની કોઈ પણ 'સ્થિતિ'–આરોગ્યને લગતી, વૈભવને લગતી, કીર્ત્તિને લગતી,–રે મનની પ્રફુલ્લતાને લગતી સ્થિતિ પણ–**સદા કાયમ** રહેવા પામે તો ઠીક એવી ઇચ્છા વટીક ત્હેને થવા પામતી નથી. એવી ઇચ્છા એ, એક તો, અશક્યની ઇચ્છા છે એમ ત્હેને ખાત્રી થાય છે, અને બીજું એ કે, એવી ઇચ્છા સફળ થવી શક્ય હોય તોપણ **પોતાનું હિત એથી નથી** એ પણ ત્હેને દૃઢાય છે. દૃષ્ટાંત તરીકે, ધનવૈભવની નીચલી સ્થિતિમાં આવવાથી જ ત્હેના 'સંબંધી'ઓ પૈકીનો **ખરો** સંબંધી–**સહધર્મી**–સમાન ગુણકર્મ-વાળો–એના ઉપર સ્વભાવથી પ્રેમ કરનારો કોણ છે તે **જડી આવે** છે! બીમારી અને મનના ક્ષોભ (depression)ની સ્થિતિઓ જ એને **નિરપેક્ષ** આનંદ નામના ઉંડે છૂપાયલા રત્નની શોધમાં ધક્કેલે છે અને બાહ્ય વેદના વચ્ચે જ તે ગુપ્ત આનંદ ચાખવા ભાગ્યશાળી થાય છે. ચોતરફની ભયંકર અપકીર્તિ અને સતાવણી જ એને **એકના એક** 'બાકી' રહેલા સ્થાનમાં ધક્કેલે છે, કે જ્યાં તે અનિ-ર્વચનીય સંતોષ કે તૃપ્તિ કે શાન્તિનો અનુભવ કરે છે. આમ 'ઉપર' અને 'નીચે' એ બે દશાભેદ કે સ્થિતિભેદ તો 'ભૂલાવા'ને ભૂલાવનાર અને નગ્નદર્શન કરાવનાર 'આવશ્યકતા'ઓ છે. પછી કોણ ત્હેને અનિષ્ટ કહી પોતાનું જ અનિષ્ટ કરવા તૈયાર થશે?

* *

હવે લ્યો સક્રિયતા અને અક્રિયતાનું દ્વંદ્વ. પૂરી સક્રિયતા જ અક્રિયતામાં દોરી જાય છે! **નિર્બળ**ની અક્રિયતા એ 'પ્રમાદ' છે, તમોગુણ છે; જ્યારે **સબળ**ની અક્રિયતા એ 'સંયમ' છે, સત્ત્વગુણ છે. રજોગુણી એ સબળ અને નિર્બળ બન્નેની સન્ધ્યા છે—યોગ છે.

તમોગુણીને—પ્રમાદીને સક્રિયતા આરામને ખલેલ કરનારી—કષ્ટદાયક—લાગે. રજોગુણીને સક્રિયતા સ્વાભાવિક હોઇ મઝા આપે. સત્ત્વગુણીને સક્રિયતા એ 'યજ્ઞ'રૂપ હોય.

તમોગુણીને અક્રિયતા સ્વાભાવિક હોય, રજોગુણીને તે ભયકર—અસહ્ય—લાગે, સત્ત્વગુણીને તે સ્વાભાવિક હોય પરન્તુ જે રૂપમાં તમોગુણીને હોય એવા રૂપમાં નહિ. (તમોગુણીની અક્રિયતા શારીરિક હોય, મનથી તો તે અનેક કૂદકા મારતો હોય, સત્ત્વગુણી જ્યારે અક્રિય હોય ત્યારે શરીરથી તેમજ મનથી બન્નેથી અક્રિય હોય, અને કદાચ શરીર ક્રિયામાં હોય તો પણ મન તો અવશ્ય અક્રિય હોય.)

સક્રિયતા વચ્ચે જે અક્રિયતા અનુભવે છે તે 'પૂરો', જ્ઞાની, બ્રહ્મ, ગુણાતીત, 'ભરપૂર'.

* * *

'ગ્રહણ' અને 'ત્યાગ' બન્ને મનુષ્યવિકાસનાં આવશ્યક સાધન છે.

'ગ્રહણ' વડે મનુષ્ય અનુભવવિસ્તાર કરે છે; 'ત્યાગ' વડે અનુભવમાં વિઘ્નરૂપ જ્વરથી—મોહથી બચવા પામે છે.

'ગ્રહણ' વડે મનુષ્ય પુરૂષાર્થ અને સહનશીલતા ખીલવે છે; ત્યાગવડે પુરૂષાર્થનાય અહંકારને જીતવાનો પુરૂષાર્થ શિખે છે.

'ત્યાગ' એવા ખ્યાલનાય **પહેલાં** ગ્રહણ—પ્રાપ્તિ—મેળવવાની

ઇચ્છા અને મેળવવાપણું અવશ્ય હોવું જોઇએ. **ચીજની** હયાતી વગર **ત્યાગ** શાનો? માત્ર કલ્પનાથી ત્યાગ કરવો એ તો ઇચ્છા-શક્તિને લપટી પાડવાનું કામ છે.

ગ્રહણ અથવા પ્રાપ્તિ માટે ત્યાગની તાલીમ **પાયામાં** જ જોઇએ. ચીજ પ્રાપ્ત જ કરવી છે તો તે ગમે તે **ભોગે** પ્રાપ્ત કરવી રહી. સમયનો ભોગ, ધનનો ભોગ, આરામનો ભોગ, આરોગ્યનો ભોગ, સ્વતંત્રતાનો ભોગ–કોઈ નહિ ને કોઇ **ભોગ મારફત** જ ચીજ પ્રાપ્ત થાય છે. એ ભોગ હસતે મ્હોડે આપી શકાય તો જ ચીજની પ્રાપ્તિનો ઉદ્યમ થઈ શકે. અને **હસતે મ્હોડે ભોગ એનું જ નામ 'ત્યાગ'**।

જે મનુષ્ય ગ્રહણની શક્તિ પામ્યો છે ત્હેને માટે ત્યાગ સુગમ બને છે.

જે મનુષ્ય ત્યાગની શક્તિ પામ્યો છે ત્હેને માટે ગ્રહણ એવડું સુગમ બને છે.

જે મનુષ્ય ગ્રહણ તેમજ ત્યાગનો **અનુભવ** પામી ચૂક્યો છે ત્હેને માટે ગ્રહણ એ જ ત્યાગરૂપ અને ત્યાગ એ જ ગ્રહણ રૂપ બને છે. ગ્રહણ–ત્યાગ એને ભિન્ન લાગતાં નથી; અથવા તો, એનામાં ગ્રહણ–ત્યાગના વિકલ્પોને જ સ્થાન નથી.

એક ગ્રહણ **નિર્બળતાનું** કાર્ય છે, કે જે મનુષ્યને **બોજારૂપ, ભયરૂપ, સંતાપરૂપ, જોખમરૂપ** થઇ પડે છે.

એક ગ્રહણ **સબલતાનું** કાર્ય છે, કે જે મનુષ્યને **વધારે સબળ** બનવાના સાધનરૂપ અને પુષ્પવત્ તથા **આનંદરૂપ** થઇ પડે છે.

એક ત્યાગ નબળાનું કાર્ય છે, કે જેનું મૂળ 'કંટાળા'માં હોય છે

અને જેનું પરિણામ બહારથી મિથ્યાભિમાન અને અંદરથી નિરંતર ખેદ અને ક્લેષમાં આવે છે.

એક ત્યાગ સબળતું કાર્ય છે, કે જેનું મૂળ 'ભરપૂરતા'–Plenty–ઉભરાઈ જતું દિલ છે, અને જેનું પરિણામ સવિશેષ શક્તિમાનપણું અને આનંદવિસ્તાર છે.

એક હાથમાં 'ગ્રહણ' અને બીજા હાથમાં 'ત્યાગ'ને પકડવા છતાં એકેનો ભાર જ જેને લાગતો નથી, એ 'પૂરો' છે. એવી 'પૂર્ણ' વ્યક્તિ જે કાંઈ ગ્રહણ કરે છે તે 'સમષ્ટિ' તરીકે અને સમષ્ટિ પાસેથી જ ગ્રહણ કરે છે અને તે જે કશાનો 'ત્યાગ' કરે છે તે સમષ્ટિને જ પાછું આપે છે. એ જોતાં એનાં ગ્રહણત્યાગ આપણા દેખવા માત્રમાં છે, વસ્તુતઃ તે નથી કાંઇ લેતો કે નથી કાંઈ દેતો.

* * *

ભક્તિ અને નિઃસગતાઃ બન્ને સાધન છે.

'રાજમાર્ગી'ને નિઃસંગતા સ્વાભાવિક હોય, 'ગુલામમાર્ગી'ને ભક્તિ સ્વાભાવિક હોય. માત્ર બુદ્ધિની પસંદગીથી કોઇ નિઃસંગતા પકડવા જાય તો તે કાંઇ 'રાજમાર્ગી' ન હોય. પ્રકૃતિ (instinct) અનુસાર જ જે રૂચે તે હિતકારી.

ભક્તિ જેને સ્વાભાવિક છે તે, અર્પણતાને લીધે, પોતાના 'ભાવો' પર અંકુશ રાખવાની સ્થિતિમાં મૂકાય છે. સગવડ–અગવડનો ખ્યાલ ભૂલવાની સ્થિતિમાં મૂકાય છે. લોભ પર જય કરવાની ત્હેને ફરજ પડે છે. અપ્રિયને પ્રિય બનાવી લેવાની 'કળા' શિખવાની ગરજમાં આવે છે. પોતાના શરીર અને મન પર જુલમ કરી બન્નેથી ઉંડાણમાં રહેલા કોઇ વધુ સૂક્ષ્મ સંતોષને ઓળખવાની ત્હેને જરૂર પડે

છે. આ પરિણામો સ્વાભાવિક રીતે જ ભક્તિના ખેલમાંથી પ્રગટે. જો તેવાં પરિણામો ન પ્રગટે તો ખાત્રીથી માનવું કે 'ભક્તિ' હતી જ નહિ, કાંઈ ભળતું જ તત્ત્વ હતું, 'મોહ કે અજ્ઞાન કે દૌર્બલ્ય હતું.

એક માણસ ઉપર **હજારો** માણસો 'ભક્તિ' ધરાવે એ **શક્ય** જ નથી; કારણકે ભક્તિ એ **સ્વાભાવિક** ખેંચાણ છે. ઘણાઓ જ્યારે એકને સાષ્ટાંગ નમન કરતા હોય, ભેટો ધરતા હોય, ' જી હજુર ' કહી હાથ જોડી દીનભાવે ઉભા રહેતા હોય, ત્યારે ખાત્રીથી માનો કે ત્યાં ' ભક્તિ ' નથી, પણ 'ગુલામી'ને 'ધર્મ'નો વાઘો પહેરાવી ગાફેલ અંતઃકરણપર કાબુ કરવા મથતા પાખંડીની બાજીમાં ફસાવનારી **નિર્બળતા** છે.

સ્વાભાવિક આકર્ષણથી ઉપજતી ભક્તિ ગુરૂ–શિષ્ય તરીકેનો, મિત્રો તરીકેનો કે પતિ–પત્ની તરીકેનો સબંધ યોજે. ત્રણે સબંધોમાં એક જ તત્વ ખેલી રહ્યું હોય છે. અને બન્ને પાત્રો વચ્ચે આંતરિક એકતા હોય છે. ફક્ત લેવું, દેવાની તો વાત નહિ; ફક્ત પૂજાવું, પૂજવાની તો વાત નહિ;–એ સ્થાને ' ભક્તિ'ની ગંધ પણ ન હોઇ શકે.

ભક્તિ **સ્વીકારનારો** કરજદાર બને છે; અને એ એક પ્રશ્ન છે કે હેનામાં કેટલી હદનાં કરજો ઉઠાવવાની તાકાદ છે.

અને કરજો ફીટાડવાની **દાનત વગર** જ કરજો વધાર્યાં જાય છે હેના જેવો **સમાજને માટે** 'ભયંકર' બીજો કોણ હોઈ શકે ?

એટલા જ માટે, **પ્રમાણિક** મનુષ્યો બીજાઓને તારવાનો 'દાવો' કરવાના મોહથી બચતા રહી નિઃસંગતા **પસંદ** કરે છે, અને એ રીતે પોતાનો વિકાસ કરવા તરફ જ દત્તચિત્ત રહે છે.

નિઃસંગતા એ વિકાસની અવ્વલ દરજ્જાની આવશ્યકતા. વૈભવ-માત્રનો અને પોતાને **વિકાસમાં** ઉપયોગી થઈ પડે એવા એકાદ મનુષ્ય સિવાય તમામ મનુષ્યોના પણ સંગનો ત્યાગ, એ શાસ્ત્રાભ્યાસ કરતાં પણ વધારે ઉપયોગી '**અભ્યાસ**' (discipline). એ અભ્યાસ આગળ જતાં સંગ **વચ્ચે પણ** 'એકાન્ત' અનુભવવાની તાકાદ આપે.

નિઃસંગતા–સ્થૂલ તેમજ સૂક્ષ્મ–બાહ્ય તેમજ આભ્યંતર–સેવા દ્વારા જેણે પોતાનો આનંદ શોધ્યો છે તે, પછી, **શિષ્ય** કરવાને સ્વતંત્ર છે એટલું જ નહિ પણ **સ્ત્રી** કરવાને પણ સ્વતંત્ર છે,–તે ન કરે એ જૂદી વાત છે.

વેદાન્તનાં—નિશ્ચય નય (Absolute Standpoint)નાં દેખીતાં ટુંકાં પણ અર્થમાં સર્વવ્યાપક એવાં સૂત્રો નાનકડા મગજ અને છીછરા હૃદયમાં જ્યારે જવા પામે છે ત્યારે ત્યાં તે સમાતાં નથી તેથી દબાઇ જાય છે, બેડોળ થઇ જાય છે, ચેતનરહિત બને છે. એનું જ પરિણામ છે કે નિઃસંગતા સહુને–ગુરૂઓને તેમજ ભક્તોને–'ભયંકર' લાગે છે અને સંગ–ભક્તોના ધનનો જ માત્ર નહિ પણ ત્હેમની સ્ત્રીઓના તનનો પણ–એમને ક્ષમ્ય જ માત્ર નહિ પણ ધર્મ્ય લાગે છે. એમને કોઇ યાદ કરાવે કે, જો કે ત્રણે ગુણોથી પાર થયેલાને તો **બધું માફ** છે તો પણ ત્રણે ગુણોથી પાર થવા **પહેલાં** એક મનુષ્ય સમ્પૂર્ણ નિઃસંગતા **સેવી ચૂકયો** હોવો જોઇએ અને ત્રિગુણાતીત દશામાં તો એને માનપૂજા અને પીડા હોય જ નહિ,–તો એ વાત (જો કે તે શાસ્ત્રોના જ ઉદ્દગાર છે તોપણ) ત્હેમને **ખમાતી** જ નથી તો સાંભળવા–ધારણ કરવા–મનન કરવા અને મનનના પરિણામને અમલમાં મૂકવાની તો વાત જ શી કરવી?

જે કાળમાં સર્વત્ર 'દુર્બળતા' જ નજરે પડે છે, મોહ, પ્રમાદ, ક્રોધ, લોભ, કામ, મદ, મત્સરનું સામ્રાજ્ય વ્યાપેલું દેખાય છે તેવા

કાળમાં, **પોતા તરફ પ્રમાણિક** મનુષ્યે–ભૂલ થવાના સંભવને હશી ન કાઢતાં–**સહીસલામત રસ્તે** ભૂલ થવા પામે એ જ વધારે પસંદ કરવું ઘટે. પૂર્ણતાની દૃષ્ટિએ, નિઃસંગી કરતાંય સંગમાં રહેવા છતાં નિર્લેપ રહી શકનાર પુરુષ વધારે ચ્હડીઆતો છે, પણ નિર્લેપતા **ખરેખર** અને નિરંતર રહી **શકે** છે કે નહિ તે વાતની તેણે **પોતે** ખાત્રી કરવી ઘટે. ૧૦૦ માં ૯૯ાા ટકા જેટલો સંભવ તો–આજના તુચ્છ વાતાવરણમાં–કાંઇ નહિ ને કાંઇ રૂપે પોતાના જ જૂના અધ્યાસો તેમજ આસપાસનાઓના અધ્યાસો ગમે તેવા જ્ઞાની ઉપર પણ પોતાનું જોર ચલાવે, એ જ છે. અને એમ હોઇ, પોતાને વફાદાર એવો મનુષ્ય તો, સંગથી–અને ખાસ કરીને **પોતાથી ઉતરતાઓના** સંગથી–દૂર રહેવાનું જ વધારે પસંદ કરે. એ ભૂલ હોય તો પણ નિર્દોષ ભૂલ છે, સહીસલામત રસ્તે થતી ભૂલ છે.

તદ્દન **એકાકી રહી શકનારો** 'સિદ્ધ' છે,–જેને સાધવાનું કાંઇ બાકી રહેતું નથી.

બે પૂરા જ્ઞાનીઓનો મિલાપ કદી થવા પામતો જ નથી.

એક જ્ઞાની અને બીજો **સાચો** જિજ્ઞાસુ: એ બેનો સંગ ઇચ્છનાયોગ્ય છે. પહેલાને તેથી **'વિલાસ'** છે, બીજાને **'વિકાસ'** છે.

'ટોળા' છે ત્યાં **ક્લેષ** છે.

માણસ 'સૂક્ષ્મ'માં ખેલવા લાગે ત્યારથી પોતાની કાયા માટે બેપરવાહ બને; 'કારણ'માં ખેલવા લાગે ત્યારથી મનથી પણ 'સંગ' ન સહી શકે. અને એથી આગળ વધે ત્યારે તો પોતાના જ શરીરનો પોતે નાશ કરે ત્યાં બીજાના શરીરને જોવાનીય ત્હેને ક્યાં આંખો રહી હોય? જેમ જેમ ઉંચે અને વધુ ઉંચે ચ્હડતો જાય તેમ તેમ સંગ આપોઆપ ટળતા જાય.

* * *

જ્ઞાન અને અજ્ઞાન એ દ્વંદ્વ ભલભલાને ભૂલાવો ખવરાવે છે ! એક જ્ઞાન ઇન્દ્રિયોદ્વારા મળતું જ્ઞાન છે, એક જ્ઞાન ઇન્દ્રિયોની ગતિને રોકવા દ્વારા થતી સ્વાનુભૂતિરૂપ છે. પહેલું જ્ઞાન અપેક્ષિત (સાપેક્ષ) છે, બીજું નિરપેક્ષ છે–સ્વતંત્ર છે.

પહેલા જ્ઞાનમાં સહાય જોઇએ જ, બીજામાં સહાય ભાગ્યે જ કામ લાગે છે, માત્ર પોતાના જ પુરૂષાર્થથી પમાય છે, અને તે પુરૂષાર્થ પણ કાંઈ બ્હારની સૃષ્ટિમાં કરાતો પુરૂષાર્થ નહિ, પણ આંતરસૃષ્ટિમાં થતો પુરૂષાર્થ હોય છે. તે પુરૂષાર્થ એક એવું યુદ્ધ હોય છે કે જેમાં પોતે પોતા સાથે પોતામાં નિરંતર લડવાનું હોય છે અને જય મેળવવાનો હોય છે. એ જય પ્રાપ્ત થતાં સઘળી અપેક્ષાઓ અદૃશ્ય થાય છે અને તે પછી પોતાસહિત આખા જગત્‌ની પ્રવૃત્તિ ત્હેને સત્ય લાગતી બંધ થઈ આભાસમાત્ર લાગે છે.

ઇન્દ્રિયોનો સ્વભાવ છે કે તેઓ વસ્તુ જેવી છે તેથી ઉલટું જ રૂપ દેખાડે છે, એટલે કે ઇન્દ્રિયોદ્વારા થતું જ્ઞાન ઠગારૂં (deceptive) હોય છે.

આ જ્ઞાન (જાણુવાપણું) ચાર ચીજો ઉપર **અવલંબિત** હોય છે: દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ. (૧) જોનાર માણુસ જોવાની ક્રિયા કરતી વખતે કયા ભાવ (mood)માં ખેલતો હોય છે તે ઉપર, જોવાના **પરિણામ**નો મ્હોટો આધાર છે. (૨) તે કયા કાળમાં જોવાનું કામ કરે છે ત્હેના ઉપર પણ પરિણામ આધાર રાખે છે; કારણકે તે કાળમાં પ્રચલિત માન્યતાઓ એના અભિપ્રાયને ઘડવામાં ભાગ લે છે. (૩) જોનાર એટલે વિચારનાર માણુસ **કયાં ઉભો રહીને** અને જોવાના પદાર્થના કયા ભાગ તરફ નજર ઠેરવીને અવલોકન કરે છે તેના ઉપર તો જવાબનો મ્હોટો આધાર હોય છે. અને (૪)

જોનાર અથવા વિચારનાર માણસ કયા દ્રવ્ય (matter)નો બનેલો છે તે તો વળી મુખ્ય પ્રશ્ન છે, જો કે હજારમાં ૯૯૯ મનુષ્યોને આ વાત માનવી અતિ મુસ્કેલ લાગશે.

આમ અનેકધા પરતંત્રતા ધરાવતું જ્ઞાન કેવી રીતે 'સત્ય' હોઈ શકે? એ જ કારણ છે કે દુનિયાના બુદ્ધિમાનમાં બુદ્ધિમાન પુરૂષોના પણ અભિપ્રાયો–તેઓ અભિપ્રાય આપવામાં સ્વાર્થી ન હોવા છતાં પણ–એકબીજાથી જૂદા પડતા રહ્યા છે. એથી ઉલટું, 'પરા'ના શબ્દો–હરેક પ્રજાના, હરેક જમાનાના, હરકોઇ સંજોગમાં બોલાયલા છતાં–સદા એકસરખા જણાયા છે.

બુદ્ધિથી ઇન્દ્રિયોની સહાયથી કરાતું જ્ઞાન હમેશ અપેક્ષિત (relative) જ હોય, એટલી સાદી વાત જો વાદીઓ, ન્યાય કરનારાઓ, ધર્મપંથવાળાઓ અને સાયન્ટીસ્ટો બરાબર સ્હમજી રાખે તો દુનિયામાંથી ઘણા નિરર્થક ક્લેશો થતા અટકે, ઘણા અન્યાયો મળતા અટકે અને વિકાસને ઝડપ મળે.

સાપેક્ષ (relative) જ્ઞાનની બાબતમાં એમ બને છે કે એ જ્ઞાનની શોધમાં જે સ્થાને મનુષ્યની બુદ્ધિ અટકે છે, આગળ કુચ કરવાને લાચાર બને છે તે સ્થાનને તે 'સત્ય' કહે છે. એ જોતાં એમ જ ઠરે કે, **અશક્તિનો છૂપો સ્વીકાર એજ 'સત્ય'** ! સઘળા કાનુન, સઘળી નીતિઓ, સઘળા વાદો, સઘળા સિદ્ધાન્તો આવી જ જાતનાં 'સત્યો' !...નિરપેક્ષ સત્ય જાણનાર પુરૂષ આવાં તમામ 'સત્યો'ને વાજબી રીતે 'અસત્ય' કહી શકે છે,–અને તે 'અસત્ય' શબ્દ પણ સાપેક્ષ સત્યોવાળાના જ શબ્દકોષમાંથી લઇને !

વ્યવહારમાં ( in practical life ) સાપેક્ષ જ્ઞાનની જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં કુશળ મનુષ્યે એક જ ચાવી રાખવી ઠીક

થઈ પડશે, અને તે એ કે, દરેક ચીજ, મનુષ્ય, ઘટનાનું 'જ્ઞાન' કરતી વખતે દૃષ્ટિકોણ **એવો લેવો** કે જેથી એ ચીજ વગેરેના અવલોકનમાંથી પોતાનો 'આનંદ' પ્રકટવા પામે. (અહીં 'આનંદ' એ **શક્તિના ઉભરાઇ જવાથી** અનુભવાતી ઉંડી મદમાતી લાગણી એ અર્થમાં વપરાયો છે.) પણ આમ બની શકવા માટે એ અનિવાર્ય છે કે જિજ્ઞાસુએ અવલોકન કરવાના પદાર્થ, મનુષ્ય કે ઘટનામાં દેખાતાં 'અનિષ્ટ' તત્ત્વોથી **ચમકવું** નહિ તથા દેખાતાં ઇષ્ટ તત્ત્વોથી મોહિત થવું નહિ, પોતાના અંતઃકરણને પત્થરસમાન બનાવવું, અને બુદ્ધિને પુષ્કળ ધારવાળી અને ચકચકીત રાખવી. આવો માણસ સાપેક્ષ જ્ઞાનની મુસાફરી કરવા જતાં ટુંક સમયમાં નિરપેક્ષ જ્ઞાનની 'સિદ્ધશીલા' પર આવી ચ્હડે છે!

નિરપેક્ષ જ્ઞાન **સ્હેજસજીને 'સમાઈ જવા'** માટે છે, જ્યારે સાપેક્ષ જ્ઞાન ક્રિયાત્મક જીવનના વ્યવહારમાં અશ્વરૂપે કામ લાગે છે. આશ્ચર્યની વાત છે કે આ 'અશ્વ'ને 'લોકો' અને 'લોકોના પંડિતો' **માથે** ચ્હડાવે છે! સવારી માટે ખરીદેલો અશ્વ માથે કે ખભે લઇ ફરનારા 'શાણા'ઓનો* આ દુનિયામાં કાંઈ ટોટો છે?

* * *

---

* જૂની દંતકથા કહે છે કે, એક વટેમાર્ગુ અને ત્હેનો પુત્ર એક અશ્વ પર બેસીને જતા હતા ત્હેમને જોઇને લોકો હસવા અને ટીકા કરવા લાગ્યા તેથી પુત્ર નીચે ઉતરી પડયો અને એક્લો પિતા અશ્વ ઉપર બેઠો રહ્યો. આગળ ચાલતાં બીજાઓ પુત્રવાત્સલ્યની ખામીવાળા પિતાનો તિરસ્કાર કરવા લાગ્યા ત્યારે પિતા ઉતરી પડયો અને પુત્ર અશ્વારૂઢ થયો. વળી બીજાઓ મળ્યા, જેમણે પુત્રની પિતૃભક્તિની ખામીપર ટીકા કરતાં તે પણ ઉતરી પડયો અને પછી અશ્વના પગ એક વાંસ સાથે બાંધીને પિતા-

જોનાર અથવા વિચારનાર માણસ કયા દ્રવ્ય (matter)નો બનેલો છે તે તો વળી મુખ્ય પ્રશ્ન છે, જો કે હજારમાં ૯૯૯ મનુષ્યોને આ વાત માનવી અતિ મુશ્કેલ લાગશે.

આમ અનેકધા પરતંત્રતા ધરાવતું જ્ઞાન કેવી રીતે 'સત્ય' હોઈ શકે? એ જ કારણ છે કે દુનિયાના બુદ્ધિમાનમાં બુદ્ધિમાન પુરૂષોના પણ અભિપ્રાયો–તેઓ અભિપ્રાય આપવામાં સ્વાર્થી ન હોવા છતાં પણ–એકબીજાથી જૂદા પડતા રહ્યા છે. એથી ઉલટું, 'પરા'ના શબ્દો–હરેક પ્રજાના, હરેક જમાનાના, હરકોઇ સંજોગમાં બોલાયલા છતાં–સદા એકસરખા જણાયા છે.

બુદ્ધિથી ઇન્દ્રિયોની સહાયથી કરાતું જ્ઞાન હમેશ અપેક્ષિત (relative) જ હોય, એટલી સાદી વાત જો વાદીઓ, ન્યાય કરનારાઓ, ધર્મપંથવાળાઓ અને સાયન્ટીસ્ટો બરાબર સ્હમજી રાખે તો દુનિયામાંથી ઘણા નિરર્થક ક્લેશો થતા અટકે, ઘણા અન્યાયો મળતા અટકે અને વિકાસને ઝડપ મળે.

સાપેક્ષ (relative) જ્ઞાનની બાબતમાં એમ બને છે કે એ જ્ઞાનની શોધમાં જે સ્થાને મનુષ્યની બુદ્ધિ અટકે છે, આગળ કુચ કરવાને લાચાર બને છે તે સ્થાનને તે 'સત્ય' કહે છે. એ જોતાં એમ જ ઠરે કે, **અશક્તિનો છૂપો સ્વીકાર એજ 'સત્ય'**! સઘળા કાનુન, સઘળી નીતિઓ, સઘળા વાદો, સઘળા સિદ્ધાન્તો આવી જ જાતનાં 'સત્યો'!...નિરપેક્ષ સત્ય જાણનાર પુરૂષ આવાં તમામ 'સત્યો'ને વાજબી રીતે 'અસત્ય' કહી શકે છે,–અને તે 'અસત્ય' શબ્દ પણ સાપેક્ષ સત્યોવાળાના જ શબ્દકોષમાંથી લઇને !

વ્યવહારમાં ( in practical life ) સાપેક્ષ જ્ઞાનની જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં કુશળ મનુષ્યે એક જ ચાવી રાખવી ઠીક

થઈ પડશે, અને તે એ કે, દરેક ચીજ, મનુષ્ય, ઘટનાનું 'જ્ઞાન' કરતી વખતે દૃષ્ટિકોણ **એવો લેવો** કે જેથી એ ચીજ વગેરેના અવલોકનમાંથી પોતાનો 'આનંદ' પ્રકટવા પામે. (અહીં 'આનંદ' એ **શક્તિના ઉભરાઇ જવાથી** અનુભવાતી ઉંડી મદમાતી લાગણી એ અર્થમાં વપરાયો છે.) પણ આમ બની શકવા માટે એ અનિવાર્ય છે કે જિજ્ઞાસુએ અવલોકન કરવાના પદાર્થ, મનુષ્ય કે ઘટનામાં દેખાતાં 'અનિષ્ટ' તત્ત્વોથી **ચમકવું** નહિ તથા દેખાતાં ઇષ્ટ તત્ત્વોથી મોહિત થવું નહિ, પોતાના અંતઃકરણને પત્થરસમાન બનાવવું, અને બુદ્ધિને પુષ્કળ ધારવાળી અને ચકચકીત રાખવી. આવો માણસ સાપેક્ષ જ્ઞાનની મુસાફરી કરવા જતા ટુંક સમયમાં નિરપેક્ષ જ્ઞાનની 'સિદ્ધશીલા' પર આવી ચ્હડે છે!

નિરપેક્ષ જ્ઞાન **સ્હમજીને 'સમાઈ જવા'** માટે છે, જ્યારે સાપેક્ષ જ્ઞાન ક્રિયાત્મક જીવનના વ્યવહારમાં અશ્વરૂપે કામ લાગે છે. આશ્ચર્યની વાત છે કે આ 'અશ્વ'ને 'લોકો' અને 'લોકોના પંડિતો' **માથે** ચ્હડાવે છે! સવારી માટે ખરીદેલો અશ્વ માથે કે ખભે લઇ ફરનારા 'શાણા'ઓનો* આ દુનિયામાં કાંઈ ટોટો છે?

* * *

---

* જૂની દંતકથા કહે છે કે, એક વટેમાર્ગુ અને ત્હેનો પુત્ર એક અશ્વ પર બેસીને જતા હતા ત્હેમને જોઇને લોકો હસવા અને ટીકા કરવા લાગ્યા તેથી પુત્ર નીચે ઉતરી પડયો અને એકલો પિતા અશ્વ ઉપર બેઠો રહ્યો. આગળ ચાલતાં બીજાઓ પુત્રવાત્સલ્યની ખામીવાળા પિતાનો તિરસ્કાર કરવા લાગ્યા ત્યારે પિતા ઉતરી પડયો અને પુત્ર અશ્વારૂઢ થયો. વળી બીજાઓ મળ્યા, જેમણે પુત્રની પિતૃભક્તિની ખામીપર ટીકા કરતાં તે પણ ઉતરી પડયો અને પછી અશ્વના પગ એક વાંસ સાથે બાંધીને પિતા-

હવે લઇએ દિવસ અને રાત્રીનું દૃષ્ટાંત.

દિવસ અને રાત્રી એ કોઈ ચીજ નથી; પૃથ્વીની ચક્રાકાર ગતિને લીધે અને સૂર્યમાં પ્રકાશ હોવાને લીધે સૂર્યાભિમુખ પૃથ્વીના ભાગ પર સૂર્યની જે અસર પડે છે હેને આપણે 'દિવસ' એવું નામ આપીએ છીએ, અને જ્યારે એ અસર આપણા ભાગ તરફ

---

પુત્ર તે અશ્વને ઉંચકી ચાલવા લાગ્યા! આખરે બન્ને થાકે છે, દુઃખી થાય છે અને અશ્વ જળસમાધિ પામે છે!

પ્રથમ પિતાપુત્ર બન્ને અશ્વપર બેઠા હતા એટલે કે 'ઇશ્વર' અને 'જીવ' એવી ભિન્ન કલ્પનાઓ (concepts)ને અસ્તિત્વ જ નહોતું વિશ્વભાનવાળી વ્યક્તિ બ્રહ્મભાવનાના અશ્વપર પ્રગતિ કરતી હતી. તે ભાવના પણ માથે ચ્હડાવવામાં નહોતી આવી પણ અશ્વ તરીકે ઉપયોગમાં લેવામાં આવી હતી–પ્રગતિ આપવાના સાધન તરીકે.

પછી એમ બન્યું કે, ભ્રમ થવાના પરિણામે, જીવ–શિવ ભેદ સૂઝયા અને શિવ એટલે ઇશ્વર જ એકલો અશ્વપર રહ્યો, જ્યારે જીવ 'નીચે' ઉતર્યો. (વ્યક્તિની ગતિ ધીમી થઈ અને ઈશ્વરપૂજા ચાલી). તે પછી વ્યક્તિ ઇશ્વરને 'નીચે' ઉતારી પોતે અશ્વારૂઢ થઇ–મિથ્યાભિમાની થઇ! આખરે 'લોકમત'ના ડરે અને 'દયા'એ અગર 'નમ્રતા'એ વ્યક્તિ તેમજ ઇશ્વરને બન્નેને પદભ્રષ્ટ કર્યા અને એમને એમના જ પ્રગતિસાધન બ્રહ્મ-ભાવને માથે ઉપાડવાની સ્થિતિમાં મૂક્યા,–ટાંગાટોળી કરીને! ત્યારથી 'જીવ' અને 'શિવ'–મનુષ્ય અને ઇશ્વર–થાકેલા પગે ભટકયા કરે છે, પ્રગતિ એમને માટે ભૂતકાળની કે સ્વપ્નની વાત થઇ પડી છે! અને 'અશ્વ' અથવા પ્રગતિસાધનરૂપ બ્રહ્મભાવના તો–એ તેજ concept તો–તે દિવસથીજ જલસમાધિ પામી છે! તેથીજ તો ત્યાં મોર્ઝા ઉછળતાં કુજીએ નજરે પડે છે!

પડતી બંધ થાય છે ત્યારે–એટલે કે એ અસરની ગેરહાજરીને–આપણે રાત્રી કહીએ છીએ. આપણાં કાર્યોની વ્યવસ્થા માટે આપણે 'દિસવ' અને 'રાત્રી'ની **કલ્પના** પર કાળની ઇમારત ચણીએ છીએઃ વાર, મહિના, વર્ષ, યુગ તેમજ કલાક, મીનીટ, સેકંડ એવી ગણત્રીઓ યોજીએ છીએ. આ આખી ઇમારત, ઉપર કહ્યું તેમ, માત્ર 'કલ્પના'ના પાયા પર ચણી હતી, પણ એનાથી ટેવાઇ ગયેલાં આપણાં જ્ઞાનતંતુને હવે તે બધું 'સત્ય' લાગે છે! કહો કે એ **હકીકતનું સત્ય** નથી, પણ માનસિક સત્ય છે. અને દ્રવ્ય, ક્ષેત્ર તેમજ ભાવનું પણ એમ જ છેઃ એ સઘળા માનસિક સત્યો છે, હકીકતમાં નહિ. પણ એ માનસિક સત્યો **સાથે જ** દરેક મનુષ્ય જન્મે છે એટલે એ ચીજોનો–એ કલ્પનાઓનો–એ ભ્રમોનો–સ્વીકાર કરવા–ન કરવાને એ સ્વતંત્ર નથી; **સ્વીકારપૂર્વક જ એનું જીવન શરૂ થાય છે.** બીજા શબ્દોમાં કહીએ તો, **ભ્રમના પાયા પર જ આપણું જીવન** છે અને ભ્રમ–મિથ્યા–અસત્–માયા વડે જ અને મિથ્યામાં જ આપણે ગતિ કરીએ છીએ–વ્યવહરીએ છીએ. **વ્યવહાર માત્રનું સ્વરૂપ આવું પોકળ છે!** આ પોકળપણાને અંગે જ વેદાંત 'જગત્ મિથ્યા' એવું સૂત્ર પ્રતિપાદન કરે છે. પણ 'મિથ્યા' કહીને અટકવાથી આપણું નભતું નથીઃ એથી તો આપણને એક પ્રકારનો મુંઝારો થાય છે, અને મુંઝારો આપણને ન જોઇતી ચીજ છેઃ આપણને જોઇએ છે તે તો આનંદ છે. તેથી, 'જગત્ મિથ્યા' એમ કહ્યા બાદ તેણે જ શિખવ્યું કે 'બ્રહ્મ સત્ય', અને બ્રહ્મની ઓળખ એમ કહીને આપી કે તે સત્ છે, તે જ વખતે ચિત્ છે, અને તે જ વખતે **આનંદ** છે. બીજા શબ્દોમાં કહીએ તો, **નિરંતર આનંદમય ભાન** એ બ્રહ્મ! નિરંતર ગતિ કરતા અને આઘાત–પ્રત્યાઘાતના ખેલ રૂપ જગત્માં વ્યક્તિ તરીકે વ્યવહરવા છતાં તે જ વખતે 'જગત્ મિથ્યા' અને

'બ્રહ્મ સત્ય' એ બે **નિશ્ચયો** ચાલુ રહેવાથી મનુષ્યની દૃષ્ટિ (vision) કેવી '**અલૌકિક**'* બનવા પામે છે! ત્હેનો વ્યવહાર કેવો 'શાહી'–'અમીરી'–ગૌરવભર્યો બનવા પામે છે! 'જગત્ મિથ્યા' એ નિશ્ચય, એને અનુકૂળ ઘટના વખતે 'ચોરોના ગામમાં આવી પડેલા શાહુકાર'ના જેવો **ચેતતો** બનાવી દેછે અને તે મનમાં જ હશી પડીને બોલે છે: "ઓ મીઠી મધુરી અસરો! ત્હમારી રમણીયતા પાછળની પોકળતા હું જાણું છું! ખેલો, નટીઓ, ખેલો! હસો, ઠગારીઓ હસો! ત્હમે બધું કરી શકશો,–ફક્ત મ્હને લૂટવાનું નહિ કરી શકો, કારણ કે ત્હમારી ઠગાઇનો ભેદ હું જાણું છું. મ્હારા તરફના ત્હમારા અનુકૂળ વર્ત્તાવો મ્હને ફોસલાવી શકે તેમ નથી!" અને 'જગત્ મિથ્યા' એ નિશ્ચય, પ્રતિકૂળ ઘટના પ્રસંગે, દીલાસો આપનાર દવા થઈ પડે છે, તે એમ કે, જો આખું જગત્ જ મિથ્યા છે તો જેમ અનુકૂળ ઘટના મિથ્યા તેમ પ્રતિકૂળ ઘટના પણ મિથ્યા! ઘટનાથી અનુકૂળતા અને પ્રતિકૂળતા મ્હને **લાગી** તે લાગવાપણું પણ મિથ્યા! લાગવાપણાથી મ્હને દુઃખ થયું તે દુઃખ પણ મિથ્યા! હું તો 'નિરંતર આનંદમય ભાન' છું તો મ્હને દુઃખ કેવું? હા, એ જ હું આનંદસ્વરૂપનું સ્વપ્ન! ભલે, સ્વપ્નને ત્હેનું કામ કર્યે જવા દો; મ્હને ખાત્રી છે કે ત્હેને અંત છે! અને ત્હેના અંત પછી મ્હારા આનંદસ્વરૂપની જાગ્રતિમાં દુઃખ હોઈ શકે જ નહિ! આ 'દુઃખ' તો સ્વપ્નની લીલા!" આ પ્રમાણે 'દવા' તેમજ 'માત્રા' (tonic) બન્ને તરીકે કામ આપનાર બે મહાન્ સૂત્રો કોઇ હોય તો તે 'જગત્

* 'અલૌકિક' એટલે જેમાં 'લોક'નું–દૃશ્ય જગતનું–હોવાપણું નથી તેવું. મૂળ પદાર્થ પર લાખો વર્ષો થયાં મનુષ્ય આકારો, રંગો, કલ્પનાઓ, પસંદગી–નાપસંદગીઓ વગેરેનો ઢગલો કેંકતો રહેવાને લીધે જે રૂપ-ગુણ તરીકે દુનિયા દેખાય છે તે **દુનિયા** આ માણસના ભાનમાં નથી.

મિથ્યા' અને 'બ્રહ્મ સત્ય' છે. એ બે પદોમાં આખું **જીવન** સમાઇ ગયું! જીવનનો પાયો અને અગાસી એ જ બે પદ!

પણ આપણે દિવસ અને રાત્રી સંબંધી વિચાર કરતા હતા, ત્યાં પાછા ફરવું જોઇએ. આપણે એમનું પોકળપણું જોઈ ગયા, હવે **ઉપયોગ** (utility) જોઇએ. 'કાળ'ની કલ્પના કરનાર મનુષ્યે 'દિવસ' અને 'રાત્રી' એવા બે પદમાં કાળને વિભક્ત કર્યો અને તે જ વખતે પ્રવૃત્તિ માટે દિવસ અને નિવૃત્તિ (આરામ) માટે રાત્રી એવો વ્યવહાર યોજ્યો, એ જ જીંદગીની **અનિવાર્યતા !...પ્રવૃત્તિની નિરંતરતા જ નિવૃત્તિ (આરામ) માગે છે,**–જેમ પુરૂષનો વંશ ચાલુ રહેવા માટે જ પુરૂષથી ભિન્ન એવી સ્ત્રીની જરૂર પડે છે. પુરૂષ જ જોઇતો હોય તો સ્ત્રીનું સ્ત્રીત્વ બરાબર જાળવી રાખવું જોઇએ–એમાં પુરૂષ ભાવની સંકરતા ન આવવા દેવી જોઇએ; તેવી જ રીતે જો પ્રબળ પ્રવૃત્તિનો ખપ કરવો હોય તો પ્રવૃત્તિથી ભિન્ન ખાસીઅતવાળી નિવૃત્તિને અમિશ્ર રાખવી જોઇએ અર્થાત્ સમ્પૂર્ણ નિવૃત્તિનો–શરીર તેમજ મનને સમ્પૂર્ણ અક્રિય બનાવવા રૂપ નિર્વિકલ્પ નિદ્રાનો–ખપ કરવો જ જોઇએ. પણ ઘણા જ થોડા મનુષ્યો આવી નિદ્રાનો ખપ કરે છે. ત્હેનું કારણ? દિવસે–પ્રવૃત્તિકાળે–તે પ્રવૃતિમાં મનુષ્ય એટલો દોડી રહ્યો હોય છે કે એને શરીરથી અટકાવે છે ત્યારે પણ મનની ગતિ તો ચાલુ જ રહ્યા કરે છે. ત્હેના પર 'બ્રેક' રાખતાં–અંકુશ મૂકતાં–નિગ્રહ કરતાં તે શિખ્યો નથી. તેથી જ શરીરના વિશ્રામ વખતે પણ મન ક્રિયાશીલ રહે છે, જેથી 'થાક' દૂર થતો નથી અને અંદરના સ્ફુરણમાંથી જે શક્તિ ઉપરના ભાનમાં ફુટી આવવાની હતી તે આવી શકતી નથી. તેથી હવે પછીની ક્રિયાશીલતા વખતે ત્હેની શક્તિનો ભંડોળ અતિ અલ્પ હોય છે. આમ દિનપ્રતિદિન ઘસારો વધતો જાય છે અને શક્તિની નવી

આવક થવા પામતી નથી, તેથી આખરે શક્તિનું દેવાળું નીકળે છે અને મનુષ્ય નિર્બળતા અને ક્ષયને લીધે મરે છે. જો તે પ્રવૃત્તિ-નિવૃત્તિનો ભેદ અને **ઉપયોગીતા** શિખ્યો હોત અને બે સ્થિતિઓનો-બે પાંખોનો-બે પગોનો **સ્વામી** પોતે છે એટલું બરાબર સમજ્યો હોત તો **પ્રવૃત્તિ તથા નિવૃત્તિને તે પોતાની ઇચ્છા સુજબ ચલાવી શકયો હોત.** ત્હેને બદલે મૂઢ માણસ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો **દાસ** બનીને ત્હેમનો દોડાવ્યો દોડે છે અને સૂવાડયો સૂવે છે. **જાણપણું તે છે કે જે જણાયલા તત્ત્વ પર જાણનારનું સ્વામીપણું સ્થાપી આપે.** હવે જો આપણે જાગ્રતિ અને નિદ્રા પર સ્વામીપણું સ્થાપીએ તો આરામની જરૂર વખતે નિદ્રાને બોલાવીએ અને તે **દાસીના ખોળામાં** માથું મુકીને કહીએ કે અમુક કલાક સુધી મ્હને ત્હારા ખોળામાં ઝુલાવ ! તે વખતે વિચારમાત્રને 'બ્રેક' આપીએ. અને જયારે પ્રવૃત્તિની આપણને જરૂર લાગે ત્યારે પ્રવૃત્તિને આપણી જરૂરીઆતની રૂપરેખાનો પ્લાન આપીને ફરમાવીએ કે અમુક પરિણામ લાવવાને ત્હારી સેના બોલાવ ! એ વખતે પ્રમાદને-થાકને-ખેદને-કંટાળાને-ભયને-શંકાને-શરમને-કોઈ બલાને આવવા ન દઇએ.

એટલું બોલતાં બોલતાં મસ્તરાજ બેઠા બેઠા જ ઘોંટાઈ ગયા અને પંડિતજી પોતાના પંથે પડયા !



# ભ્રમણાતીતની પીછાન.

વળી બીજે દિવસે પંડિતે મસ્તરાજનો પીછો લીધો.

ગઈ કાલના પ્રશ્નોત્તર પછી આજે એને **અંગત** પ્રશ્નો જ પૂછવાની ઇચ્છા થઈ આવી હતી, કે જેથી આ અલૌકિક મસ્ત કઈ વિલક્ષણ ધાતુનો બનેલો છે તે કાંઇ સ્હમજી શકાય અર્થાત્ એની **વાસ્તવિક** પીછાન થવા પામે.

પંડિતે પ્રશ્ન શરૂ કરવાના આશયથી કહ્યું. મહારાજ !...

પણ એટલામાં તો **મસ્તરાજ** આકાશ ફાટે એટલું હસવા લાગ્યા. અને હસવું સંપ્યું ત્યારે બોલ્યાઃ મહા**રાજ** તો મહામૂર્ખ થઇને મહામાયાનો કાદવ ચુંથવા–'રાજ્ય કરવા'–ગયા છે ! અને મહા**દાસ** જેનેત્હેને પ્રશ્નો પૂછવા અને અહીંતહીંથી 'એંઠાં ધાન' એકઠાં કરવા ભટકે છે !

પંડિત ખસીઆણો પડી ગયો !

"તું પૂછવા માંગે છે ને?" પંડિતને ઉત્તેજન આપવા મસ્તરાજે રૂપ બદલ્યું "કદાચ મ્હારૂં જ સ્વરૂપ પૂછવા માંગતો હશે! ભલા માણસ! એ માટે હજી કોઈ ભાપા જ યોજાઈ નથી! અને હું જે ગોરખવાણી બોલું તે સાંભળવાને માટે ત્હારે ઘણા ઉંચા ચ્હડવું પડશે, તો જ કોઈ કોઇ શબ્દ કાને પડવા પામશે અને ત્યારે પણ ફાંસીની સજા સાંભળવા ઉભેલા બંધવાના કાન ઉછીના લાવવા પડશે!...પૂછ હવે!"

પંડિત—આપ ખાઓ છો શું?

મસ્તરાજઃ—'ગમ' નામનું હળાહળ વિપ!

પંડિતઃ—કયું પીણું પીને સંતુષ્ટ થાઓ છો?

મસ્તરાજઃ—દુષ્ટ વાસનાનું પીણું **હજમ કરીને** સંતુષ્ટ થાઉછું.

પંડિતઃ—બીછાનું શાનું કરો છો?

મસ્તરાજઃ—સંચિતના બીછાના પર આરામથી પોઢું છું.

પંડિતઃ—ભોગવો છો કયો વિષય?

મસ્તરાજઃ—પ્રારબ્ધને.

પંડિત—ક્યાં ફરોહરો છો? ક્યાં બેસો છો? ક્યાં ઉંઘો છો? ક્યાં જાગો છો?

મસ્તરાજઃ—મનોરાજ્યમાં ફરૂંહરૂં છું, બુદ્ધિમાં બેસું છું, ઉન્મનીમાં ઉંઘ કરૂં છું અને સ્મરણમાં જાગું છું.

પંડિતઃ—ક્યાં જન્મો-મરો છો?

મસ્તરાજઃ—ભેદમાં જન્મું છું અને અભેદમાં મરૂં છું.

પંડિતઃ—લ્યો છો શું અને છોડો છો શું ?

મસ્તરાજઃ—ચીજ માત્રમાંથી અદ્વૈતને લઉં છું અને દ્વૈતનાં કાચલાં ફેંકી દઉં છું-કારણ કે એના ગ્રાહક ક્રોડો મનુષ્યો છે !

પંડિતઃ—દેહનું ઠેકાણું ક્યું રાખ્યું છે ? અને વતન ક્યું છે ?

મસ્તરાજઃ—વતન તો હમારૂં બ્રહ્મ, અને દેહનું ઠેકાણું રાખ્યું છે સ્મશાનમાં !–કારણ કે એ સ્થાનનું એકાંત અને ચીતા અમને સદા 'વતન'નું સ્મરણ તાજું કરાવે છે.

પંડિતઃ—આપે ઇન્દ્રિયોને અને મનને કેવી રીતે માર્યાં ?

મસ્તરાજઃ—હું કાંઇ 'ખુની' કે 'જુલમગાર' નથી ! સર્વમાં મિત્રભાવે રહેનારો હું શું આ મ્હારા શિકારી કૂતરાઓને મારી નાખું અગર રીબાવું ? અરે મ્હેં તો એમને મ્હારામાં નિરંતર તન્મય રહેતા મિત્રો અને અનુચરો બનાવ્યા છે !

પંડિતઃ—સંન્યાસી અને સંસારી એ બે પૈકી આપ કોને મ્હડીખાતો માનો છો ?

મસ્તરાજઃ—જેણે 'કલ્પના' માત્ર પર જય મેળવ્યો છે તે સંન્યાસી અને જે કલ્પનામાં દબાયલો છે તે સંસારી.

પંડિતઃ—આપ અંધ કોને કહો છો અને દેખતો કોને કહો છો ?

મસ્તરાજઃ—**પોતાની** ગતિ ન દેખાય તે અંધ. આખું જગત્ જેને બ્રહ્મરૂપ (as one harmonious body) દેખાય તે 'દેખતો'.

પંડિતઃ—આપ મુક્ત ક્યારથી થયા ?

મસ્તરાજઃ—જગતને મુક્ત જોયુ ત્યારથી।

પંડિતઃ—એ દૃષ્ટિ થવા માટે આપે સંગ કયા સંતનો કર્યો હતો?

મસ્તરાજઃ—વિરાગસ્થ વિવેક (discrimination)નો અને અનુભવનો.

પંડિતઃ—આપે 'પ્રપંચ' (Deception) નું મૂળ શામાં જોયું?

મસ્તરાજઃ—પંચભૂતોમાં.

પંડિતઃ—આપ સાવધાન કોને કહો છો?

મસ્તરાજઃ—હરેક પ્રસંગે પોતાનું પોતાપણું ભૂલે નહિ ત્હેને.

પંડિતઃ—રાત્રી અને સૂર્ય વચ્ચેનો સંબંધ આપને કેવો દીસે છે?

મસ્તરાજઃ—તે તો દીસતો હોય ત્હેમને પૂછો! સૂર્યે રાત્રીને જોઇ જ નથી અને રાત્રી સૂર્ય નામને પણ જાણતી નથી, ત્યાં કોણ કહેશે કે આ બે વચ્ચે સંબંધ કેવો?

પંડિત.—આપનું શરીર તો હજી કસાયલું છે, વખત આવ્યે લડો ખરા કે નહિ?

મસ્તરાજઃ—ત્રણ લોક સાથે અહોનિશ મ્હેં લડયા કર્યું છે અને અંતે સર્વનો વિજય કરી અજેય થઇ બેઠો છું. લડવા યોગ્ય કોઇ હવે રહ્યું જ ક્યાં છે?

પંડિતઃ—આપ કહી ગયા હતા કે ક્ષણભરનો પ્રમાદ કરે તે જ્ઞાની નહિ, તો શું આપ મુદ્દલ સૂતા જ નથી?

**મસ્તરાજ**:—જાગ્રતમાં સુષુપ્તિ કરી જાણનાર અને સુષુપ્તિમાં જાગ્રત રહેનાર કોઇ કાળે 'ઉધતો' નથી.

**પંડિત**:—આપને 'મહેનત' પસંદ કે 'ફુરસદ' ?

**મસ્તરાજ**:—શોધક અવસ્થામાં મ્હારી પ્રકૃતિ 'મહેનત'નો પલ્લો છોડતી નહિ, અને 'અનુભવ' તો પોતે જ 'ફુરસદ'રૂપ છે।

**પંડિત**:—કોઈ માણસની કિમત કરવી હોય તો આપ એને ક્યાં બોલાવો ?

**મસ્તરાજ**:—એના હમેશના વાતાવરણમાં.

**પંડિત**:—એનું ખરૂ સ્વરૂપ પોતે જ પ્રકટ કરે એવું કરવા માટે આપ ત્હેને કેવો પ્રશ્ન પૂછો ?

**મસ્તરાજ**:—હું પૂછું કાંઈ નહિ, માત્ર ત્હેને ખૂબ ગુસ્સે કરૂં। અને ક્રોધની **આગથી** એની ધારણ કરેલી મહત્તા પીગળવા ન પામે તો એને **બરફ**માં નાખું-સાતમે આસમાને ચ્હડાવું।

**પંડિત**:—આપ નીતિવાનને પસંદ કરો કે અનીતિવાનને ?

**મસ્તરાજ**:—હું આત્મનિષ્ઠને પસંદ કરૂં, જે પોતાને વફાદાર હોય અને જે વફાદારી બળની જ પુત્રી હોય.

**પંડિત**:—લોકોને આપ શું ઉપદેશ આપો ?

**મસ્તરાજ**:—હું ?...એ કામ માટે ઘણાએ 'દયાળુ'ઓ મોજુદ છે।

**પંડિત**:—આપ નવું શાસ્ત્ર લખો તો કેટલો બધો ઉપકાર થાય ?

**મસ્તરાજ**.—'ઉપકાર' મ્હારા શબ્દકોષમાં નથી; અને 'શાસ્ત્ર'

**મસ્તરાજ:**—મ્હારી દયા ખાનાર અને મ્હને સહાય કે દીલાસો આપવાની ધીટતા કરનારને.

**પંડિત:**—આપની પ્રશંસા કરનારને માટે આપ શું ધારો ?

**મસ્તરાજ:**—એ જ કે એ મ્હને **ઓળખી શક્યો** છે એવો મિથ્યા દાવો કરે છે અને એ રીતે પોતાની મહત્તા વધારવા અને મ્હારી કિંમત ઘટાડવા ઈચ્છે છે,—હું કે જે 'કિંમત વગરનો' છું !

**પંડિત:**—આપની વાતોથી મ્હારી અક્કલને અંધારાં કેમ આવતાં હશે ?

**મસ્તરાજ:**—બત્તીનો પ્રકાશ જેમ વધારે તેમ આંખોને અસહ્ય થાય !

**પંડિત:**—આપની વાતો સાંભળવાને શ્રોતામાં કયાં તત્ત્વો આવશ્યક માનો છો ?

**મસ્તરાજ:**—મજાની પાચનશક્તિ અને તીણા પણ મજબૂત કાન !

**પંડિત:**—કહો છો કે ત્હમારે માટે અહીં કાંઈ **શોધવા** જેવું રહ્યું નથી તો કયા કારણથી હજી પડી રહ્યા છો ?

**મસ્તરાજ:**—એ જ—કારણો જ—હું શોધું છું !

**પંડિત:**—આપ ખરેખર આગના ભડકા સમાન છો, આપની નજીક આવતાં પણ ડર લાગે છે !

**મસ્તરાજ:**—હું પોતાને જ ખાઉં છું અને **એ રીતે** મ્હારા ભડકાને અખંડ બળતો રાખું છું ! તેથી જ તો જ્યાં જ્યાં મ્હારો હાથ પડે છે ત્યાં ત્યાં પ્રકાશ થાય છે ! અને જેને હું ત્યજું છું તે કોલસો થાય છે ! કોલસાપર કોઈ દિવસ કોઈ 'કૃપા' કરી ત્હેને

મ્હારી આગમાં ધકકેલશે તે ત્હેને પ્રકાશિત બનવાની એકની એક તક આપનાર થઇ પડશે.

**પંડિત**:—વાત કરતાં કરતાં વારંવાર આપ આકાશમાંના તારા તરફ જોઈ રહો છો અને સ્મિત હાસ્ય કરો છો ત્હેનું શું પ્રયોજન ?

**મસ્તરાજ**.—ઓહ ! તારા તો મ્હારા મિત્રો છે ! **વિશાળ** આકાશ એ એમનું 'ઘર' છે, એક–બીજાથી **ઘણે લાંબે અંતરે** રહેવામાં એમની 'મોજ' છે, તેઓ **ઠંડે કલેજે** મહાન અંતર કાપતા રહે છે. ક્ષેત્ર અને કાળની તો તેઓ મજાક કરે છે ! **પ્રજાઓ જન્મે અને મરે એ જોવાની એમને આંખો નથી !** 'દયા'નો ડાઘ એમના **પ્રકાશને** લાગવા પામ્યો નથી ! એક જ મંત્ર–એક જ કાનુન–તેઓ ભણ્યા છેઃ 'સદા પવિત્ર અને પ્રકાશિત રહેવું'! એક દિવસ એ મંત્ર મ્હેં ત્હેમને શિખવ્યો હતો ! તેઓ આંખ મારે છે તે એમ કહેવા માટે કેઃ "'દુનિયાના લોકો !' ત્હમે ત્હમારૂં કામ કર્યા કરો, અમારા તરફ જોતા નહિ; ઇચ્છા થાય તો 'ઠંડક' આપનાર ચંદ્ર તરફ ભલે જોજો !"

**પંડિત**:—આપ છેક જ નિર્ધન જણાઓ છો !

**મસ્તરાજ**:—હા, માત્ર સોનારૂપાના સીક્કાની બાબતમાં જ નહિ પણ લાગણીઓ, વિચારો, સિદ્ધાંતો આદિ ધન પણ મ્હારી પાસે રહેવા પામ્યું નથી. પણ રખે તું ચિંતા કરતો, પંડિત ! મ્હને કોઇએ લૂટયો નથી, મ્હે જ સર્વ ફેંક્યું છે !—અને તે પણ કાંઇ 'ત્યાગ' નામના કહેવાતા 'સદ્‌ગુણ'ની પ્રેરણાથી નહિ પણ ડગલે ને પગલે જ્યાં મ્હારી નજર પડે ત્યાં **નવાં નવાં ધન** મ્હને આપોઆપ **દેખાઇ પડે** છે તેથી ! મ્હારા ઐચ્છિક અપરિગ્રહને નિર્ધનતા તરીકે જોનારની નિર્ધનતા દયાપાત્ર છે !

**પંડિતઃ**—મહાપુરૂષો માટે આપ શું માનો છો ?

**મસ્તરાજઃ**—એક માણસ 'મહાપુરૂપ' કહેવાયો તેથી એમ નથી માની લેવાનું કે તે 'પુરૂપ' હોવો જ જોઇએ ! કદાચ બાળક પણ હોય, કદાચ હરણ હોય,–અને કદાચ 'વળગાટ'વાળી છોકરી પણ કાં ન હોય ?

**પંડિતઃ**—મ્હને કાંઈ મંત્ર આપશો ?

**મસ્તરાજઃ**—ગમે તે એક મનગમતી ચીજ પાછળ મરી ફીટો !

**પંડિત.**—અર્પણુતા મ્હારામાં નથી, ભોગ મ્હને પીડાજનક છે; બીજો કાંઈ મંત્ર આપશો ?

મસ્તરાજ ચુપચાપ મૂઠીઓ વાળીને નાઠા અને જોતજોતામાં અદૃશ્ય થયા.

ડોળા ફાડી પંડિતજી જોતા જ રહ્યા ! તેઓ અદ્યાપિપર્યંત નિશ્ચય કરી શકયા નથી કે એ પૈકી કયા 'કારણ'સર મસ્તરાજ નાસી ગયા : પંડિતજીની હાજરીને રખે અજીર્ણ થાય એ ભયે કે પાણ્ડિત્યને સ્થાને ક્રિયાશીલતાનું ઔષધ બતાવ્યું તે પણ્ડિતજી સ્વીકારી શકયા નહિ એ ઉપરથી તેઓ વધુ વાતચીતને 'લાયક' નહોતા એમ સ્હમજીને ?...અને જો આવા મ્હોટા વૈયાકરણી અને ન્યાયશાસ્ત્રી નિશ્ચય ન કરી શકયા તો, વાચક ! ત્હારૂં શું ?